શ્રી ગૃહ સંસ્કાર ગ્રંથાવલી પુષ્પ મું

સમ્રાટ વિક્રમાદિત્યની વીરતા, સાહસ તથા તેના પરાક્રમોની અને વૈતાળે કહેલી દિલચસ્પ, [illegible]લી, વિલક્ષણ, કુતૂહલભરી અને બુદ્ધિને ચકાસી જ્ઞાન [illegible]વ આપનારી રસ, રંગત અને રહસ્યથી નીતરતી [illegible] અલૌકિક કહાણીઓ.



# વિક્રમ[illegible] વાતો

તેના જીવનની [illegible], તેની વીરતા અને તેના ઉદાર તથા સાહસિક [illegible] અભ્યાસપૂર્ણ પરિચય સાથે.

[illegible]દક :

[illegible]કુમાર ભટ્ટ

વિક્રમ એટલે સાહસ, સુ[illegible] અને સમાનતાની પ્રતિમૂર્તિ

પ્રાપ્તિસ્થાન : એન. એમ. ઠક્કરની કું. : ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨

: પ્રકાશક :

ઠક્કર પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબઈ ૨.



## અર્પણ

જેની રંગ અને કલ્પના ભરી વાતો હજી
પણ સ્મરણ પટ પર ગૂંજ્યા કરે છે.
જેની સ્મૃતિ સજીવ બની આજે પણ
પોતાના અસ્તિત્વનો પડઘો પાડી રહી છે
એવા અમારા

**ઇશ્વરભાઇને**

## : અનુક્રમ :

## મહાન વિક્રમ







# વિક્રમની વાતો

* સમ્રાટ વિક્રમ પિતૃહીનોના પિતા, ભ્રાતૃહીનોના ભ્રાતા અને અનાથોના નાથ હતા. પોતે મહા બળવાન હોવા છતાંપણ પ્રજાથી ડરતા હતા. શૂર (શૂરવીર) હતા તોપણ તેમનો હાથ ચંદન સમાન શિતળ હતો. તેઓ કુભર્તા હતા તથાપિ તેઓ પ્રિયાંગનાઓના પ્યારા હતા.

[ મહાકવિ ગુણાઢ્ય ]

★ સુંદર અને ચતુરાઇ ભરેલી વાર્તાઓ એટલેજ વૈતાળ પચ્ચીસી

—મેકડૉનાલ્ડ

★ મહા ભેદી તત્વોવાળી, રસિક અને ચમત્કારોથી પૂર્ણ એવી વાતો આ વૈતાળ પચ્ચીસીમાં છે. પર્વની અને મનોરંજક પરીકથાઓ પણ કહી શકાય.

—વેબર

શ્રી ૧૧



# સમ્રાટ વિક્રમાદિત્ય



"સભાજનો! ઉજ્જયનીની[1] આ રાજસભામાં હું એક અગત્યની જાહેરાત કરવા ઇચ્છું છું. આ જાહેરાત છે મારા પોતાના સંબંધની. રાજ્યશાસનનો ભાર મેં લાંબા સમય સુધી વહન કર્યો છે. હવે હું એમાંથી મુક્તિ માગું છું. અને એ મુક્તિ મને મારી સભા આપશે જ એની પણ મને ખાત્રી છે.

"નગરજનો! તમારા પ્રયત્નોથી અને આપણા પૂર્વજોના આશિષોથી હું મારૂં રાજ્ય સારા ય જંબુદ્વીપ સુધી વિકસાવી શકયો છું. અવન્તીનો ડંકો સારીય દુનિયામાં આજે વાગી રહ્યો છે. આપણા દુશ્મનો મહાત થઇ આપણા તાબામાં આવી ગયા છે. સત્તાના મૂળ એટલા તો ઊંડા ઊતરી ગયા છે કે હવે એ ઉખડે એમ નથી. દુશ્મનોની–વિરોધીઓની તાકાતને આપણે

૧ ઉજ્જયની એ અવન્તીની રાજધાની હતી. અવન્તી દેશ એટલે હાલનો માળવા.

છિન્નભિન્ન કરી નાખી છે એટલે તેમનાથી બીવાનું કંઇ જ કારણ નથી. પ્રજા સુખી છે: અન્ન ધાન્યની તમા નથી. ઠેરઠેર આબાદી અને જાહોજલાલીની પતાકા ફરફરી રહી છે."

"શહેરીઓ ! મારી લાંબા સમયની ઇચ્છા હતી કે જે દેશો પર આપણી હકૂમત છે, જે રાજ્યોપર અવન્તીનો કુસુંબી કીર્તિ ધ્વજ ફરફરી રહ્યો છે તે દેશો, રાજ્યોને નજરે જોવા. પરન્તુ આટલા સમય સુધી મારી એ ઇચ્છા બર આવી નહોતી. આજે જ્યારે રાજ્ય સુવ્યવસ્થિત છે ત્યારે સ્વાભાવિક રીતે જ મારી એ ઇચ્છા વધુ પ્રબળ બને છે અને એટલે જ મેં નિશ્ચય કરી લીધો છે કે મારે મારૂં રાજ્ય મારા ભાઇ ભર્તૃહરિને સોંપીને યોગી વેશે દેશ પર્યટન કરવું અને સંસાર જોવો. આ માટે હું તમારી આજ્ઞા માગું છું. તમારા રાજવીની ઇચ્છા સંતોષવી એ સુપ્રજાજનોનું કર્તવ્ય છે. રાજા એમાં ધર્મ ચૂકતો નથી પણ એના કર્તવ્યની દિશા તરફ એક પગલું આગળ ભરે છે. અને તમને હું ખાત્રી આપું છું કે ભર્તૃહરિ મારા કરતાં પણ અધિક પ્રેમથી તમને પાળશે. એ મારા જેટલો જ વીર, પ્રતાપી અને ચુરાતની છે. એના હાથમાં આ વિશાળ સામ્રાજ્ય મૂકતાં મને જરાપણ ક્ષોભ થતો નથી."

સભાજનો એકચિત્તથી સમ્રાટ વિક્રમનો આ નિર્ણય સાંભળી રહ્યા. કોઇ કંઇ જ બોલી શક્યું નહિ. સમ્રાટે જ્યારે નિશ્ચય જ કર્યો છે ત્યારે એમને એમાંથી શા માટે ચળાવવા ? શા માટે એમને પ્રસન્ન બનીને વિદાય ન આપવી ? સભાજનો એ અંતરથી નામરજી હોવા છતાં પણ બહારથી આનન્દ બતાવી એ નિર્ણયને વધાવી લીધો.

સમ્રાટ વિક્રમ ભર્તૃહરિને રાજ્યધુરા સોંપી દેશ બહાર પર્યટન

આથે નીકળી પડ્યા.



ભર્તૃહરિના શાસનકાળની આ વાત છે. એક સમયે એક બ્રાહ્મણે એક મંદિરમાં દેવી પાર્વતીની આરાધના કરવા માંડી. દેવીએ એની ઉગ્ર તપશ્ચર્યા અને પ્રાર્થનાથી પ્રસન્ન થઇ તેને એક આમ્રફળની ભેટ આપી અને કહ્યું:– "આ ફળ જે કોઇ ખાશે તે અમર બની સુખચેનથી જીવન ગુજારી શકશે."

બ્રાહ્મણ ફળ લઇ ઘેર આવ્યો. એના હર્ષનો પાર નહોતો. પોતાની સ્રીને તેણે આ અદ્દભૂત ફળની વાત કહી.

સ્રીએ કહ્યું– "આ ફળ ખાઇ અમર બનવું એ આપણે માટે મોટા પાપ સમાન છે. કારણ, અમર બની યુગોના યુગો સુધી ભીખ માગતાં રહેવું તેના કરતાં મરી જવું એ ઉત્તમ છે. મરવાથી કંગાલિયતમાંથી છૂટાશે અને સંસારના દુઃખોમાંથી મુક્તિ મળશે."

"તારી વાત સાંભળી મારૂં ચિત્ત ફરે છે. હું જુદી આશા સાથે તારી પાસે આવ્યો હતો. પણ તારી વાતો મને વ્યાજબી લાગે છે. હવે તું કહે તે મુજબ આ ફળની વ્યવસ્થા કરૂં."

"આ ફળ રાજાને આપી આવો. અને તેના બદલામાં દ્રવ્યની માંગણી કરો. એનાથી બે લાભ થશે. એક તો આપણે ધર્મથી વર્તેલા કહેવાઇશું અને બીજું દ્રવ્યથી આપણું દારિદ્ર ટળશે."

બ્રાહ્મણને આ વાત ગમી ગઇ. તે લાગલો જ રાજા ભર્તૃહરિ પાસે ગયો અને વિનય સાથે તેમને કહ્યું:–"આ આમ્રફળ મને દેવીની કૃપાથી પ્રાપ્ત થયું છે. એ જે આરોગશે તે અમર બની સુખી જીવન ગાળી શકશે. હું પોતે કે બીજું કોઇ એનો ઉપભોગ કરે તેના કરતાં આપ પોતે જ તેને આરોગો અને અમર બની ન્યાય અને નીતિથી રાજ્ય ચલાવો તે ઉત્તમ છે. આથી

આ દૈવી ફળ હું આપની પાસે લાવ્યો છું. આપ એનો સ્વીકાર કરો."

રાજાએ પ્રસન્નચિત્તે એ ફળનો સ્વીકાર કર્યો અને તેના બદલામાં એ બ્રાહ્મણને એક લાખ રૂપિયા મૂલ્ય તરીકે આપ્યા.

ભર્તૃહરિના મનમાં પણ આ ફળે મંથન જગાવ્યું. રાજા વિચારવા લાગ્યો કે આ ફળ હું ખાઈ અમર બનું અને પિંગલા[1] વગર જીવન ગુજારૂં તેના કરતાં પિંગલા જ એ ખાય તો કેવું ? એણે રાણીને કહ્યું:– " આ અમરફળ દૈવી કૃપાથી મળ્યું છે. તું એને આરોગ અને સદા યૌવનમાં રહી અમરત્વ પ્રાપ્ત કર."

રાણી પિંગલા રાજા ભર્તૃહરિની અતિ પ્યારી રાણી હતી. રાજા તેને પ્રાણથી પણ અધિક ચાહતો અને તેના મોહમાં જ લુબ્ધ બની સારાય સંસારનું સુખ અનુભવી રહ્યો હતો. રાણીએ એ ફળનો સહર્ષ સ્વીકાર કર્યો.

રાણી પિંગલા સતિ સ્ત્રી નહોતી. રૂપ અને યૌવનના તોરમાં તેણે એક નીચ અને હલકા વર્ણના યુવાન સાથે સંબંધ બાંધ્યો હતો. પિંગલા અને અશ્વપાળ નો પ્રેમ દિવસે દિવસે એટલો તો ગાઢ બનતો ગયો કે તેમના પ્રેમની વાત જાહેરમાં ગુપ્ત રહી શકી નહિ. તોપણ તે વાત રાજાને કાને તો આવી જ ન શકી.

અમરફળને લઈને રાણી વિચારમાં ડૂબી. એ વિચારવા લાગી–આ ફળ લઈને હું અમર બનું અને પ્રિયતમ અશ્વપાળ વગરનું જીવન વિતાવું તેના કરતાં આ ફળ તેને જ આપી દઉં તો શું ખોટું અને આ નિશ્ચય કરીને તેણે એ દૈવી ફળ

---

૧—રાજા ભર્તૃહરિને ૩૬૦ રાણીઓ હતી એમ લોકવાયકા છે. એ બધામાં રાણી પિંગલા અધિક માનીતી હતી.

પોતાના પ્રિયતમને આપી દીધું.

અશ્વપાળને રાણી પિંગલા ઉપરાંત એક ગણિકા સાથે પણ પુરાણી પ્રીત હતી. આ ગણિકાને ખુશ કરવા માટે તેણે તે ફળ તેને ભેટ તરીકે આપ્યું. વેશ્યાએ તેનો હર્ષની સાથે સ્વીકાર કર્યો.

પણ ગણિકા નીતિમાન હતી. તેને વિચાર આવ્યો, આ અમરફળ આરોગી હું અમર બની અનીતિમાન જીવન ગાળી પાપમાં ડૂબતી રહું તેના કરતાં રાજાને એ ફળ ભેટ તરીકે આપું તો ઉત્તમ અને એ વિચાર આવતાંની સાથે જ તે રાજ-સભામાં દોડી અને માનપૂર્વક તે ફળની રાજાને ભેટ ધરી.

આમ્રફળને જોતાંજ રાજા ચમકી ગયો. આ ફળ અહીં એક ગણિકા પાસે ક્યાંથી? શું રાણીએ મારો દ્રોહ કર્યો હશે કે પછી કોઇ તેની પાસેથી બળાત્કારે લઇ ગયું હશે! રાજાનું ચિત્ત આકુળ–વ્યાકુળ બની ગયું. પરન્તુ પોતાની આ વ્યાકુળતા તેણે ગણિકા આગળ પ્રદર્શિત ન કરી. પ્રસન્ન ભાવે તેણે તેને વિદાય આપી.

રાજા તર્ક–વિતર્ક કરતો કરતો મહેલમાં પ્રવેશ્યો. રાણી પિંગલા તેને સામી જ મળી. રાજાએ આતુરતાથી પૂછ્યું:–"પ્રિયે! તેં અમરફળનું શું કર્યું હતું?"

"હું ખાઇ ગઇ હતી. કેમ એ રાખી મૂકવાનું હતું?" રાણીએ તરતજ જવાબ આપ્યો.

રાજાએ પાછું પૂછ્યું:–"ક્યારે ખાધું હતું?"

"જે દિવસે આપ્યું તે જ દિવસે. શું હું જુઠું બોલું છું કે તમે મારી વાત પર વિશ્વાસ નથી કરતાં?" રાણીએ કૃત્રિમ ભાવ બતાવી આંખમાં આંસુ પણ આણ્યા.

આ અસત્ય અને દંભી વચનોથી રાજાને ક્રોધ ચઢ્યો. તેણે

પોતાની પાસે છૂપાવેલું એ ફળ બહાર કાઢયું અને રાણીને બતાવીને કહ્યું–" તું જો આ ફળ ખાઇ ગઇ હોય તો આ અહીં કયાંથી આવ્યું ? તું મારી સાથે કપટ રમે છે અને અસત્ય બોલી રહી છે."

"મહારાજ ! એ ફળ બનાવટી છે."

"અસત્ય. અસત્ય. તેં એ ફળ કોઇ પુરુષને આપ્યું છે."

"પુરુષને ?" અને રાજાના આ શબ્દોની સાથે જ પિંગળા ધ્રુજી ઊઠી. તેની સારીય વાતનું પોકળ ફુટી ગયું. તેણે અત્યન્ત નમ્ર બની પોતાનો ગુન્હો કબુલી લીધો અને સારીય વાત કહી બતાવી રાજાની ક્ષમા માગી.

રાજાને પોતાની જાત પર અપાર તિરસ્કાર ઉપજ્યો. સાથે સાથે તેને આશ્ચર્ય પણ થયું. અહાહા ! શું આશ્ચર્યની વાત છે !

यां चिंतयामि सततं मयि सा विरक्ता ।
साप्यन्यमिच्छति जनं, स जनान्यसक्तः ॥
अस्मत्कृते च परितुष्यति काचिदन्या ।
धिक् तां च तं च मदनं च इमां च मां च ॥

અહાહા ! જેને હું નિરંતર ચાહું છું, તે મારાથી એદિલ બનીને બીજાને ચાહે છે ! વળી તે અવરને પ્રેમે છે ! તે વળી અન્ય ને ઉત્તમ ગણે છે. માટે મને, પિંગળાને, અશ્વપાળને તથા ગણિકાને ધિક્કાર છે અને કામને પણ શત કોટી ધિક્કાર છે ! ધિક્કાર છે !

રાણીના દુરાચરણથી તેને સંસાર વૃથા તેના ભોગપર અરુચી અને વૈરાગ્ય ઉત્પન્ન થયો. અત્યાર સુધી પોતે આ માયામાં રચ્યો રહ્યો અને પ્રભુ સ્મરણનું કોઇ કાર્ય કર્યું નથી એ વિચારે તે વ્યાકુળ બની ગયો. પિંગળાના દ્રોહે તેને સંસાર પરનો મોહ દૂર કરાવ્યો. વૈરાગ્યની ભાવના તેની રગેરગમાં વ્યાપી ગઇ.

તીવ્ર વૈરાગ્યના આવેશમાં તેણે ઉચ્ચાર્યું–

अहो स्त्रीणांचित्तचरित्रंकेनापि न विज्ञायते

અહો! સ્ત્રીના ચિત્તનું ચરિત્ર કોઈથી પણ જાણી શકાતું નથી! એ અપાર છે. અને સ્ત્રીને આ જગતમાં સાચ્ચું વહાલું કોણ છે? કોઈ જ નહિ:—

जल्पंति सार्द्धमन्येन पश्यंत्यन्यं सविभ्रमम् ।
हृदये चिंतयंत्यन्यं प्रियः को नाम योषिताम् ॥

સ્ત્રી એક પુરુષની સાથે વાતો કરે છે. બીજાને હાવભાવથી જુવે છે અને પોતાના મનમાં ત્રીજાનું ચિન્તવન કરે છે! માટે સ્ત્રીઓને ખરેખર કોણ વહાલું છે? કોઈ જ નથી!!

રાજાના ચક્ષુ સમીપથી માયા–મોહના પડળ દૂર થઈ ગયા. એને સાચ્ચું આત્મજ્ઞાન લાધ્યું. વૈરાગ્ય! એના રોમે રોમે પોકાર કર્યો.

न वैराग्यात्परंभाग्यं, न बोधादपरः सखा ।
न हरेरपरस्त्राता न संसारात्परो रिपु ॥

વૈરાગ્યથી ઉત્કૃષ્ટ બીજું કોઈ ભાગ્ય નથી! બોધ–જ્ઞાનથી સહાયકર્તા બીજો મિત્ર કે બંધુ નથી! હરિ સિવાય બીજો કોઈ રક્ષણકર્તા નથી!! ને સંસારથી અન્ય કોઈ બીજો શત્રુ નથી!!

રાજાએ રાજ્યની ધુરા ફેંકી દીધી. વૈભવ–વિલાસને ઠોકરે ઉડાવીને તેણે ભગવાં પહેરી લીધાં અને ફળ ખાઈ મહેલ બહાર નીકળી જંગલમાં ચાલ્યો ગયો.

અવન્તી રાજા વિહોણી બની એ સમાચાર ઈન્દ્રને મળ્યાં. ઇન્દ્રે પોતાના એક દૂતને એનું રક્ષણ કરવા માટે ઉજ્જયનીમાં મોકલ્યો. દેવદૂતો એ દૂત ઉજ્જયનીના દુર્ગોનું રાત–દિન રક્ષણ કરવા લાગ્યો.

રાજા ભર્તૃહરિના રાજ્યત્યાગની અને અવન્તી નધણિયાતી

બન્યાના સમાચાર પવનવેગે દેશેદેશમાં પ્રસરી ગયા. જંગલે જંગલે, પ્રદેશે પ્રદેશમાં હવાએ વાત ફેલાવી દીધી. યોગી વિક્રમ જંગલમાં પ્રભુ ભજન કરી રહ્યા હતા તેમને કાને પણ આ વાત આવી ગઇ. રાજ્ય પ્રત્યેની મમતાએ ઉછાળો માર્યો. વર્ષોથી દબાઇ રહેલી દેશ પ્રત્યેની લાગણીઓ પાછી આગળ આવી ગઇ અને વિક્રમે પોતાના રાજ્ય તરફ કુચ–મજલ શરૂ કરી.

એકી શ્વાસે, ઝડપભેર વિસામો પણ ખાધા વગર તે પોતાના રાજ્યની સરહદે આવી પહોંચ્યો. જે સમયે એ શહેર સમીપ આવ્યો તે સમયે મધરાત થઇ ગઇ હતી. નગરજનો નિંદ્રાને ખોળે આરામ લઇ રહ્યા હતા. નિસ્તબ્ધતા અને ઘોર અંધકારનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું.

એણે નગરમાં પ્રવેશવા માટે પોતાનો પગ ઉપાડયો. પણ એ શહેરમાં પ્રવેશે તે પહેલાં જ એક મજબૂત પંજો તેના હાથ પર પડયો–"કોણ છે? કયાં જાય છે?" એક ભારે અવાજ વાતાવરણમાંથી આવ્યો.

"હું રાજા વિક્રમ છું. આ રાજ્ય મારૂં છે. મારા નગરમાં જતાં રોકનારો તું કોણ?"

"હું મહારાજા ઈન્દ્રનો દૂત છું. આ નગરનું રક્ષણ કરવા તેમણે મને મોકલ્યો છે. તું જો ખરેખર રાજા વિક્રમ હોય તો મારી સાથે યુદ્ધ કર. મને હરાવ અને પછી જ શહેરમાં પ્રવેશ કર."

આ શબ્દોથી રાજાને હાડોહાડ વ્યાપી ગઇ. તેણે કમર કસી અને દૂતને યુદ્ધ માટે આવાહન આપ્યું.

તત્કાળ જ એક પડછંદ દેહધારી વ્યક્તિ રાજાની સામે ખડી થઇ ગઇ. રાજા અને આ વ્યક્તિની વચ્ચે ઘોર યુધ્ધ શરૂ થયું. બન્ને બાથોબાથની લડાઇ લડતા હતા. રાજાએ ઝનૂનની સાથે દૂતનું ગળચું પકડી તેને નીચે જમીન પર પાડી નાંખ્યો અને પોતે આંખના પલકારામાં જ તેની છાતીપર ચઢી ગયો.

દૂતે કહ્યું–"તેં મને જીત્યો છે ખરો, તોપણ હું તને જીવતદાન આપું છું."

રાજા હસી પડ્યો. બોલ્યો–"વાહ, વાહ, તું તો કોઈ મૂર્ખ લાગે છે. તું તો હાર્યો છે અને પાછો મને જીવતદાન આપવા નીકળ્યો છે! આ વખતે હું તને મારી શકું એમ છું તો પછી તારા જીવતદાનની વાત ક્યાંથી આવી?"

દૂતે કહ્યું:—"રાજા, હું તને મરણથી બચાવું છું. મારી વાત સાંભળીને નિર્ણય કર અને પછી નિરંકુશ બનીને આનંદથી પૃથ્વી પર શાસન કર."

રાજાએ દૂતને છોડી દીધો. દૂતે પોતાની વાત આરંભી:—

"ઘણાં વર્ષો પહેલાં આ નગરમાં ચન્દ્રભાણુ નામનો એક રાજા શાસન કરી ગયો હતો. આ રાજા એક દિવસે જંગલમાં પર્યટન માટે નીકળ્યો હતો, ત્યાં તેણે એક તપસ્વી સાધુને ઊંધે મસ્તકે ઝાડ સાથે ટીંગાઈને તપશ્ચર્યા કરતો જોયો. આ તપસ્વીની તપશ્ચર્યા એટલી તો ઉગ્ર હતી કે તેણે પોતાના મસ્તકની નીચે મોટો અગ્નિ પણ સળગાવ્યો હતો અને તેની જ્વાળાઓ પોતાના મુખ પર તપાવેલી રાખી હતી.

રાજા આ સાધુની આવી ઉગ્ર તપશ્ચર્યા જોઈ વિસ્મય પામી પોતાના નગરમાં આવ્યો. એના મનમાં પ્રશ્ન ઊઠયો કે આવા સાધુને પાછા સંસારના ભોગી બનાવી શકાય કે નહિ. તેના મનમાં આ પ્રશ્ને એટલો તો ઉત્પાત મચાવ્યો કે તેનાથી રહેવાયું નહિ. બીજે જ દિવસે પોતાની રાજ્યસભામાં તેણે આ પ્રશ્ન જાહેરમાં મૂકી કહ્યું– "આવા ભયંકર તપસ્વીને જે કોઈ પાછો સંસારી બનાવે તેને હું એક લાખ મોહોર ઇનામમાં આપીશ."

સભામાં એક પ્રતિષ્ઠિત અને ચતુર ગણિકા પણ હાજર હતી. રાજાના આ પ્રશ્નની સાથે જ તે ઊઠી અને

માનપૂર્વક બોલી:–"આપની આજ્ઞા હોય તો આ દાસી એ કામ ઉપાડવાનું બીડું ઝડપે છે. એટલું જ નહિ પરન્તુ એ તપસ્વી દ્વારા એક પુત્ર ઉત્પન્ન કરાવી, પુત્રને તેની ખાંધે બેસાડીને પણ તેને અહીં લઇ આવવાની હામ ભીડે છે."

રાજા ગણિકાની આ હિંમત જોઇ આશ્ચર્ય પામી ગયો. તેને લાગ્યું કે આ ગણિકા વધુ પડતું બોલી રહી છે. છતાં પણ તેની ખાત્રી માટે તેણે કહ્યું:–"આ કામ અશક્ય છે તોપણ તું જો એ કરી શકીશ તો મને જરૂર આશ્ચર્ય થશે."

યોગી જે સ્થળે તપશ્ચર્યા કરી રહ્યો હતો ત્યાં આગળ ગણિકા આવી પહોંચી. તેણે જોયું તો યોગી ઉગ્ર સાધના કરી રહ્યો છે. ખાવા–પીવાનું નામ લેતો નથી. નીચે ઘોર અગ્નિ ભડકી રહ્યો છે, છતાં પણ આંખ પટપટાવતો નથી, કે નથી વેદનાનું ચિન્હ બતાવતો. તેનું આખું શરીર સુકાઇ ગયું છે, માત્ર હાડકાં અને ચામડી જ રહ્યા છે. આંખો ઊંડી ઊતરી ગઇ છે. મુખ નાનું અને ફીક્કું બની ગયું છે.

ગણિકાએ તેના મુખ સમીપ જઇ મધનાં થોડાંક ટીપાં તેની જીભ ઉપર મૂકયાં. યોગીને એ ભાવ્યા એટલે તેણે તે પેટમાં ઉતારી લીધાં. ગણિકાએ આ જોઇ મીઠાઇનો એક ટૂકડો તેના મુખમાં મૂકયો. તે પણ એ ખાઇ ગયો. આ મુજબ એ ચતુર સ્ત્રીએ તેને બે દિવસ સુધી મીઠાઇ ખવડાવી અને લલચાવ્યો. અન્ન જવાથી તેનામાં થોડીક શકિત પણ આવી. એણે પોતાની આંખો ઉઘાડી, ઝાડ નીચે આવી ગણિકાને પૂછ્યું–"તું કોણ છે, અને અહીં શા માટે આવી છે?"

ગણિકાએ કહ્યું–"હું એક દેવકન્યા છું. સ્વર્ગલોકમાં તપશ્ચર્યા કરતી હતી ત્યાંથી અહીં આ વનમાં આવી ચઢી છું."

તપસ્વીએ કહ્યું– "અહીં તું કયાં રહે છે? મને તારા

આશ્રમે લઇ જા."

ગણિકા તેને પોતાને મુકામે લઇ આવી. ગણિકાએ એક કામશાસ્ત્રોક્ત મઢુલી બનાવી હતી. આ મઢુલીમાં ભોગ–વિલાસના અનેક સાધનો હતા. મીઠાઇ–મેવા પણ ભરપૂર હતા.

એણે તપસ્વીને તરેહ તરેહના ભોજન બનાવી જમાડયો. તપસ્વીને આ ભોજન એટલું તો ગમી ગયું કે એનો સ્વાદ એના મનમાંજ રહી ગયો. એણે ગણિકાને કહ્યું:–

"દેવી! આવા ભાવતાં ભોજન તું મને રોજ ન કરી આપે?"

"શા માટે નહિ? પણ તમારે મારી મઢુલીએ રહેવું પડશે. રોજ ઝાડ આગળ મારાથી ન આવી શકાય." ગણિકાએ હાવ-ભાવ અને નેત્રોની રમત રમતાં કહ્યું.

નિશાન લાગી ગયું. તપસ્વીએ ત્યાં રહેવાનું સ્વીકાર્યું. ધીરે ધીરે તે એ રૂપસુંદરીના મોહમાં–સંસારની માયાજાળમાં લપેટાતો હતો. ઘીને અગ્નિનો પાસ લાગી ગયો હતો. હવે એ કયાં સુધી તેની મૂળ સ્થિતિમાં રહી શકે?

યોગીના યોગ મૂકાઇ ગયા. તેનો સંયમ તૂટી ગયો. તે ભોગી બન્યો અને તેનાથી ગણિકાને ગર્ભ પણ રહ્યો.

નવ મહિના જોતજોતામાં પસાર થઇ ગયા. ગણિકાએ એક તંદુરસ્ત બાળકનો જન્મ આપ્યો. પુત્ર થોડાંક મહિનાનો થયો એટલે એક દિવસે ગણિકાએ યોગીને કહ્યું:– "સ્વામીનાથ! ચાલો આપણે તીર્થયાત્રાએ જઇએ, કે જેથી આપણા બધા પાપોનો નાશ થઇ જાય અને આપણને પ્રાયશ્ચિત મળે."

યોગીએ તેની આ માગણી સ્વીકારી લીધી પુત્રને લઇને બન્ને તીર્થાટને નીકળી પડયાં. ગણિકાને મન તીર્થનું તો એક બહાનું જ હતું. તીર્થને બહાને તે એને ઉજ્જયનીમાં લાવવા માગતી હતી.

અને એ તેને લાવી પણ ખરી. ઉજ્જયનીના જેવું એક પણ તીર્થ નથી એમ ગણિકાએ યોગીને કહ્યું. યોગી બોલ્યો– "તારી ઇચ્છા ત્યાં જવાની હોય તો આપણે ત્યાં જઇએ." અને એ બન્ને તે માર્ગે ચાલ્યા.

ઉજ્જયની આવી ગયું. ગણિકાએ પોતે બહુ જ થાકી ગઇ છે એવો ભાવ બતાવી પુત્રને તેના ખભા ઉપર લઇ લેવાની વિનંતિ કરી. યોગીને તેમ કરવામાં વાંધો નહોતો. ગણિકાના મોહમાં એ એટલો તો લપેટાઇ ગયો હતો કે સારાસારને સમજવાની તેની શક્તિ પણ નાશ પામી હતી. યોગી પોતાના ખભાપર પુત્રને લઇને ગણિકાની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

ચતુર ગણિકા યોગીને લઇને રાજસભામાં આવી પહોંચી. રાજાની સમીપ આવી મંદમંદ હાસ્ય વેરતી એ નમન કરી ઊભી રહી. એની આંખો કહી રહી હતી–'પાછળ જુવો, મેં મારૂં વચન પાળ્યું છે.'

રાજા તેને ઓળખી ગયો. પોતાના પ્રધાનોને તેણે કહ્યું– "આ એજ ચતુર ગણિકા લાગે છે કે જેણે પેલા ઝાડપર તપશ્ચર્યા કરતાં યોગીને અહીં લઇ આવવાનું બીડું ઝડપ્યું હતું."

"હા, મહારાજ. આ એજ ગણિકા છે." પ્રધાનોએ કહ્યું– "ગણિકાએ પોતાની વાણી ખરી કરી બતાવી છે."

ગણિકાએ રાજાને બધી વાત કહી સંભળાવી અને પોતાનું ઇનામ માગ્યું.

રાજાની અને સ્રીની વાતચીત સાંભળી યોગી સમજી ગયો કે આ લોકોએ મારી તપશ્ચર્યાના ભંગ માટે જ આ પેંતરો રચ્યો હતો. સત્ય વસ્તુસ્થિતિની જાણ થતાં જ તેને પોતાની જાત પર ધિક્કાર છૂટયો અને તેને એટલો તો ક્રોધ વ્યાપ્યો કે તે

તરતજ પેલા છોકરાને લઇ શહેર બહાર નીકળી ગયો. ત્યાં તેણે છોકરાને નિર્દય રીતે રેંસી નાખ્યો અને પોતે પાછો ઘોર તપશ્ચર્યામાં પ્રવૃત્ત બન્યો.

થોડાંએક સમય પછી એ રાજા અને એ તપસ્વીનો દેહાન્ત થઇ ગયો અને એ વાત અહીં પૂરી થઇ."

દૂતે કહ્યું–" રાજા વિક્રમ આ પૂર્વ સંબંધને લઇને જ તમે ત્રણે જણા એક જ શહેરમાં, એકજ નક્ષત્રમાં અને એકજ યોગ અને મુહૂર્તમાં જન્મ પામ્યા છો. તું રાજાને ત્યાં જન્મ્યો, પેલો છોકરો તેલીને ત્યાં અને પેલા તપસ્વીનો જન્મ કુંભારને ઘેર થયો છે. તેલીનો પુત્ર પાતાળના રાજ્યનો સ્વામી બનવાનો હતો પરન્તુ તપસ્વીએ યોગ સાધીને તેને મારી નાખી સ્મશાનમાં પિશાચ તરીકે એક ઝાડની ડાળીએ ઊંધે મસ્તકે લટકાવેલો છે. અને હવે એ તને મારી નાખવાના પ્રયત્નમાં છે. માટે જો તું તેનાથી સાવચેત રહી બચી જશે તો તું દીર્ઘકાળ પર્યન્ત યશસ્વીપણે રાજ્ય કરી શકીશ. આ વાત હું તને તારા હિતને માટે કહું છું. હવે તું સાવધ રહેજે." આમ બોલીને એ દૂત આંખના પલકારામાં જ ત્યાંથી અદ્રષ્ય થઇ પોતાના મૂળ સ્થાને ચાલી ગયો.

રાજા આ અદભુત વાત સાંભળી આશ્ચર્ય પામી ગયો. પોતાના પૂર્વ જન્મની વાત પર વિચાર કરતો એ મહેલમાં પહોંચ્યો.

પ્રાતઃકાળ થયો. નગરમાં વાયુ વેગે વાત પ્રસરી ગઇ કે રાજા વિક્રમ પુનઃ મહેલમાં પધાર્યા છે. લોકોના ટાળેટાળા મહેલ તરફ આવવા લાગ્યા. જુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ અને બાળકો બધાં જ પોતાના વહાલા રાજાને ફુલ-હાર, રત્ન-મોતી તથા કિંમતી ભેટોથી સત્કારવા માટે મહેલ તરફ જવા લાગ્યા. મંગળ

વાજીંત્રો વાગવા લાગ્યા. ભાટ–ચારણો અને પંડિતોના મુખેથી આશીર્વાદ સૂચક મંત્રો–દુહાઓ નીકળવા માંડ્યા. ચેરચોર આનંદ-રંગ અને ઉત્સાહની ધૂમ મચી રહી. સારા ય અવન્તીએ રાજા વિક્રમના પુનઃ રાજ્ય પ્રવેશને આનંદ અને હર્ષની સાથે સત્કાર્યો.

રાજાએ રાજ્યની લગામ હાથમાં લીધી અને પૂર્વવત રીતે રાજ્ય કારભાર ચલાવવા માંડ્યો.

થોડાંક દિવસો પસાર થઇ ગયા. એક દિવસે શાન્તશિલ નામનો એક સાધુ હાથમાં એક ફળ સાથે રાજાના મહેલમાં પ્રવેશ્યો. રાજાને ફળની ભેટ ધરી અને પછી પોતે આસન વાળીને બેઠો અને તે બાદ તરત જ મૌનપણે ઊઠીને ત્યાંથી ચાલ્યો ગયો.

રાજા તેના ગયા પછી વિચારમાં ડૂબી ગયો. સાધુના આ મૌન કાર્યે તેને આશ્ચર્ય ઉપજાવ્યું. પણ પછી તરત જ પેલાં દૂતની વાત તેને યાદ આવી ગઇ. તેણે વિચાર્યું–દૂતે જે યોગી કહ્યો હતો તે જ યોગી આ તો ન હોય ? જો એમ હોય તો મારે એનાથી સાવચેત રહેવું અને એ ફળ ન ખાવું એ જ યોગ્ય છે. આથી શંકાશીલ બનીને રાજાએ તે ફળ ખાધું નહિ અને પોતાના ભંડારીને આપી કહ્યું–" એને જતન કરીને ભંડારમાં રાખી મૂક."

તે પછી તો એ સાધુ નિત્ય રાજસભામાં આવવા લાગ્યો અને રાજાને રોજ એક–એક ફળની ભેટ આપવા લાગ્યો. રાજા એ ફળ લઇ લેતો અને પોતાના ભંડારીને આપી દેતો. પણ એ પોતે તેને પૂછતો નહિ કે આ ફળ તમો શા માટે મને આપો છો અને એમાં શું છે ? સાધુ પણ કંઇ જ બોલતો નહિ અને મૌનપણે આવતો ને ચાલી જતો. આ ક્રમ કેટલાક અઠવાડિયા સુધી ચાલુ રહ્યો.

એક દિવસે રાજા વહેલો ઊઠીને પોતાના કર્મચારીઓને લઇને મૃગયા માટે વનમાં ગયો. ત્યાં પેલો સાધુ પણ તેની પાછળ ગયો. અને નિત્ય ક્રમ મુજબ ફળની ભેટ આપી. પણ દૈવયોગે એ ફળ રાજાના હાથમાંથી છટકી ગયું અને નીચે પડયું. આજ અરસામાં એક વાંદરો ઝાડ પરથી નીચે ઊતરી આવ્યો અને આંખના પલકારામાં જ તેને ઝડપી કચડી નાખ્યું.

પણ આ શું ? ફળમાંથી એક અતિ મૂલ્યવાન અને પ્રકાશમાન રત્ન નીકળ્યું. આ રત્નની કાંતિ જોઇને રાજા તથા ત્યાં હાજર રહેલા બધાઓની આંખો અંજાઇ ગઇ. સૌ આ અદ્દભુત રત્ન પ્રતિ નજર માંડી રહ્યા.

રાજાએ ત્યાં ઊભેલા સાધુને પ્રશ્ન કર્યો–"તમે આ અમૂલ્ય રત્ન મને શા કારણથી ભેટમાં આપ્યું છે?"

સાધુએ જવાબ આપ્યો–"મહારાજ, શાસ્ત્રમાં કહ્યું છે કે રાજા, ગુરૂ અને દેવ પાસે કદીપણ ખાલી હાથે ન જવું. તેમને કંઇક તો આપવું જ, કે જેથી કરીને ફળની પ્રાપ્તિ થાય. તે અનુસાર હું આપની પાસે ફળ લઇ આવ્યા કરૂં છું. માત્ર આ ફળમાં જ રત્ન નથી પરન્તુ આજસુધીમાં મેં આપને જેટલાં ફળ આપ્યા છે તે બધામાં પણ એક–એક આવું જ અમૂલ્ય રત્ન મૂકેલું છે. આપ તેની ખાત્રી કરો."

રાજાના વિસ્મયનો પાર ન રહ્યો. તેણે તરત જ માણસ મોકલી ભંડારી પાસેથી બધા ફળ મંગાવ્યા. એ ભાંગ્યા તો સાધુના કથન મુજબ જ દરેકમાંથી એક–એક અમૂલ્ય ઝળકતું રત્ન નીકળ્યું. આ અમૂલ્ય રત્નો નિહાળીને રાજા સંતોષ પામ્યો. કર્મચારીઓ પણ આ દૈવી સિધ્ધિ જોઇ ચકિત બની ગયા.

રાજાએ પોતાના ઝવેરીને બોલાવી મંગાવ્યો અને તેને કહ્યું:–"આ જગતમાં ધર્મ સૌથી મોટી વસ્તુ છે. એના પર

વિશ્વાસ રાખીને આ રત્નોની સાચ્ચી કિંમત મને કહો.”

ઝવેરીએ કહયું:–“હે મહારાજ ! આ જગતમાં ધર્મની જ કિંમત છે. ધર્મ જ આપણી સાથે આવે છે. ધર્મ સત્ય છે અને સત્ય એ ધર્મ છે. એને ઓળખીને હું આપને કહું છું કે આ રત્નો કોઇ મહાભાગી અને વિરલ માનવીને જ મળે એવા છે. એની કિંમત થઇ શકે એમ નથી. આ દરેક રત્ન રંગ, આકૃતિ અને તેજમાં એક સરખાં છે. એનું જે કંઇ મૂલ્ય આંકીએ તે ઓછું જ કહેવાય અને આથી જ હું એને અમૂલ્ય ગણું છું. છતાં કંઇક કિંમત તો કહેવી જ જોઇએ. અને આથી હું કહું છું કે એક–એક રત્નની લાખ–લાખ રૂપિયા કિંમત આંકવામાં આવે તો તેમાં જરાય અધર્મ નથી.

રાજા ઝવેરીની સત્યપ્રિયતા પર ખૂશ થયો, અને તેને યોગ્ય ભેટ આપી વિદાય કર્યો.

બધા ઉજ્જયનીમાં ગયા. રાજાએ સાધુને હાથ પકડી પોતાની ગાદી પર બેસાડ્યો અને કહ્યું:–“ મહારાજ ! તમારા રત્નો અમૂલ્ય છે. એની કિંમત મારા રાજ્ય સાથે પણ ન થઇ શકે. આવા રત્નો મળવા એ માનવીને પણ દુર્લભ છે. હું આપને પૂછું છું કે મારા પર આવી કૃપા કરવામાં આપનો શો હેતુ છે ?”

સાધુએ કહ્યું:–“ આપે એ વાતથી જરાપણ ગભરાવાની જરૂર નથી. મારો આ માટે એક હેતુ છે, પરન્તુ તે હેતુ હું અહીં જાહેરમાં જણાવી શકું એમ નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે વય, મંત્ર, મૈથુન, ઔષધ–તંત્રો, ગૃહછિદ્રો, માન, અપમાન આદિની વાતો જાહેરમાં પ્રકટ કરવી યોગ્ય નથી. અને એથી જ જે રહસ્ય તમે મને પૂછયું તે હું અહીં સભા સમક્ષ જાહેર કરી શકતો નથી. એ વાત હું આપને એકાન્તમાં કહીશ. ડાહ્યા-ઓનું વચન છે કે જે વાત છ કાને પડી તે ગુપ્ત રાખવા છતાં પણ ગુપ્ત રહેતી નથી, ચાર કાને સાંભળેલી વાત બહાર જતી

નથી અને એ કાનની વાતનો ભેદ તો સાક્ષાત્ બ્રહ્મા પણ સમજી શકતાં નથી, તો પછી તે જાણવાનું માણસનું શું ગજું ?"

વિક્રમને સાધુની આ વાતમાં તથ્ય જણાયું, એટલે તે સાધુને પોતાના મહેલના એક એકાન્ત ભાગમાં લઇ ગયો.

"મહારાજ! હવે આપને જે કંઇ કહેવું હોય તે ખુશીથી કહો. અહીંની વાત ક્યાંય પણ જવાની નથી."

સાધુએ કહ્યું–"રાજન! ગોદાવરી નદીને કિનારે એક મોટું સ્મશાન છે. આ સ્મશાનમાં હું એક મંત્ર સિધ્ધ કરવાની ઇચ્છા રાખું છું. મંત્રની સિધ્ધિ થતાં મને અષ્ટ સિધ્ધિની[1] પ્રાપ્તિ થશે."

"હા, પણ તેમાં મારે શું કરવાનું છે?"

"તે જ કહું છું. તમારે એક રાત્રિ મારી પાસે રહેવાનું છે. એથી મંત્ર સિધ્ધ થશે."

રાજાએ સાધુની આ માગણી સહર્ષ સ્વીકારી લીધી. તેણે કહ્યું:–"ભલે, હું સ્મશાનમાં એક રાત્રિ રહીશ. પણ તે કયે દિવસે?

"ભાદરવા વદ ચૌદશને મંગળવારની સન્ધ્યા સમયે. એ દિવસે શસ્ત્રથી સજ્જ બનીને તમે એકલા જ સ્મશાનમાં મારી પાસે આવજો."

રાજાએ તેમ કરવાનું તેને વચન આપ્યું અને કહ્યું:–"હું નક્કી કરેલા દિવસે તમારી પાસે જરૂર આવીશ. તમે હવે એ વાતે નિર્ભય બનો."

સાધુ પોતાના મુકામે આવ્યો અને પછી બધી તૈયારીઓ સાથે એણે સ્મશાનમાં જઇ પોતાનો અડ્ડો જમાવ્યો.

કાળી ચૌદશ આવી પહોંચી. રાજાએ કછોટો મારી તલવાર બાંધી અને સ્વયં પોતે સાધુની પાસે જઇ પહોંચ્યો.

---

૧–આ અષ્ટ સિધ્ધિઓ–અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રકામ્ય, ઇશિત્વ અને વશિત્વ.

સાધુ સાધનામાં તલ્લીન બન્યો હતો. જ્યારે તેણે પોતાની દ્રષ્ટિ રાજા સન્મુખ કરી ત્યારે રાજાએ તેને પ્રણામ કર્યા. અને કહ્યું–"હું કબૂલાત મુજબ આપની સેવામાં હાજર રહ્યો છું. આજ્ઞા ફરમાવો."

સાધુએ રાજાને બેસવાનું કહ્યું. રાજા તેની સમીપ બેસી ગયો.

સ્મશાનમાં ઘોર અંધારી રાત્રિ ઝમઝમી રહી હતી. આખું સ્મશાન શ્યામ રંગનું અને ભય પમાડે એવું જણાતું હતું. ઠેકાણે ઠેકાણે ચિતાઓ બળી રહી હતી. તેના અગ્નિની જ્વાળાઓ ભયંકર દેખાવ કરાવી રહી હતી. ચોતરફ સર્પો, માણસોની ખોપરીઓ, તૂટેલાં હાડકાંઓ અને હાડપિંજરો જણાતા હતાં. ભૂત–પ્રેતો, ભયાનક દેખાવોવાળા વૈતાળો અને ભયંકર પશુઓ સ્મશાનમાં ચિત્ર–વિચિત્ર પ્રકારનાં અવાજો કરતાં ઘૂમી રહ્યાં હતાં. સ્થળે સ્થળે હવામાં ભૂતના ભડકા થઇ રહ્યા હતા. સ્મશાન કાળભૈરવના સ્વરૂપ જેવું મહા વિનાશક જણાતું હતું.

આ બધું જોવા છતાં પણ રાજા જરાપણ ગભરાયો નહિ. તેણે ભયને પોતાના હૃદયમાંથી દેશવટો જ આપી દીધો હતો. છાતીને વજ્ર સમાન બનાવી, હાથમાં મૃત્યુને લઇને તે સાધુની આજ્ઞા ઝીલવા તત્પર બની બેઠો.

"અહીંથી દક્ષિણ દિશાએ થોડેક દૂર એક બીજું સ્મશાન આવે છે. આ સ્મશાનનાં એક ઝાડ પર એક શબ લટકી રહ્યું છે. તે શબની મારે જરૂર છે. તો એ મને લાવી આપો."

આજ્ઞા મળતાં જ રાજા ઊઠયો અને દક્ષિણ દિશાએ જવા લાગ્યો. ભયાનક ડરામણી રાત્રિ હતી. વરસાદની ઝડીઓ પણ વરસતી હતી. ભૂત–પ્રેતની ભયંકર ચીસો, પવનનાં સુસવાટા અને એ બધામાં ક્યારેક દેખાતા ભૂત–પ્રેતનાં લાલ–લીલા ભડકા વાતાવરણને વધુ બીહામણું બનાવતાં હતાં. રાજા શૂરવીર હતો એટલે

આ બધાથી ન ગભરાતાં તે પોતાના કામે ઝડપથી જવા લાગ્યો.

અન્તે તે સ્મશાનમાં આવી પહોંચ્યો. અહીં મહા ભયાનક દ્રશ્યો રાજાના જોવામાં આવ્યા. ભૂતો-ડાકણો નાના, કુમળાં બાળકોનાં કાળજાં ખાતી હતી. શાકિની આદિ યક્ષિણીઓ માણસોના શબોને પકડી-પકડીને તેમાંથી માંસ-ચરબી આરોગી રહી હતી. ભૂતો નૃત્ય કરતાં હતાં, ભૂતણીઓ સળગતી સગડી લઇ મુખમાંથી લાલ-પીળાં ભડકાં કાઢતી આમતેમ ઘૂમી રહી હતી. રાજા આ બધાથી ન ગભરાયો અને જે વૃક્ષ પર શબ લટકાવેલું હતું તેની શોધ કરવા લાગ્યો.

આખરે એ વૃક્ષ તેને મળી ગયું. વૃક્ષ ચિતાના ધુમાડાથી બળીને કાળું થઇ ગયું હતું. વળી તેમાંથી બળતાં માંસની ગંધ પણ આવી રહી હતી. વૃક્ષની ચોપાસ ભયંકર અવાજો થઇ રહ્યા હતા-'માર ! માર ! મારી નાંખો ! કાપી નાંખો ! ખબરદાર અહીં આવ્યો છે તો" રાજાએ આ બધી ભૂતચેષ્ટાઓ નિહાળી અને મનને મજબૂત બનાવી પોતાનું કાર્ય કરવામાં ચિન્તને પરોવ્યું.

અહીં એક વિચાર તેના મનમાં પ્રવેશી ગયો. રાજા વિચારવા લાગ્યો. દૂતે જેની વાત મને કહી હતી તેજ કુંભાર આ સાધુ છે. એ પછી તે વૃક્ષની પાસે ગયો. જોયું તો એક શાખા ઉપર એક શબ લટકી રહ્યું હતું. જાણે એ કોઇ રાક્ષસના સ્કંધ ઉપર ન બેઠું હોય !

શબને જોઇ રાજાને હર્ષ થયો. તે પછી એણે નગ્ન તલવારને હાથમાં પકડી અને ઝડપથી સર-સર કરતો વૃક્ષ ઉપર ચઢી ગયો. જે દોરીથી શબ હવામાં લટકી રહ્યું હતું તે દોરી પર તલ્વાર વીંઝી. એકજ ક્ષણમાં શબ ધડાક દેતું નીચે તૂટી પડ્યું. પડતાંની સાથે જ તેના મુખમાંથી મહા પીડા થઇ હોય

તેમ એક મોટી ચીસ નીકળી પડી.

ચીસ સાંભળી રાજા ચોંકી પડયો. 'શું ત્યારે આ શબ હજુ જીવે છે ?' રાજાના મનમાં શબના નિર્જીવપણા માટે શંકા જન્મી.

એ પછી રાજા ઝાડ પરથી નીચે ઊતરી પડયો અને શબના શરીરને પંપાળવા લાગ્યો.

ત્યાં તો શબે ખડખડ હસવા માંડયું. તેના હાસ્યના પડઘા ઘોર સ્મશાનમાં ચોતરફ ગૂંજી રહ્યા.

રાજાએ પૂછ્યું-"તું કોણ છે ? જીવે છે કે મરણ પામ્યું છે ?"

આ પ્રશ્નનો ઉત્તર પણ હસવામાં જ મળ્યો. શબ ભયંકર રીતે મુખ ફાડી હસી રહ્યું હતું.

રાજા શબને ફરી પાછો હાથ ફેરવવા જાય છે ત્યાં તો એ શબ ઉછળ્યું અને પાછું ઝાડ પર લટકાઇ ગયું.

રાજા ચકિત બની ડોળા ફાડી આ અદ્દભૂત બનાવ જોઇ રહ્યો.

શબ ખડખડ હસી પડયું. રાજાને એ કહી રહ્યું હતું-"આવ મને પકડ તો ખરો !"

રાજા પાછો ઝાડ પર ચઢયો. પ્રથમની જેમ જ તલવારના ઝટકાથી દોરી કાપી નાંખી. શબ નીચે પડયું. રાજા પણ તરત જ ઝાડ પરથી કૂદકો મારી નીચે તૂટી પડયો. શબને તેણે જોરથી પકડી રાખ્યું.

"બોલ તું કોણ છે ? શા માટે આ ઘોર સ્મશાનમાં લટકી રહ્યું છે. સાચ્ચે સાચ્ચું મને જણાવી દે, નહિતો હું તને ભયંકર સજા કરીશ."

પણ શબે કંઇ જ જવાબ ન આપ્યો. એણે મૌન જ ગ્રહ્યું.

રાજાએ વિચાર્યું કે હૂતે જે તેલીના છોકરાની વાત મને

કહી હતી તે જ આ છોકરો હોવો જોઇએ, અને કુંભાર સાધુએ તેને મારી નાખીને આ સ્મશાનમાં ઝાડ પર લટકાવ્યો હશે.

રાજાએ શબને એક વસ્ત્રથી બાંધી લીધું અને તેને ખાંધ પર નાંખી મૌનપણે ચાલવા માંડ્યું.

તેણે બે પગલાં ન ઉપાડયાં ત્યાં તો શબને વાચા થઇ. "અરે માનવી ! તું મને આમ ક્યાં લઇ જાય છે ? તું કોણ છે?"

"હું રાજા વિક્રમ છું અને તને સાધુની પાસે લઇ જાઉં છું"

"શા માટે ?"

"એ હું જાણતો નથી. સાધુની આજ્ઞા જ હું તો પાળી રહ્યો છું."

"મારી એક પ્રતિજ્ઞા છે. એનું તું પાલન કરશે તો જ હું તારી સાથે આવીશ."

"કઇ ?"

"રસ્તે ચાલતાં તારે કંઇપણ બોલવું નહિ. માત્ર જોવું અને સાંભળવું."

"અને જો હું બોલીશ તો ?"

"તો હું પાછું ઝાડ પર આવીને ચઢી જઇશ."

રાજાએ તેનું આ કહેવું સ્વીકાર્યું. અને પછી શબને ખાંધ પર નાંખી તેણે ચાલવા માંડ્યું.

રાજા થોડુંક ચાલ્યો હશે ત્યાં તો શબમાં છૂપાયલો વૈતાળ પાછો બોલ્યો–"હે રાજા! જે પંડિત અને જ્ઞાની છે તે પોતાનો સમય હરતાંફરતાં શાસ્ત્રવિનોદ અને ચર્ચામાં જ પસાર કરે છે. આપણે પણ વિનોદ વાતો કરતાં માર્ગ કાપીએ. ચાલ તને માર્ગમાં આનંદ મળે એ માટે હું એક વાર્તા કહી સંભળાવું છું. તું એ ચિત્ત દઇ સાંભળ."



# પદ્માવતી



## [૧]

પૂર્વે વારાણસીમાં પ્રતાપમુકુટ નામના રાજાનું શાસન ચોમેર વર્તી રહ્યું હતું. રાજા નામ પ્રમાણે જ પ્રતાપી અને હિંમતવાન હતો. એના રાજ્ય વૈભવની ઇર્ષ્યા અનેક રાજવીઓને થતી. પ્રતાપમુકુટના રાજ્યમાં પ્રજા સુખી, ઉન્નત અને જાહોજલાલી ભોગવતી હતી.

આ રાજાને એક પુત્ર હતો. વજ્રમુકુટ ગુણવાન, પરાક્રમી અને રૂપ–રૂપના અંબાર સમો હતો. તેના સૌન્દર્યની હરિફાઇમાં કદાચ કામદેવ પણ પરાજિત થઇ જાય. આ કુમારને પ્રધાનપુત્રની સાથે અતિ સ્નેહ હતો. પ્રધાનપુત્રનું નામ બુદ્ધિશિરા હતું. એ મહા ચતુર, નામમુજબ જ બુધ્ધિવાન અને મિત્રના સ્નેહને પિછાનનારો હતો.

એક સમયે આ બન્ને મિત્રો મૃગયા માટે વનમાં ગયા. જોતજોતામાં તેઓ એક ઘોર અરણ્યમાં આવી પહોંચ્યા. શિકારની રાહ જોઇ પણ કોઇજ શિકાર ન મળ્યો. નિરાશા–થાક અને વનની વિકટતાએ તેમને નિરૂત્સાહી બનાવી મૂક્યા.

થોડેક દૂર જતાં એકાએક જ તેમની નજર એક સુન્દર સરોવર

પર પડી. સરોવર જળ અને કમળથી પરિપૂર્ણ હતું. એને કિનારે પક્ષીઓના જોડાં આનંદથી ક્રંદન કરી રહ્યા હતાં. હરિયાળાં વૃક્ષો ડોલી રહ્યા હતાં અને તેના પર કોયલના ટહુકા ગાજતા હતા. સરોવરની આવી અપૂર્વ શોભા નિહાળી બન્ને મિત્રો ત્યાં જવા લલચાયા, અને તેને કાંઠે આવી પણ પહોંચ્યા.

ઘોડા પરથી બન્ને નીચે ઊતરી પડ્યા. અશ્વોને ઝાડ સાથે બાંધી તેમણે સરોવરના જળમાં હાથ–મુખ ધોયા. પાણી પીધું અને પછી બહાર આવી સમીપ આવેલા એક મહાદેવજીના મંદિરે ગયા, દર્શન કર્યાં અને પોતાનો થાક ઊતારવા તેના ઓટલા પર બેઠા. ઓટલા પરથી સરોવરની સુંદરતા સ્પષ્ટ રૂપમાં પ્રકટ થતી હતી. બન્ને મિત્રો કુદરતના આ અનુપમ સૌન્દર્યનું પાન કરવા લાગ્યા.

થોડીકવાર ન થઇ હશે ત્યાં તો ઝાંઝરના ઝમકારા થયા. એક દેવાંશી રાજકુમારી તેની સખીઓ સાથે સ્નાન માટે સરોવરને કિનારે આવી પહોંચી. રાજકુમારી સૌન્દર્યથી નીતરતી હતી. તેનું મુખચન્દ્ર સરોવરના વિકસેલા કમળોને પણ ફિક્કું પાડી દેતું હતું. તેના દેહની છટા કમળની દાંડીઓને પણ લજાવતી હતી. તેના નેત્રો કમળથી પણ વધુ ચમકતા, ચંચળ અને ચાતુરીથી પૂર્ણ હતા. રૂપ, શોભા અને રમણીયતામાં સરોવરની તે બારોબાર સ્પર્ધા કરી રહી હતી.

રાજકન્યા તેની સખીઓ સાથે સ્નાન માટે સરોવરમાં ઊતરી. નિર્મળ જળમાં તેમણે પોતાની કમનીય કાયાને સ્નાન કરાવ્યું. સ્નાન બાદ વસ્ત્રો સજી તેમણે મહાદેવજીના દર્શન માટે પગથિયાં ચડવા માંડયા.

પણ આ શું ? રાજકન્યા એકાએક સ્થંભી ગઇ. તેના પગ અટકી ગયા. ચંચળ નેત્રો સ્થિર બની ગયા. તેની સારીય દેહલતા કોઇક કંપથી કંપવા લાગી.

સામે ઓટલા ઉપર બેઠેલો કુમાર ક્યારનું ય આ રૂપસુધાનું પાન કરી રહ્યો હતો. રાજકુમારીના સૌન્દર્યથી તે લુબ્ધ બન્યો હતો. તેના અપ્રતિમ દેવાંશી સ્વરૂપથી તે પોતાના પરનો કાબુ પણ ગૂમાવી બેઠો હતો.

ત્યાં તો એ બન્નેની દ્રષ્ટોદ્રષ્ટ મળી. રાજકન્યાએ રાજકુમારના નયનોમાં પોતાના નયનો મેળવ્યાં. બન્ને ભાન ભૂલી ગયા. કુમારે કન્યાને જોઇ રહ્યો છે કે કન્યા કુમારને જોઇ રહી છે તે પણ કોઇ કળી ન શકે એવી તન્મયતામાં તેઓ ડૂબ્યા.

અચાનક રાજકન્યાને પોતાની સ્થિતિનું ભાન થઇ ગયું. એણે પોતાના પગ ઉપાડ્યા. મહાદેવના દર્શન કર્યાં અને પાછાં પગથિયાં ઊતરવા માંડ્યા.

રાજકુમારનું ચિત્ત અત્યાર સુધી આ સૌન્દર્યના મોહમાં જ વશ બનેલું હતું. હવે તેના મને પ્રશ્ન કર્યો-"આ રૂપ રૂપના અંબાર સમી કોઇ દેવકન્યા હશે કે આ ભૂમિ પરની કોઇ રાજકન્યા હશે?"

"એ કોની પુત્રી હશે? ક્યા રાજવીના કંઠનો એ હાર હશે? કોના મધુર ઉદ્યાનનું એ મનોહર અને સુગંધીપૂર્ણ પુષ્પ હશે?"

કુમારના હૃદયે પ્રશ્નો પર પ્રશ્નો પૂછવા માંડ્યા. પણ તેની આંખ તો કુમારીની સુકોમળ કાયામાં જ લપેટાયલી રહી હતી.

રાજકન્યાએ પોતાની વેણીમાં શોભી રહેલાં કમળ પુષ્પને નીચે ઊતાર્યું. હાથમાં લીધું અને પછી કાનને તેનો સ્પર્શ કરાવ્યો. તે બાદ દંત દ્વારા તેને જરાક દંશ માર્યો, પગે સ્પર્શ કરાવ્યો. અને અન્તમાં એ કમળને પોતાની કંચુકીમાં છાતી સરસું ખોસી દીધું.

સખીઓ બાજુમાંજ ઉભી રહી રાજકન્યાની આ લીલા જોઇ રહી હતી. તેમને એમાં કંઇજ સમજ ન પડી એટલે પૂછ્યું-

"આ શું કરી રહી છે ? ચાલો, જવાનું મોડું થઈ જાય છે."

રાજકન્યા મંદમંદ હસી. બોલી–"હા, ચાલો."

અને એ દેવાંશી કન્યા સખીઓની સાથે ત્યાંથી વિદાય થઇ ગઇ.

રાજકુમાર ફાટેલા ડોળાએ એ રાજકન્યાને જતી જોઇ જ રહ્યો. આ સમયે પ્રધાનપુત્ર કે જેનું ધ્યાન બીજી તરફ હતું તેનું આ તરફ ચિત્ત દોરાયું. તેણે પૂછ્યું–"આમ તલ્લીન બની શું જોઇ રહ્યા છો.?"

"કમલિનીને ?"

"કમલિની તો સરોવરમાં છે. લાવી આપું ?"

"હા, હા, મિત્ર મને લાવી આપ. હું તેના વગર ગાંડો બની જઇશ." રાજકુમાર મિત્રને વળગી પડયો. તેને કહ્યું–"ગમે તે થાય પણ તું મારા ચિત્તને હરનારી એ કમલિનીના મને પુનઃ દર્શન કરાવ હું તેનામાં લુબ્ધ બની ગયો છું. મારી તમામ શકિત તે હરી ગઇ છે. તેના વગર હું એક ક્ષણ પણ જીવી શકું એમ નથી. મિત્ર ! એ સુંદર કમલાક્ષીને જોઇને હું સુધબુધ વિસરી ગયો છું. એની પણ કદાચ એવી જ હાલત હશે."

પ્રધાનપુત્ર સમજી ગયો કે કુમારનું ચિત્ત આવનારી રાજકન્યાએ ચોરી લીધું છે. અને હવે તો એનો એને મેળાપ કરાવવોજ રહ્યો. એણે પૂછ્યું:–"રાજકન્યાએ પોતાની કંઇ ઓળખ આપી છે ખરી ?"

"ના અમારી વચ્ચે માત્ર નેત્રોએ જ વાતો કરી છે. મને મન મળ્યાં હતાં. જીભ તો બિચારી આ ઓચિંતા મિલનથી એટલી તો અજાયબ પામી ગઇ હતી કે તેને બોલવાનો પણ સમય ન મળ્યો."

"એણે કંઇ ઇશારો–સંજ્ઞા કરી હતી ?"

"હા."

"શું ?"

"મને જોઈ તેણે પોતાના માથામાંથી કમળનું પુષ્પ કાઢીને હાથમાં લીધું પછી કાનને તેનો સ્પર્શ કરાવ્યો તે બાદ દંત દ્વારા તેને દંશ દીધો, પગે સ્પર્શ કરાવ્યો અને અન્તમાં તે કમળને પોતાની કંચુકીમાં છાતી સરસું ખોસી દીધું. તેણે માત્ર આવા જ હાવભાવ મને જોઈને કર્યા હતાં. પણ હું નથી ધારતો કે એમાંથી કંઈ એની ઓળખ મળી આવે ?"

પ્રધાનપુત્ર આ વાત સાંભળી એનું રહસ્ય સમજી ગયો. તેણે કહ્યું–"ધીરજ રાખો. હું એ રાજકન્યા સાથે તમારું મિલન કરાવી આપીશ. ચાલો, અત્યારે તો ઘેર જ જઈએ."

અને પ્રધાનપુત્ર તેમે ઘોડા પર બેસાડીને ઘેર લઈ આવ્યો.

પરન્તુ રાજકુમારનો વિરહાગ્નિ શાન્ત ન થયો. તેની વ્યાકુળતા વધી ગઈ. ઊઠતાં, બેસતાં, ખાતાંપીતાં તેમે એ સુંદરીની જ યાદ આવવા લાગી. જેમ જેમ એ તેને ભૂલવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ એની યાદ તેના હૃદયને વધુ તાપવા લાગી.

આખરે પ્રધાનપુત્રથી ન રહેવાયું. મિત્રની આવી વિરહવેદના જોઈ તેને અપાર શોક થયો. તેણે કહ્યું–"રાજપુત્ર ! જેણે વિષયમાં પગ મૂકયો છે તે બચ્યો નથી. અને જો એ બચ્યો; તો તે અતિ દુઃખ પામે છે. માટે જ્ઞાની પુરુષો એ માર્ગ પર પગ જ મૂકતાં નથી."

"તારી વાત ખરી છે. પણ મેં તો એ માર્ગમાં પગ મૂકયોજ છે. મને સુખ અથવા દુઃખ જે મળવાનું હોય તે મળો ! હું એ આનંદથી સહન કરીશ."

પ્રધાનપુત્રે જાણ્યું કે એ સુંદર સ્રીનો મેળાપ જ હવે તેને આનંદકર્તા થઈ પડશે. ગમે તે થાય મિત્રની વેદના તો શાંત પાડવી જ જોઈશે. એને જેની જરૂર છે તે જો હું મેળવી ન

આપાવું તો પછી હું એનો મિત્ર શા કામનો ?

તે બોલ્યો–"ધીરજના ફળ મીઠાં છે. હું અવશ્ય એ કન્યા સાથે તમારો મેળાપ કરાવી આપીશ."

"પણ જેનું કુળ, જેનું નામ તથા એ કોની પુત્રી, અને કયા દેશની છે તે જ આપણે જાણતાં નથી ત્યાં એનો આપણને કેવી રીતે મેળાપ થશે ? મને તો આ અશકય લાગે છે."

"અશકય કંઇ જ નથી. રાજકન્યાએ જે સંજ્ઞા કરી હત તે તમે ભુલી ગયા છો ? એણે એ સંજ્ઞામાંજ પોતાની આખી પિછાન કરાવી દીધી છે."

આ શબ્દોએ રાજકુમારના નેત્રોમાં જ્યોતિ આણી. તે ઉછળી પડયો અને બોલ્યો :–"હેં–શું સાચી વાત છે ?"

"હા. કમળનું પુષ્પ માથા પરથી ઊતારી કાને સ્પર્શાવી તેણે સૂચવ્યું કે હું કર્ણાટક દેશમાં રહેનારી છું. દાંતે દંશ દીધો તે એણે બતાવ્યું કે દંતવાટ રાજાની હું પુત્રી છું. પગે સ્પર્શ કરાવ્યો તે પરથી પોતાનું નામ પદ્માવતી છે એમ જણાવ્યું અને કંચુકીમાં તેને સમાવી દીધું તે એણે બતાવ્યું કે મારા હૃદયમાં મેં તમને સમાવી દીધા છે. આ હૃદય તમારૂં છે. આવો અને એને કબજે કરી લો."

રાજપુત્ર આ ખુલાસો મળતાંની સાથે જ હર્ષમાં આવી ગયો. પ્રધાનપુત્રને એ વળગી પડયો. કહ્યું–"મિત્ર ! એ દેશમાં અત્યારે જ તું મને લઇ જા. હવે અહીં મારાથી એક ક્ષણ પણ રહેવાતું નથી."

પ્રધાનપુત્રે પણ વિચાર્યું, હવે વધુ ઢીલ કામની નથી. પછી બન્ને જણે ખાનગી મસલત કરી લઇ, પોશાક વગેરે સજી થોડાં રત્નો લઇ, મૃગયાનું બહાનું કાઢી પોતાના ઘોડા દોડાવી મૂકયા. પૂર્વે જે દિશાએ તેઓ શિકારે ગયા હતા તેજ દિશામાં તેઓ જવા લાગ્યા.

થોડાક દિવસોની મુસાફરી બાદ બન્ને કર્ણાટકમાં આવી પહોંચ્યા. નગરમાં તેમણે પ્રવેશ કર્યો અને ફરતાં ફરતાં રાજાના મહેલ સમીપ તેઓ આવ્યા.

મહેલની નજીક એક વૃધ્ધા પોતાના બારણામાં બેસીને વાત કરી રહી હતી. બન્ને યુવાનો તેના ઘર આગળ અટકયા અને ઘોડા પરથી ઊતરી પડીને તેને કહ્યું:-"માજી! અમે પરદેશી વ્યાપારીઓ છીએ. અમારો માલ પાછળ આવે છે. અમે ઊતારો શોધવા માટે આગળ દોડ્યા આવીએ છીએ. તમે જો અમને ઊતરવાની જગ્યા આપશો તો અમે આપનો આભાર માનીશું."

વૃદ્ધા, આ બન્ને યુવાનોની મુખમુદ્રા જોઇ પામી ગઇ કે આવનારા આ યુવાનો કોઇ સાધારણ માણસ નથી. તે એમની વિનયવાણીથી પણ પ્રસન્ન થઇ ગઇ. તેણે કહ્યું-" આ ઘરને તમારૂં જ સમજો. અને મરજીમાં આવે તેટલા દિવસ રહો."

વૃધ્ધાનો વિવેક જોઇ કુમારો પ્રસન્ન થયા. તરત જ તેઓએ એ ઘરમાં પ્રવેશ કર્યો અને પછી તો તેઓ વૃધ્ધા સાથે એટલા તો હળી ગયા કે કોઇને પણ સંકોચ થવા લાગ્યો નહિ. ડોસી પણ છોકરાઓ આગળ દિલ ખોલીને વાતો કરવા લાગી.

પ્રધાનપુત્રે કહ્યું-" માજી અહીં તમે એકલાં જ રહો છો? શું કામ કરી ગુજરાન ચલાવો છો?

ડોસી બોલી-" મારે એક છોકરો છે અને તે રાજ્યની નોકરીમાં છે. આ દેશના રાજાની પદ્માવતી નામની એક કન્યા છે. તેની હું દાઇ હતી. હવે ઘડપણને અંગે હું ઘેરે જ રહી ભગવાનનું ભજન કરૂં છું. રાજાએ મને ઘરમાયો પણ બાંધી આપ્યો છે. હું તો ડોસી માણસ છું. હવે વધુ તે કેટલું જીવીશ? જે કંઇ થોડાંક દિવસ બાકી રહ્યાં તે ઇશ્વર ભજનમાં તો ગાળવાં જોઇએ ને?"

"હા, માજી." પ્રધાનપુત્રે કહ્યું-"તમે રાજકન્યાને મળ
પણ જતાં હશો નહિ !"

"હા. કેમ નહિ ? મેં જ એને ઉછેરી છે, એટલે તેના પ્રતિ
મને પ્રેમ છે. એ પણ મારી સાથે સારી રીતે વર્તે છે."

રાજપુત્ર આ વાત સાંભળીને પ્રસન્ન થયો. ડોસીને તેણે એ
રત્ન ભેટ આપ્યું અને કહ્યું-"માજી, હવે તમે જ્યારે મહેલમ
જાઓ ત્યારે અમારો એક સંદેશો લઇ જજો."

"શા માટે નહિ ? તમે કહેતાં હો તો હું અત્યારે જ ત
સંદેશો લઇ જઇશ. શુભ કામમાં ઢીલ શા માટે ?" ડોસીએ
રત્ન મળતાં તરત કામ આપવાની કાળજી બતાવી.

"પદ્માવતીને કહેજો કે જ્યેષ્ઠ સુદી પાંચમને દિવસે તેં
રાજપુત્રને સરોવર કિનારે નિહાળ્યો હતો તે અહીં આવી પહોં
ચ્યો છે."

ડોસીએ હાથમાં લાકડી લીધી અને રાજમહેલનો મા
પકડ્યો. એ જ્યારે રાજમહેલમાં દાખલ થઇ ત્યારે રાજકન્
એકલી જ બેઠેલી હતી. ડોસીએ તેને પ્રણામ કર્યા. અને કહ્યું
"તમારી બાલ્યાવસ્થામાં મેં તમારી ઘણી ચાકરી કરી છે, અ
તમને મેં મારૂં દૂધ પાયું છે. ઇશ્વરે તમને જ્યારે મોટી કર
છે ત્યારે હવે મારી એકજ ઇચ્છા છે કે મારે તમારા તરૂણપણા
સુખ જોવું."

પદ્માવતીએ કંઇ જ જવાબ ન આપ્યો. ડોસી તેના ચ
મૌનથી સમજી ગઇ કે કુંવરીને આવી વાત ગમે છે. એ પછ
તેણે મીઠી મીઠી બે ચાર વાતો કરી કહ્યું-"બહેન ! જ્યેષ્ઠ સુ
પાંચમને દિવસે તમે જે રાજકુમારનું ચિત્ત ચોર્યું હતું તે કુમ
પોતે અહીં આવી મારે ઘેર ઊતર્યો છે. એણે કહેવડાવ્યું કે, ત
જે વચન મને આપ્યું હતું તે હવે પાળો. તમારા વચન મુજ

હું મારૂં રાજ્ય છોડીને તમારે માટે અહીં સુધી આવી પહોંચ્યો છું. અને બહેન! હું પણ તમને કહું છું કે એ રાજકુમાર કંઈ જેવો તેવો નથી. તમારો બરોબરીયો છે. તમે જેવા રૂપસુન્દરી છો તેવો જ તે રૂપ–ગુણયુક્ત છે. જુગતે જુગતી જોડી થશે."

ડોસીના આ શબ્દો સાંભળી રાજકન્યા ક્રોધિત થઇ હોય એવા ભાવે બોલી–" દુષ્ટા! તને આવું બોલતાં શરમ નથી આવતી? જા, ચાલીજા, અહીંથી."

ડોસી બોલી–' મેં એવું તે કટુ શું કહ્યું છે? હું તો માત્ર સંદેશો લાવી છું. એના સંદેશા પ્રમાણે તમારે વર્તવું કે ન વર્તવું તે તમે જાણો."

આ સાંભળતાં રાજકન્યાનો ક્રોધ બેવડો વધી ગયો. તે લાલચોળ બની ગઈ અને પછી બે હાથે ચંદન ચોપડી ડોસીના ગાલો પર તમાચો મારતાં બોલી:–" જા, દુષ્ટા! મારા ઘરમાંથી નીકળી જા."

ડોસી ઝંખવાઇ ગઇ અને ભગ્ન હૃદયે પોતાને ઘેર આવી.

બન્ને કુમારો તેની રાહ જ જોઇ રહ્યા હતા. ડોસીને જોતાં જ વજ્રમુકૂટે પૂછ્યું–" કેમ માજી! રાજકન્યાએ શું કહ્યું?"

" કહે શું? મને બે તમાચા ચોઢી દીધા."

" એમ!"

" બોલી, તું અહીંથી એકદમ ચાલી જા, હું તારૂં મોઢું જોવા માગતી નથી. અને હું તરતજ ત્યાંથી ચાલી આવી." ડોસીએ બનેલી બધી વાત કરતાં કહ્યું.

વજ્રમુકૂટે લાંબો નિસાસો નાખ્યો. રાજકન્યાના દર્શન તેને દુર્લભ જણાવા લાગ્યા.

પ્રધાનપુત્ર બુધ્ધિશિરા બુધ્ધિનો ભંડાર હતો. તે આ તમાચાનું રહસ્ય પારખી ગયો. તેણે કહ્યું–" એમાં નિરાશ થવા જેવું નથી. કન્યા બહુ ચતુર છે."

રાજકુમાર બોલ્યો—" એણે એમાં તે શી ચતુરાઇ બતાવી? કહે તો ખરો?"

" પદ્માવતીએ પોતાના દશ આંગળા ચંદને ભરી ડોસીના ગાલ પર લગાવ્યા તેનો ભાવાર્થ એમ કે, દશ દિવસ ચાંદની છે, તે જશે એટલે અંધારામાં આપણે મળીશું."

બન્નેએ દસ દિવસ જેમ તેમ વિતાવી નાખ્યાં. અગિયારમે દિવસે રાજકુમારે પાછી ડોસીને પદ્માવતીની પાસે મોકલી.

ડોસીને જોતાં જ રાજકુમારી પાછી ભભૂકી ઊઠી. તે બોલી— "પાછી અહીં શા માટે ટળી, જા." અને એમ કહીને તેણે કેશરથી ત્રણ આંગળા રંગી ડોસીના ગાલ પર માર્યા. ડોસી દિલગીર બની પાછી કુમારો પાસે આવી.

પ્રધાનપુત્રે પૂછ્યું—"કેમ માજી! આ વખતે કન્યાએ શું કર્યું? તમને જોઇને એ ખૂશી તો થઇને?"

"અરેરે! ખૂશી શેની થાય. એ તો ખૂબ લાલ બની ગઇ અને કેશરવાળા ત્રણ આંગળા કરી મારા ગાલ પર જોરથી માર્યા. જુવોને આ ગાલ પણ લાલ બની ગયો છે." ડોસી પોતાનો ગાલ બતાવતાં બોલી.

આ સાંભળી વજ્રમુકુટ પાછો નિરૂત્સાહી અને ઢીલો થઇ ગયો

પ્રધાનપુત્રે કહ્યું'—" આથી ગભરાવાની કે નિરાશ થવાની જરૂર નથી. એનો અર્થ એવો છે કે—' હું રજસ્વલા છું. માટે ત્રણ દિવસ ધીરજ ધરો ચોથે દિવસે તમને મળીશ."

ત્રણ દિવસ પસાર થઇ ગયા. પ્રધાનપુત્રે ડોસીને પુનઃ પદ્માવતીની પાસે મોકલી. આ વખતે ડોસી જવા માટે આનાકાની કરવા લાગી. પણ પ્રધાનપુત્રના ઉત્સાહવર્ધક શબ્દોથી તે પુનઃ એ કામ કરવા તત્પર થઇ.

ડોસી જેવી રાજકન્યાના બારણામાં દાખલ થઇ તેવી જ

રાજકન્યા તેને સામે મળી. આ વખતે રાજકન્યા કંઇપણ બોલી નહિ. તે મૌન જ રહી.

ડોસીને લાગ્યું. કે હવે એનો ક્રોધ ઊતરી ગયો છે એટલે મારે એને જે કહેવાનું છે તે કહી દેવું. પણ એ કંઇ જ બોલી શકી નહિ.

રાજકન્યાને ધીરજ ન રહી. એ બોલી—"અલી ડોસી તું મને શા માટે સતાવી રહી છે. અહીંથી ચાલી જા." અને એમ કહીને તેણે ડોસીને પકડી પશ્ચિમ દિશા તરફના એક ગુપ્ત માર્ગ દ્વારા બહાર કાઢી મૂકી.

ડોસીએ ઘેર આવીને આ વર્તમાન બન્ને કુમારોને જણાવ્યા.

પ્રધાનપુત્રે કહ્યું—"આપણી ફત્તેહ થઇ છે. એણે રાજકુમારને સંદેશો મોકલ્યો છે કે તમે પણ એજ પશ્ચિમ દિશાવાળા ગુપ્ત માર્ગે આજે રાત્રે અહીં આવજો."

રાજકુમારની ખૂશાલીનો પાર ન રહ્યો. જે ઇષ્ટ સમયની તે રાહ જોઇ રહ્યો હતો તે સમય હવે તેની નિકટમાં જ હતો. તેનું રોમેરોમ હર્ષની છોળો અનુભવવા લાગ્યું.

રાત્રિનો સમય થયો એટલે બન્ને કુમારોએ આસમાની રંગનો પોશાક સજ્યો. શસ્ત્રો લીધા અને મોડી રાતની રાહ જોવા લાગ્યા. જ્યારે બે પ્રહર પૂરા થઇ ગયા અને નિર્જીવ શાન્તિ સ્થપાઇ ત્યારે એ બન્ને ચૂપચાપ રાજકન્યાના ગુપ્ત દ્વાર આગળ આવી પહોંચ્યા.

પ્રધાનપુત્રે કહ્યું—"હવે તમે અંદર જાવ અને રાજકન્યાને મળો. એ તમારી વાટ જ જોતી હશે. હિંમત અને ચતુરાઇથી રહેજો. અને પાછા તરત જ આવજો."

રાજકુમારે મૌનથી ડોકું હલાવ્યું. એણે સંકેતથી કહી દીધું—"તારી સૂચના પાળીશ. મારી ફિકર કરીશ નહિ."

અને રાજકુમાર વજ્રમુકુટ અંદર પ્રવેશ્યો. રૂપની જ્યોતિ

અમી રાજકન્યા તેની વાટ જોતી ઊભી જ હતી. રાજકુમારને આવેલા જોઈને તેની પ્રસન્નતા નાચી ઊઠી. મુખમંડળ પર આનંદની છોળો ઉછળવા લાગી.

એણે રાજકુમારનો હાથ પકડ્યો અને બારણું બંધ કરી તેને પોતાના રંગમહેલમાં તેડી ગઈ.

રંગમહેલની છટા અને તેનું અદ્દભુત દ્રવ્ય જોઈ રાજકુમાર છક બની ગયો. ઠેક–ઠેકાણે ઝગઝગાટ થઇ રહ્યો હતો. ચંદન, કસ્તુરી, અગરથા, કેશર વગેરેની તથા સુગંધિત પુષ્પોની સુગંધિ આખા ખંડમાં પ્રસરી રહી હતી. એક બાજુ સુવર્ણનો છત્ર-પલંગ રત્નો અને પુષ્પોથી શણગારેલો હતો. રાજકુમાર આ બધી શોભા જોઇ દિંગ બની ગયો.

રાજકન્યાની સખીઓ પણ ત્યાં વસ્ત્રાલંકાર સજી હાજર હતી. બધાઓએ નમસ્કાર કરી રાજકુમારને વધાવ્યો.

ખંડમાં એક મોટું રત્નજડિત સિંહાસન પણ હતું. આ સિંહાસનને જાઇ, જુઇ, મોગરો, ગુલાબ, ચંદન આદિના પુષ્પોનાં હારોથી શણગારેલું હતું. સિંહાસન સમીપની ભીંતો પર સુંદર અને કલાની કારીગરીથી ભરેલા રંગબેરંગી ચિત્રામણો પણ કાઢેલા હતા. આખાય ખંડની રચના–તેનું સૌન્દર્ય અને તેનો ભવ્ય ભપકો જોઈ ગમે તેવા વૈરાગીનું મન પણ ચલાયમાન થયા વગર ન રહે.

પદ્માવતીએ રાજકુમારનો હાથ ગ્રહી તેને સિંહાસન પર બેસાડ્યો. પોતાને હાથે સુગંધિ અને પવિત્ર જળથી તેના પગ ધોયા. ચંદનનો લેપ લગાવી તેનું પૂજન કર્યું. કુમારના ગળામાં મઘમઘતાં પુષ્પોનો હાર પહેરાવ્યો. શરીર પર ગુલાબજળ–અત્તર છાંટયું અને પછી પોતાને હાથે વિંઝણો ઢોળવા લાગી.

આ બધી સેવાથી રાજકુમારનું મન પ્રસન્ન થઇ ગયું. તેણે

હ્યું–"તારા દર્શનથી જ હું તૃપ્ત થઇ ગયો છું. તું આટલો
બધો શ્રમ શા માટે લે છે. તારા આવા સુકોમળ હાથ કઠોર
પંખાના સ્પર્શને યોગ્ય નથી. એ મને આપ હું પોતે જ પંખો
નાખું અને તું મારી પાસે બેસ."

"મહારાજ! તમે જે શ્રમ લઇ અહીં પધાર્યા છો તેને માટે
મારે આ સેવા કરવી જ જોઇએ."

રાજકન્યાની એક સખી કે જે પાસેજ ઊભેલી હતી તેણે
પંખો હાથમાંથી લઇ લીધો અને બોલી– "પંખો નાખવાનું
કામ મારું છે. આપ બન્ને આનંદથી વાર્તાલાપ કરો."

બન્નેએ બત્રીસ તેજનાઓથી ભરેલું પાન આરોગ્યું અને
વાર્તાલાપે વળગ્યા. વાતચીતમાં તેઓ એટલા તો મગ્ન બની
ગયા કે કેટલો સમય થઇ ગયો છે તેની પણ તેમને ખબર પડી
નહિ. જ્યારે પરોઢ થયું ત્યારેજ રાજકન્યાને ભાન આવ્યું.
પોતાના ખંડમાં પરપુરૂષની હાજરીથી તે જરા શરમીંદી બની
ગઇ. કોઇ જોશે તો શું કહેશે તે વિચારે એ લજવાઇ ગઇ.
તેણે રાજકુમારને કહ્યું– "દિવસ શરૂ થયો છે. આપ આ મારા
ગુપ્ત ખંડમાં રહો. રાત્રિના આપણે ગાંધર્વવિધિએ લગ્ન કરીશું."

અને કુમારને તેણે પોતાના ગુપ્ત આગારમાં રાખી. પોતે
રાત્રિની વાટ જોવા લાગી.

દિવસ ઝડપથી પસાર થઇ ગયો. વ્યોમમાંથી નિશા ટપકી.
બન્ને પ્રેમીઓ પુનઃ ભેગા થયા. રાજકુમારે પ્રેમાગ્નિની સાક્ષીએ
રાજકન્યાની સાથે ગંધર્વવિધિએ લગ્ન કર્યાં. પોતાના મનની
ઇચ્છા આમ પૂરી થઇ. અને એ ગુપ્ત રીતે ત્યાંજ રહ્યો.

એક પછી એક દિવસો ઝડપથી વિતવા માંડયા. નવદંપતિ
આનંદથી પોતાનો કાળ નિર્ગમન કરી રહ્યા હતા. સમય સમ-
યનું કામ કરતો હતો. પ્રેમની મોહોર ઊંડી ને ઊંડી પ્રેમીજ-

બેના હૃદયમાં ઊતરતી જતી હતી: બન્ને આનંદરસમાં ચકચૂર બની બહારની દુનિયાને વિસરી ગયા હતા.

પણ એક દિવસે રાત્રે રાજકુમારને પોતાનો મિત્ર યાદ આવ્યો. મિત્રની યાદ આવતાંજ તે ઘણો અધિરો બની ગયો. તેનું મન તેને મળવાને માટે તત્પર બન્યું. પરન્તુ રાજકન્યાએ તેને આગ્રહ કરીને રોકી રાખ્યો.

પાછા ચાર–આઠ દિવસ પ્રેમાલાપમાં પસાર થઇ ગયા. રાજપુત્રે જવાની વાત છેડી. રાજકન્યાએ કહ્યું– "અહો ! હજી શું ઉતાવળ છે ? થોડાંક દિવસ રહી જાઓ. પછી હું તમને રોકીશ નહિ."

આમ જ્યારે જ્યારે રાજકુમાર જવાની વાત છેડતો ત્યારે ત્યારે પદ્માવતી તેને આગ્રહ કરી રોકી રાખતી. તેની વાતને એવી તો સિફ્ત પૂર્વક ઉડાવી દેતી કે રાજકુમારનું મન પાછું રાજકન્યામાં જ ચોંટી જતું.

આમ કરતાં કરતાં એક મહિનો પસાર થઇ ગયો. હવે તો ખરેખર કુમારની ધિરજ ખૂટી ગઇ. એક રાત્રિએ તે એકલો બેસી વિચાર કરી રહ્યો હતો–" મારું ઘર, માતા–પિતા, દેશ વિગેરે છોડયા ને આજે એક મહિનો થઇ ગયો છે તોપણ ત્યાં જવા મારું ચિત્ત આતુર બનતું નથી. પરન્તુ મારો પરમમિત્ર કે જેના યોગથી અને જેની બુધ્ધિથી મને આ આનંદદાયક સુખની પ્રાપ્તિ થઈ છે તેનો પણ એક મહિના થયા વિયોગ થયો છે એ મને અતિ દુષ્કર લાગે છે. હું તેને મળવા આતુર બની ગયો છું. એ મારે માટે શું કલ્પના કરતો હશે ? તેની કેવી હાલત થઇ હશે ? "

રાજકન્યા ત્યાં આવી પહોંચી. કુમારને વિચારમાં ડૂબેલા જોઇ તે બોલી :–" મહારાજ ! એવી તે કઇ ચિન્તામાં આપ

પડ્યા છો કે આમ ઉદાસ બેસી રહ્યા છો ?”

“ચિન્તા કોઇ જ નથી. પણ મને મારો મિત્ર યાદ આવ્યો છે. એને મળવા મારૂં હૃદય પોકારી રહ્યું છે. એક મહિનો થયા તેની કંઇ જ ખબર મને થઇ નથી. એટલે હું તેને મળવા ઇચ્છું છું.”

“તમારો એ મિત્ર એવો તે કેવો છે, કે જેના સ્મરણથી તમે ઉદાસ બની ગયા છો ? શું એ તમારે માટે જીવ આપવા તૈયાર છે ?

“હા. એ બુદ્ધિ–ચાતુરીમાં મારાથી પણ મોટો પંડિત છે. તારી પ્રાપ્તિ એ પણ તેની જ કુશળતાનું પરિણામ છે. તેણે જ તારી બધી સમસ્યાઓનો ઉકેલ મને કરી બતાવી આ શુભ દિવસની પ્રાપ્તિ કરાવી છે.”

રાજકન્યા વિચારમાં પડી ગઇ.

કુમારે કહ્યું–“ પદ્માવતી શા વિચાર કરો છો ? ”

“એજ કે હવે જ્યારે તમારૂં ચિત્ત તમારા એ વહાલા મિત્રમાં ચોંટયું છે ત્યારે તમને અહીં ચેન કેવી રીતે પડશે ? પણ પ્રાણેશ ! આ વાત તમે મને બહુ મોડી કરી. એ તમારો મિત્ર એટલે મારો ભાઇ થયો. માટે મારે તો હંમેશા જ તેની આગતાસ્વાગતા કરવી જોઇએ ને ભોજનાદિની સંભાળ લેવી જોઇએ. પણ તેમ નથી થયું એટલે મને ભારે શોચ થાય છે.”

“એમાં શોચ કરવાની જરૂર નથી. મારો મિત્ર ઉદાર છે. એને એવું કંઇ જ ઓછું આવતું નથી. છતાં તારી ઇચ્છા હોય તો કાલે એને માટે ભોજન મોકલી આપજે. એ આનંદ પામશે અને તને પણ શાતા વળશે. ઠીક, ત્યારે હવે હું તેની પાસે જાઉં છું.”

પદ્માવતીએ તેને રજા આપી. રાજપુત્ર જે માર્ગેથી આવ્યો

હતો તે જ માર્ગેથી વિદાય થઇ ડોસીને ત્યાં આવી પહોંચ્યો. પ્રધાનપુત્ર તેના આગમનથી આનંદિત બની ગયો અને એ બન્ને ભેટી પડ્યા.

"હવે કહે, ત્યાં તેં આટલા દિવસ શું કર્યું?" પ્રધાનપુત્રે આતુરતાથી પ્રશ્ન કર્યો.

"લગ્ન કર્યાં અને ખૂબ મજાહ કરી." એ પછી રાજપુત્રે જે બન્યું હતું તે બધી વાતો કહી સંભળાવી. મેં જ્યારે તારૂં નામ દીધું અને અહીં આવવા ઉદાસ રહેવા માંડયું ત્યારે તેને શોક થયો. તેણે ત્યારેજ મને રજા પણ આપી. કાલે એ તારે માટે ભોજન મોકલવાની છે. તું એનો સ્વીકાર કરજે."

"તમે એને મારૂં નામ જણાવ્યું તે ઠીક ન કર્યું?"

"એમાં શું થઇ ગયું? આપણો સંબંધ આવો ગાઢ છે એ જોઇને તો તે રાજી થઇ ગઇ હતી."

"ઠીક, ત્યારે એની સંજ્ઞાઓનું રહસ્ય પણ મેં જ ઉકેલ્યું હતું તે પણ તમે એને જણાવી દીધું હશે?"

"હા. મેં એને કહ્યું હતું–"તારો અને મારો મેળાપ એની બુદ્ધિનેજ આભારી છે. એ ન હોત તો આજે આ શુભ પ્રસંગ આવ્યો ન હોત."

પ્રધાનપુત્ર બોલ્યો– "તમારી બધી વાત બરાબર છે પણ તમારે આ વાત કરવી નહોતી. એથી અનિષ્ટ થવાનો સંભવ રહે છે."

આ મુજબ વાતોમાં રાત્રિ વીતી ગઇ અને પ્રભાત થયું.

બીજે દિવસે સ્નાન–સન્ધ્યા કરી બન્ને જણ પરવારી વાતે વળગ્યા હતા, એવામાં પદ્માવતીની એક સખી ભાતભાતના પકવાનોથી ભરપૂર એક થાળ લઇ ત્યાં આવી પહોંચી. પ્રધાન-

પુત્રના તેણે કુશળ સમાચાર પૂછ્યા અને પછી તેને ભોજન કરવા માટે વિનંતિ કરી.

રાજકુમાર પાસે જ બેઠો હતો. તેને ઉદ્દેશીને સખીએ કહ્યું–"અમારા બાઈજી ભોજન માટે આપની રાહ જોઇ રહ્યા છે માટે આપ આવો તો સારું. આ થાળ તો આપના મિત્રને માટે જ છે." એમ કહી તરત જ તે ત્યાંથી નીકળી ગઇ.

"હવે હું એક આશ્ચર્ય કરી બતાવું છું." પ્રધાનપુત્રે કુમારને કહ્યું.

અને તે બાદ જે પકવાન્નનો થાળ મહેલમાંથી આવ્યો હતો તેમાંનો એક કટકો તેણે બાજુમાં ઊભેલા કૂતરાને નાખ્યો. કૂતરો એ ખાતાની સાથે જ તરફડી મરણ પામ્યો.

રાજકુમાર આ જોઇ દિંગ્મૂઢ બની ગયો.

પ્રધાનપુત્રે હસતાં કહ્યું:–"જોયું ને આ કૌતુક ?"

"હા, પણ એ શાથી મરણ પામ્યો ? શું એમાં ઝેર ભેળવેલું હતું ?"

"હા, એ ઝેરવાળી મીઠાઇ હતી. મને મારી નાખવા માટેનું એ તર્કટ હતું."

"તર્કટ! મને એમાં વિશ્વાસ નથી આવતો."

"જુઓ સાંભળો, સ્ત્રીનો સ્વભાવ છે કે તે પોતાની શોકયને પોતાનાથી ચઢતી સ્થિતિમાં જોઇ શકતી નથી. આવી જ રીતે એ પતિના મિત્રને પણ જોઇ શકતી નથી. પતિનો મિત્ર તેને કાંટા સમાન ખૂંચ્યા કરે છે. એટલે હું તેને ગમતો ન હોતો. વળી તમે તેની આગળ મારી બુદ્ધિની–ચતુરાઇની વાતો કરી. એની બધી સંજ્ઞાઓનો મેં ઉકેલ કર્યો હતો તે પણ તમે ભોળા બની જણાવી દીધું. આ બધા ઉપરથી તેને જણાયું કે

હું નિપૂણ છું, અને કોઇ દિવસ હું જ તમને તેનાથી છૂટો પાડીશ! તમને સદા પોતાની પાસે, પ્રેમપાશમાં જકડી રાખવા માટે જ તેણે આ ઝેરથી ભરેલો થાળ મારે માટે મોકલાવ્યો છે. એ તમને અત્યન્ત પ્રેમથી ચહાય છે. અને તેથી તેણે વિચાર્યું કે જ્યાં સુધી હું હયાત છું ત્યાં સુધી કુમાર કેવળ મારા જ આધીનમાં રહેશે નહિ. પણ મિત્રને આધીન રહેશે અને તેથી કદાચ મને ત્યજીને પોતાની નગરીમાં પણ તે ચાલ્યો જશે. આ વિચારે તેણે મારૂં કાસળ કાઢવા આ થાળ મોકલી આપ્યો છે. પણ પ્રભુ કૃપાથી હું બચી ગયો છું."

આ સાંભળી રાજકુમાર ઉગ્ર બની ગયો. ક્રોધથી તપી તે બોલ્યો–"હવે હું એ દુષ્ટાનું મુખ જોવા માગતો નથી. આટલા સમય સુધી હું તેના પર અથાગ પ્રેમ રાખતો હતો પણ હવે જ તેનું કપટ મારી જાણમાં આવ્યું છે. આવી સ્ત્રીનું મુખ જોવું એ પણ સંકટ સમાન છે."

પ્રધાનપુત્રે તેનો ક્રોધ શાન્ત પાડયો અને કહ્યું–"મહારાજ! જે થયું તે થયું. હવે તો આપણે પણ તેની સાથે યુકિત પૂર્વક કામ પાડવું પડશે. તમે એનાથી આ વાત ગુપ્ત રાખજો અને એવા પ્રેમથી તેની સાથે વર્તજો કે જેથી એ પોતાના માતા–પિતાને મૂકીને તમારી સાથે આવે" આ માટેની એક યુકિત મારી પાસે છે, તે અમલમાં મૂકી તમે પદ્માવતીનુ હરણ કરો."

રાજકુમારે તેની બુદ્ધિના વખાણ કરવા માંડયાં અને કહ્યું–"તારૂં નામ બુધ્ધિશિરા છે તે બરાબર જ છે. હવે તો તારી જ યુકિતથી હું એના પર આપણું વેર વાળીશ."

"આજે તમારે પદ્માવતીને ત્યાં જઇ એની સાથે એવો તો પ્રેમ કરવો કે જેથી એ ચકચૂર બની જાય. એને ભાંગ–મદિરા આદિ પાજો. અને જ્યારે એના નશામાં આવી તે નિદ્રાવશ થાય

ત્યારે તમારે તેના બધા અલંકારો ઊતારી લઇ તેની ડાબી જાંઘ ઉપર અગ્નિથી તપેલા ત્રિશૂળનું ચિન્હ કરવું અને ત્યાંથી ત્વરાથી ચાલી આવવું."

રાજપુત્રે આમ કરવાનું કબૂલ્યુ.

પછી એ મહેલમાં ગયો. પદ્માવતી તેને પુનઃ આવેલો જોઇ આનંદિત બની ગઇ. કુમારે પણ જાણે કંઇજ બન્યું નથી તેમ તેની સાથે પ્રેમથી વર્તવા માંડ્યું. તેણે એટલો તો સ્નેહ બતાવવા માંડ્યો કે પદ્માવતી તેમાં જ ચકચૂર બની ગઇ. પછી રાજકુમારે તેને ઉત્તેજક પદાર્થો ખવડાવ્યા. મદિરા પીવડાવી. રાજકુમારીને નશો ચઢયો. એ શય્યા ઉપર ઢળી પડી.

રાજકુમારે તેના અલંકારો ઊતારી લીધાં. પોતાની સાથે આણેલા ત્રિશૂળથી તેણે એની ડાબી જાંઘ ઉપર ચિન્હ બનાવ્યું. અને પછી ગુપ્ત રીતે તે ત્યાંથી નીકળી પ્રધાનપુત્રની આગળ આવી પહોંચ્યો.

પ્રધાનપુત્રને અલંકારો બતાવી પોતે જે કર્યું હતું તે કહી બતાવ્યું. બુધ્ધિશિરાને ખાત્રી થઇ કે આપણી ઇચ્છાનુસાર કાર્ય પાર પડ્યું છે.

હવે પ્રધાનપુત્રે એક તપસ્વીનો વેષ ધારણ કર્યો અને રાજકુમારને પોતાના ચેલાનો વેષ પહેરાવી તેઓ સ્મશાનમાં જઇ બેઠા. એ પછી પ્રધાનપુત્રે રાજકુમારને કહ્યું- "તમે બજારમાં જઇ રાજકન્યાના આ અલંકારો વેચી આવો. એ એવી રીતે વેચો કે લોકોની તેના પર નજર પડે. કદાચ સિપાઇઓ તમને પકડે તો જરા પણ ન ગભરાતાં તેમને કહેવું-"મારા ગુરૂએ મને એ વેચવા આપ્યા છે. એથી વિશેષ મને કંઇજ માલમ નથી."

ચેલા વેષે રાજકુમાર અલંકારો વેચવા નગરમાં ગયો.

અનેકને તેણે એ અલંકારો બતાવ્યા. પરંતુ આટલા મૂલ્યવાન અલંકારો લેવાની કોઇ હિંમત કરી શક્યું નહિ.

આખરે રાજકુમાર ફરતો ફરતો રાજાના સોનીની પાસે આવ્યો. તેને એણે એ અલંકારો બતાવ્યા. સોનીએ એ અલંકારો કોના છે તે તરતજ પિછાન્યું અને પૂછ્યું:-

"આ તું ક્યાંથી લાવ્યો છે?"

"મારા ગુરુએ મને આપ્યા છે."

"તારો ગુરુ ક્યાંથી લાવ્યો? એ ચોર જણાય છે."

"મારા ગુરુ પાસે એ કેવી રીતે આવ્યા છે તેની મને કંઇજ માહિતી નથી. તમારે જે કંઈ પૂછવું હોય તે મારા ગુરુને જઇને પૂછો. મને મારા અલંકારો પાછા આપી દો કે પછી તેની કિંમત આપો."

આ વાર્તાલાપે જતાં આવતાં લોકોનું ધ્યાન ખેંચ્યું. જોતજોતામાં લોકોની સારી જેવી સંખ્યા ભેગી થઇ ગઇ.

સોનીએ કહ્યું-"આ અલંકારો રાજકન્યા પદ્માવતીના છે. તારો ગુરૂ એ ચોરી લાવ્યો લાગે છે. હવે તને પકડાવવો પડશે."

આજ અરસામાં કોટવાળ અને સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. સોનીએ કોટવાળને બધી વાત જણાવી. કોટવાળે ચેલાને ત્યાંજ પકડી લીધો અને સ્મશાનમાંથી ગુરુને પકડાવી મંગાવી બન્નેને કોટડીમાં પૂરી દીધા.

બીજે દિવસે આ બન્નેને રાજા સમક્ષ હાજર કરવામાં આવ્યા.

કોટવાળે તમામ વાત રાજા આગળ પ્રકટ કરી કહ્યું:-"આ ચોરો રાજકુંવરીજીના અલંકારો ચોરી લાવ્યા છે."

રાજાએ અલંકારો ઓળખ્યા. એ પોતાની કુંવરીનાં જ હતાં.

તેણે પૂછ્યું-"સાધુ મહારાજ! તમે આ અલંકારો ક્યાંથી લાવ્યા?"

સાધુ વેષધારી પ્રધાનપુત્રે કહ્યું:–"હે મહારાજ ! ગઇકાલે ચૌદશ હતી એટલે હું મંત્રની સાધના કરવા સ્મશાને ગયો હતો. તે સમય ત્યાં એક ડાકિની આવી. રૂપરૂપના અંબારસમી એ હતી. વસ્ત્રાલંકારોથી પૂરેપૂરી સજ્જ થયેલી હતી.

હું તો મારી સાધનામાં જ લીન બનેલો હતો. પણ એ ડાકિનીની એક ભયંકર ચીસે મારૂં ધ્યાન તેની તરફ ખેંચાયું. તે ચીસો પાડતી પાતી એક તાજા જન્મેલાં શિશુનું કાળજું ખાઇ રહી હતી.

'આવી ખૂબસૂરતીની પાછળ આ પિશાચી કૃત્ય ?' મારા હૃદયને કમકમાં આવી ગયા. મેં વિચાર્યું આ સ્ત્રી કોઇ મહા-ડાકિની હોવી જોઇએ અને તે જરૂર ગુપ્ત વેશે ક્યાંક રહેતી હોવી જોઇએ.

"એના ઝગારા મારતાં અલંકારો પર મારી દાનત બગડી. એ એકલીજ હતી એટલે મેં તેના પર બળ કર્યું. એણે ઘણાં ફુંફાડા માર્યાં. પરન્તુ મારા બળ આગળ તે લાચાર બની ગઇ. મેં એના તમામ અલંકારો ઉતારી લીધાં અને નિશાની બદલ તેની ડાબી જાંઘ ઉપર તપાવેલા ત્રિશૂળનું ચિન્હ પણ મારી દીધું."

સાધુની આ વાતથી રાજા વિસ્મય સાથે ક્રોધે ભરાયો. તેણે એ બન્નેનો ન્યાય મુલતવી રાખ્યો અને એ મહેલમાં ગયો.

રાણીને કહ્યું:–"પદ્માવતીની ડાબી જાંઘ પર કંઇ ચિન્હ છે કે નહિ તેની તપાસ કરો ? અને જો ચિન્હ હોય તો તે કેવું છે તે મને જણાવો ?"

રાણીએ યુક્તિ પૂર્વક પદ્માવતીની જાંઘ તપાસી. ડાબી જાંઘ પર ત્રિશૂળનું ચિન્હ તેની નજરે પડ્યું.

તેણે રાજા પાસે આવી આ વાત કરી.

રાજા દુઃખ પામ્યો. પોતાની અતિ લાડલી કન્યા એક

ડાકિની છે એ વિચારે તેને અતિ શોક થયો. રાણીને તેણે આ તમામ વાત કરી. પૂરાવામાં અલંકારો બતાવ્યા. રાણી પણ દુઃખસાગરમાં ડૂબી ગઇ.

રાજાએ કોટવાળને હુકમ કરી ગુરુ ચેલાને મુકત કરાવ્યા.

રાજાએ વિચાર્યું–આવી દુષ્ટ કન્યા કે જે રાત્રિના સ્મશાનમાં રહેતી હોય, જે ડાકિની હોય અને કાચું માંસ ખાતી હોય તેને હવે ઘરમાં વધુવાર રહેવા દેવી એટલે વિનાશનેજ આમંત્રણવા બરાબર છે. એને રાજ્ય બહાર કાઢવીજ યોગ્ય છે. પરંતુ આ કામ ગુપ્ત રીતે થવું જોઇએ. લોકોમાં જો એ વાત બોળાશે તો મારે નીચું જોવાનું થશે.

એણે કોટવાળને બોલાવીને કહ્યું–"પદ્માવતીને ચૂપચાપ લઇ જઇ કોઇ ગાઢ અરણ્યમાં મૂકી આવ. જોજે આ વાતની કોઇને ખબર ન પડે."

કોટવાળે એ કામ ગુપ્ત રીતે કરી દીધું અને રાજાને સમાચાર પણ આપી દીધાં.

વજ્રમુકુટ અને બુદ્ધિશિરાને આ વાતની તરતજ ખબર થઇ ગઇ. તેઓ ઘોડા પર સવાર થઇ અરણ્યમાં ગયા.

પદ્માવતી પોતાના ભાગ્યને શ્રાપ આપતી શોક કરી રહી હતી. ત્યાં તેણે રાજકુમારને મારતે ઘોડે આવતો જોયો. શોક ભૂલી એ તેને વળગી પડી.

રાજકુમાર પદ્માવતીને લઇને પોતાના રાજ્યમાં આવ્યો અને આનંદમાં તેની સાથે કાળનિર્ગમન કરવા લાગ્યો."



અહીં વાર્તા પૂરી થઇ ગઇ. છોકરાના શબમાં પ્રવેશેલા વેતાળે રાજા વિક્રમને પ્રશ્ન કર્યો:—

"હે રાજા ! આ વાર્તામાં મને એક શંકા જન્મી છે. એનું

નિરાકરણ હું તારી પાસે માગું છું. કારણ, બુદ્ધિશાળી પુરુ-ષોમાં તું શ્રેષ્ઠ ગણાય છે. હું જાણવા ઇચ્છું છું કે આ કામ માટે રાજા, પદ્માવતી, રાજકુમાર અને પ્રધાનપુત્ર એમાંથી ખરો ગુન્હેગાર કોણ? મારા આ પ્રશ્નનો જવાબ આપ. ધ્યાન રાખજે; તું જાણવા છતાં પણ એનો સાચો જવાબ ન આપશે તો નરકમાં પડશે."

રાજા વિક્રમ કે જે સત્યવકતા હતો તે પ્રશ્નથી વિચારમાં પડી ગયો. તેને શાપનો ભય લાગ્યો. એ બોલ્યો—"હે વૈતાળ! એમાં શંકા આવે એવું શું છે? રાજાજ ખરી રીતે ગુન્હેગાર ગણાવો જોઇએ."

"કેવી રીતે?" વૈતાળે પૂછ્યું.

રાજાએ કહ્યું—"પ્રધાન પુત્રે જે કામ કર્યું તે પોતાના રાજાના કલ્યાણ માટે કર્યું હતું. એમાં એનો સ્વાર્થ નહોતો, અને રાજાનું કલ્યાણ ઇચ્છવું એ પ્રધાનોનો ધર્મ છે એટલે એને અપરાધી ન કહેવાય."

"કોટવાળે પોતાના ધણીની આજ્ઞાનુ પાલન કર્યું હતું અને તેમ કરવાની તેની ફરજ હતી. એટલે આ કૃત્ય માટે તેને પણ દોષિત ન ગણવો જોઇએ.

"રાજકુમાર અને રાજકન્યા એ બન્ને પ્રેમમાં ચકચૂર હતા. કામવેદનાથી બળી રહ્યાં હતાં એટલે તેમનામાં પાપ-પુણ્ય સમજવાની બુધ્ધિ જ નહોતી. તેઓ તો પોતાનો સ્વાર્થ સાધવા પાછળ જ તત્પર રહેતાં હતાં માટે તેમને પણ દોષિત ઠેરવી શકાય નહિ.

"હવે રહ્યો માત્ર રાજા. અને એજ ગુન્હેગાર છે. કારણ રાજાએ વિચાર કર્યા વગર પોતાની પુત્રીનો ન્યાય કર્યો હતો. રાજાની ફરજ હતી કે તેણે બધી વિગત તપાસી પછી જ

સત્યાસત્યનો ન્યાય કરવો હતો. પણ રાજકર્તા તરીકેની એ પોતાની ફરજ ચુકયો. પુત્રીને દોષિત ઠેરવી અને તેને જંગલમાં કાઢી મૂકી. માટે રાજાજ ખરો ગુન્હેગાર છે.”

રાજાએ પોતાનું મૌન ત્યજી ઉત્તર આપ્યો એટલે તરત જ વૈતાળ તેની ખાંધ ઉપરથી જણાય નહિ તેમ અદ્રશ્ય થઈ ગયો. અને પાછો વૃક્ષ પર લટકી ગયો.

આ જોઈ રાજા ભય પામ્યો નહિ. એ પાછો હિંમત ધરી વૈતાળને પકડવા માટે દોડયો.



# મધુમાલતીના ત્રણ પ્રેમીઓ



[ ૨ ]

રાજા વિક્રમ પાછો પેલા ઝાડ પર ચઢ્યો અને શબને પોતાની ખાંધ પર લઈ ચાલવા માંડ્યું.

વૈતાલે કહ્યું–"રાજા! તું જે શ્રમ ઉઠાવે છે તે તને અણઘટતો અને ક્લેશદાયક છે. વળી તે તારા જેવા સત્યવાદી અને વીર પુરુષને યોગ્ય પણ નથી. પણ હવે તારા મનનું રંજન કરવા તને એક વાર્તા કહી સંભળાવું છું તે તું સાંભળ."

વૈતાળે વાર્તા કહેવા માંડી:—

"કાલિન્દી–યમુના નદીના કિનારા ઉપર ધર્મસ્થળ નામનું એક નગર વસેલું છે. એના રાજાનું નામ ગુણાધિપ હતું. તે નગરમાં કેશવભટ્ટ નામનો એક પવિત્ર અને કર્મનિષ્ઠ બ્રાહ્મણ પણ રહેતો હતો. આ બ્રાહ્મણ યમુના તીરે જપ–તપ કરતો અને પ્રભુભજનમાં લીન બની પોતાનો કાળ પસાર કરતો હતો.

આ બ્રાહ્મણને મધુમાલતી નામની એક પુત્રી હતી. રૂપરૂપના ભંડાર સમાન હતી. જેમ જેમ તે કન્યા તરૂણાવસ્થામાં આવતી ગઇ તેમ તેમ તેનું લાવણ્ય અધિક ને અધિક વિકસ્તું ગયું. હવે એના માબાપને તેના લગ્નની ચિન્તા થવા લાગી.

એક દિવસે કેશવ ભટ્ટ પોતાના યજમાનની સાથે એક લગ્ન સમારંભમાં ભાગ લેવા ગયો હતો. તેનો પુત્ર ગુરુની પાસે ભણવા ગયો હતો. આ સમયે ઘરમાં માત્ર માતા અને મધુ-માલતી એ બન્ને જ હતાં.

એટલામાં તેમને ઘેર એક બ્રાહ્મણનો યુવાન છોકરો આવી ચઢ્યો. આ છોકરો રૂપગુણમાં પૂરો અને બોલવા ચાલવામાં પણ હતો. મધુમાલતીની માતા આ છોકરાને જોઇને આનંદિત બની ગઇ અને તેણે વિચાર્યું કે આ યુવાન મારી પુત્રીને માટે સર્વથા યોગ્ય છે. તેણે પોતાનો આ વિચાર યુવાનને કહ્યો અને બોલી–"હું, તને મારી પુત્રી પરણાવીશ."

યુવાને તેમાં સંમતિ આપી.

કેશવ ભટ્ટજી જે લગ્ન સમારંભમાં ગયા હતા ત્યાં પણ તેમની નજર એક બ્રાહ્મણ યુવાન પર વસી. આ બ્રાહ્મણ પણ તેમની નજરે પોતાની પુત્રી માટે યોગ્ય જણાયો. ઘરબાર સારા હતાં. બ્રાહ્મણ વિદ્વાન અને ગુણી હતો એટલે ભટ્ટજીને લાગ્યું કે આ તક જવા દેવી યોગ્ય નથી. તેમણે એને પોતાનો વિચાર જણાવી ખાત્રી આપી કે 'મારી કન્યાના લગ્ન હું તારી સાથે જ કરીશ, અને તેને પોતાની સાથે આવવા કહ્યું.

આ બાજુ ગુરુને ત્યાં ભણવા ગયેલા છોકરાએ પણ પોતાના ગુરુને ત્યાં એક છોકરાને જોયો. એ પણ વિદ્વાન, કર્મનિષ્ઠ અને રૂપવાન હતો. બ્રાહ્મણપુત્રે જાણ્યું કે મારી બહેન માટે આ યોગ્ય મુરતિઓ છે અને તેથી તેણે તેને કહ્યું–" મારી બહેન કે

જે અતિ લાવણ્યમયી છે તેના લગ્ન હું તારી સાથે કરીશ. માટે તું મારી સાથે ચાલ."

બ્રાહ્મણ યુવાને સંમતિ આપી એટલે પુત્ર તેને લઇ પોતાને ઘેર આવ્યો.

આજ સમયે પિતા પણ પોતાની સાથે પેલા યુવાન બ્રાહ્મણને લઇને આવ્યો.

ઘરમાં ત્રણ યુવાનો ભેગા થઇ ગયા. માતાએ પસંદ કરેલો યુવાન કે જે ઘેરે જ હતો તે, અને પિતા અને પુત્ર જે યુવાનો લાવ્યા હતા તે. આમ એકજ કન્યા માટે ત્રણ યુવાનોને વચન અપાઇ ગયા હતાં.

મધુમાલતીને પરણવા આવનાર આ ઉમેદવારોમાંથી એકનું નામ ત્રિવિક્રમ, બીજાનું નામ વામન અને ત્રીજાનું નામ મધુસૂદન હતું. આ ત્રણે રૂપગુણયુક્ત અને વિદ્વાન હતા. કેશવભટ્ટ આ ત્રણેને જોઇ ચિન્તામાં ડૂબી ગયો. કન્યા એક અને વર ત્રણ. કોને તે આપે અને કોને ન આપે. વળી ત્રણે જણાને વચન પણ આપેલાં એટલે જો કોઇને કન્યા ન અપાય તો વચનનું પાપ લાગે. બ્રાહ્મણને આ ચિન્તા ખાઇ જવા લાગી.

આ ફિકરમાં એ બેઠો હતો ત્યાં એકાએક જ ઘરમાં ચીસાચીસ થઇ ગઈ. બધા દોડી આવ્યા. જોયું તો મધુમાલતીને એક ઝેરી સાપે દંશ દીધો હતો. દંશ કાતીલ હતો એટલે તેનું ઝેર ધીરેધીરે આખા શરીરમાં પ્રવેશવા માંડયું.

બાપ, ભાઇ અને પેલા ત્રણે વરોએ કન્યાને બચાવવા માટે દોડાદોડ કરી મૂકી અને જે કોઇ મંત્રશાસ્ત્રીઓ તથા ભુવાઓ આદિ મળી આવ્યા તેમને લઇને તેઓ ઘેર આવ્યા.

આ બધાઓએ છોકરીને જોઈ, તેના દંશ અને ઝેરની પરીક્ષા કરી અભિપ્રાય આપ્યો કે છોકરી બચવાની નથી. એક ભુવાએ

કહ્યું–"પાંચમ, છઠ, આઠમ અને ચૌદશ આ તિથિઓએ જો સર્પદંશ થયો હોય તો તે માણસ બચતું નથી."

બીજો બોલ્યો:–"શનિવાર અને મંગળવારે જેને સાપ કરડયો હોય તે કદીપણ જીવતો રહેતો નથી."

ત્રીજાએ કહ્યુ:–રોહિણી, મઘા, આશ્લેષા, વિશાખા, મૂલ અને કૃત્તિકા આ નક્ષત્રોમાં જેને સર્પદંશ થયો હોય તે માનવીને ઝેર ઊતરતું જ નથી અને તે મરી જાય છે.

ચોથાએ કહ્યું–"ઓષ્ઠ, કપાળ, ગાલ, ગળું, કાંખ, નાભી અને ઇન્દ્રિય આ સ્થળોએ જો દંશ થયો હોય તો તેના બચવાની આશા મિથ્યા જાણવી.

પાંચમો બોલ્યો–"એને બ્રહ્મા પણ જીવતી કરી શકે એમ નથી તો અમે તે શી ગણત્રીમાં ?"

આમ બધા જ આવળો અભિપ્રાય આપવા લાગ્યા.

મંત્રશાસ્ત્રીઓએ પણ મંત્રો ફુંકયા. ગારુડીઓએ સાપો બોલાવ્યા પરન્તુ કંઇજ સારૂં પરિણામ આવી શકયું નહિ અને છોકરી મરણ પામી.

કુટુંબીઓ ભેગા થઇ ગયા. શબને લઇ જવામાં આવ્યું અને સ્મશાનમાં તેને અગ્નિદાહ પણ દેવાયો.

કન્યાને પરણવાની ઇચ્છાથી આવેલા યુવાનો આથી અતિ નિરાશ પામ્યા. મધુમાલતીની સુન્દરતા તેમના મનમાં વસી ગઇ હતી એટલે તેઓ તેની પાછળ દિવાના બની ગયા. એક યુવાન સ્મશાનમાં જ નાની ઝુંપડી બાંધી, મધુમાલતીને જે સ્થળે બાળવામાં આવી હતી તેની રાખ ભેગી કરી તેની શય્યા બનાવી ત્યાં અયાચિવ્રત ધારણ કરી, કોઇ આપે તો લેવું, નહિતો માગવું નહિ, એમ ભિક્ષા ઉપર નિર્વાહ ચલાવવા લાગ્યો.

બીજો યુવાન પોતાની પ્રિયાના હાડકાં ભેગા કરી, તેનું

જીવની જેમ જતન કરવા લાગ્યો અને ગોંસાઇ બની તેણે વનેવન ભમવા માંડયુ."

ત્રીજા યુવાને વિરહ વેદનાથી વ્યાકુળ બની સંસારનો ત્યાગ કરી દીધો, અને દેશેદેશ યાત્રા કરવા લાગ્યો.

એક દિવસે આ ત્રીજા યુવાનને કોઇએક બ્રાહ્મણને ત્યાં ભોજન માટે આમંત્રણ આપ્યું. યુવાને એ સ્વીકાર્યું.

ઘરધણીએ અતિથિની સેવા-પૂજા કરી ચોકમાં તેને જમવા માટે બેસાડયો. પોતે પણ બાજુમાં બેઠો. યજમાનની સ્ત્રી ભોજન પીરસવા લાગી. અર્ધું ભોજન ન પીરસાયું ત્યાં તો તેનું નાનું બાળક રડવા લાગ્યું. સ્ત્રીએ તેને શાન્ત પાડવા ઘણાં પ્રયત્નો કર્યા પરન્તુ બાળક કેમે કરીને શાન્ત ન રહે. એણે માતાનું સ્તન મોઢામાં નાખ્યું. થોડીક ક્ષણ એ શાન્ત રહ્યું પણ સ્ત્રીને પીરસવાનું હતું એટલે તેણે બાળકના મોઢામાંથી થાન ખેંચ્યું. બાળકે તે કેમે કરીને મૂકયું જ નહિ. જેમજેમ માતા તેને સમજાવે તેમ તેમ એ વધુ રડે, અને હઠે ચઢે. માતાને ક્રોધ ઉપજયો અને ક્રોધના નશામાં જ તેણે એ બાળકને પાસેના ચુલામાં નાખી દીધું. કુમળા અંગવાળું બાળક તરત જ અગ્નિમાં ભરખાઇ ખાખ થઇ ગયું.

પરોણો યુવાન સ્ત્રીનું આ નિંદ્ય કર્મ જોઇ ત્રાસી ગયો. તેના શરીરના રૂંવેરૂંવા ખડા થઈ ગયા. તે તરતજ ભાણા ઉપરથી ઊઠી ઉભો થઇ ગયો.

યજમાને તેને ઊઠતાં જોઇ પૂછ્યું–"કેમ મહારાજ! ઊઠો છો?"

બ્રાહ્મણ યુવાને જવાબ આપ્યો–"જેના ઘરમાં આવાં રાક્ષસી કૃત્ય થાય છે તેને ઘેર અન્ન જમવું એ મહાપાતક છે."

યજમાને કહ્યું– "તો હવે કૌતુક જુઓ! હું મરેલાને પણ સજીવન કરી શકું છું."

એમ કહીને તે ઊઠયો અને એક પોથી કાઢી. તેણે કહ્યું-"આ પોથામાં સંજીવની વિદ્યાના મંત્રો છે. હું એ મંત્રોદ્વારા ચમત્કાર કરી બતાવું છું." તે પછી એણે એ મંત્રોનો પાઠ કર્યો. થોડીક ધૂળ મંત્રી ને એ મંત્રેલી ધૂળ અગ્નિમાં નાખી.

તરતજ પેલું બાળક અગ્નિમાંથી સજીવન થઇ જીવતું બહાર આવ્યું. પ્રથમના જેવુંજ એ સજીવ-તંદુરસ્ત અને હાલતું ચાલતું હતું.

યુવાન અતિથિનો ક્રોધ સમી ગયો. કૌતુક, આશ્ચર્ય અને સંજીવની વિદ્યાનો આ પ્રતાપ જોઇ તે દિંગ્મૂઢ બની ગયો. તે પુનઃ જમવા બેઠો.

યુવાને વિચાર્યું-આ સંજીવની પોથી જો મારા હાથમાં આવી જાય તો હું મારી પ્રિયાને જરૂર જીવતી કરી શકીશ. અને આ વિચારે તેને પોથીની ચોરી કરવાનો વિચાર જન્માવ્યો. બ્રાહ્મણે પોથીને લુગડામાં બાંધી, એક ખીલી ઉપર લટકાવી દીધી. યુવાન અતિથિએ આ ચતુર આંખે જોઈ લીધું અને તે રાત્રિની રાહ જોવા લાગ્યો.

તે એ દિવસે ત્યાં જ રહ્યો. યજમાનનો આગ્રહ હતો અને અતિથિની ઇચ્છા પણ હતી. રાત્રિના જમી કરીને બધા માણસો સૂઈ ગયા. બ્રાહ્મણ પણ સૂવાનો ડોળ કરી પોતાની પથારીમાં પડ્યો.

જ્યારે મધ્યરાત્રિ થઈ અને બધા ઘોર ઊંઘમાં પડ્યા ત્યારે અતિથિ પોતાની પથારીમાંથી ઊઠયો. ખીંટીએ લટકાવેલી પોથીને ધીમેથી ઉંચકી અને પછી તેને બગલમાં મારી એકદમ ઘરની બહાર નીકળી ગયો.

મુઠ્ઠીઓ વાળીને તે દોડવા લાગ્યો. રાતવાસા માટે ક્યાંય ન રોકાયો. સીધો એ સ્મશાનમાં આવ્યો કે જ્યાં આગળ પોતાની પ્રિયાને બાળવામાં આવી હતી.

બીજો યુવાન કે જે વનેવન ભટકતો હતો તે પણ દૈવયોગે બરાબર આજ સમયે સ્મશાનમાં આવી પહોંચ્યો.

ત્રણે યુવાનો ભેગા થયા. એક બીજાને ઓળખ્યા અને પછી વાતે વળગ્યા.

ત્રીજા યુવાને કહ્યું-"હું સંજીવની વિદ્યા શીખ્યો છું. અને એનો સાક્ષાત્કાર કરી બતાવવા ઈચ્છું છું."

બન્ને આ સાંભળી અજાયબી પામ્યા. તેઓ બોલ્યા-"જો એમ જ હોય તો પછી મધુમાલતીને જ જીવતી કરો ને?"

"હું તે જ કહેવા માગું છું. પરન્તુ રાખ, હાડકાં ભેગા કરવા પડશે."

તેઓએ તેમ કર્યું. પહેલા યુવાને રાખ પરથી પોતાની બેઠક ઉઠાવી લીધી. બીજાએ પોતાની પાસેના હાડકાં એ રાખ પર મૂકી દીધાં. બોલ્યા-"કરી બતાવ તારો પ્રયોગ! જોઈએ મધુમાલતી સજીવન થાય છે કે નહિ?"

ત્રીજા યુવાને પોથી ઉઘાડી. મંત્રો ભણવા માંડ્યા. રાખ મંત્રી અને પછી એ મંત્રેલી રાખ ઢગલા પર નાંખી. તરતજ એક મોટો સળવળાટ થયો. જ્યોતિ ઝબકી. અને મધુમાલતી આળસ મરડી ઊઠી, ઊભી થઈ. તેનું રૂપ પ્રથમનાં કરતાં અધિક વિકસ્યું હતું. કાચની પુતળી સમી તે લાગતી હતી.

ત્રણે યુવાનો આશ્ચર્યથી મુખફાડી આ અદ્દ્ભુત બનાવ જોઇ રહ્યા. ફરીથી જીવતી થયેલી પોતાની રૂપવતી પ્રિયાને જોઇને ત્રણે કામવ્યાકુળ બની ગયા અને તેને પરણવા અંદર અંદર ઝઘડવા લાગ્યા.

એક જણે કહ્યું:-"એ સ્ત્રી મારી છે કારણ મેં તેને સંજીવન મંત્ર દ્વારા સજીવન કરી છે."

બીજાએ કહ્યું:–"તેમાં શું થઇ ગયું? મેં તીર્થાટન કર્યું અને એના હાડકાં જાળવી રાખ્યા. હાડકાં ન હોત તો માલતી ક્યાંથી જીવતી થતે! માટે એ મારીજ છે."

ત્રીજાએ કહ્યું:–"ગાંડાઓ તમે નકામાજ લડી મરો છો. એ પ્રિયા મારી છે. તમને ખબર છે કે જે દિવસથી એને બાળી તેજ દિવસથી હું અહીં એની રાખ ભેગી કરી સાધના કરી રહ્યો છું. એને માટે મેં ભૂખ-તરશ વેઠી છે. રાતના ઉજાગરા કર્યા છે. શા માટે? એ જીવતી થશે જ તે આશાએજ. એની રાખ સાચવી ન મૂકી હોત અને મેં આવી ઉગ્ર તપશ્ચર્યા ન કરી હોત તો એના સજીવન થવાની શી આશા હતી? માટે તમે તકરાર મૂકી દો અને ચાલ્યા જાઓ. હું જ એને ભોગવીશ."

આમ ત્રણે પોતપોતાના દાવા આગળ કરી અંદર અંદર મારામારી કરવા લાગ્યા.



વાત પૂરી થઈ. વૈતાળ બોલ્યો:–"રાજા વિક્રમ હવે ન્યાય કર! એ સ્ત્રી ત્રણમાંથી ખરી રીતે કોની કહેવાય? જો તું જાણતો હશે ને સત્ય કહેશે નહિ, તો તારા મસ્તકના ચૂરેચૂરા થઇ જશે."

વૈતાળનું આ વચન સંભાળી વિક્રમ બોલ્યો:–"જે ઝુંપડી બાંધી સ્મશાનમાં રાખ લઈ રહ્યો હતો તેની!"

વૈતાળે કહ્યું:– "કેવી રીતે? જો બીજાએ હાડકાં ન રાખ્યા હોત અને ત્રીજાએ સંજીવની વિદ્યા ન શીખી હોત તો તે જીવતી કેવી રીતે થાત? માટે તું કંઇક ભૂલ કરે છે."

વિક્રમે કહ્યું:– "હું ખોટો ન્યાય કરૂં જ નહિ. જે બ્રાહ્મણ યુવાને કષ્ટો વેઠી સંજીવની વિદ્યા મેળવી અને કન્યાને જીવતી કરી તે તો તેનો પિતા ઠરે છે. કારણ, તેણે કન્યાને પુનઃજન્મ આપ્યો છે. માટે તે તેનો પતિ થઇ શકે જ નહિ."

"જેણે તેના હાડકાંનું રક્ષણ કરી વનેવન ભ્રમણ કર્યું હતું તો તેના પુત્રની જગ્યાએ જાણવો."

"હવે જેણે સ્મશાનમાં ઝુંપડી બાંધી કન્યાની રાખ પર ...રી કરી, તેમાં શયન કરી તપ કર્યું હતું તે જ તેનો પતિ ... શકે. કારણ તેણે આવા ગાઢ પ્રેમથી તેની પાછળ ભેખ લઇ ...ક સાચ્ચા પ્રેમીને છાજે એવું કર્મ કરી બતાવ્યું હતું. માટે કન્યાનો સ્વામી આ જ યુવાન થઇ શકે છે. બીજા બે નહિ."

રાજાએ પોતાનું મૌન ત્યજી આ પ્રશ્નોના ઉત્તર આપ્યા એટલે વચનથી વિમુખ થયો. વૈતાળ પોતાની શરત મુજબ ઓચિં-જ તેની ખાંધ પરથી અદ્રશ્ય થઇ ગયો અને પુનઃ પેલા આડ... લટકવા લાગ્યો.

# વીરવર



[ ૩ ]

વીર વિક્રમ પાછો પેલું શબ લેવા ઝાડ તરફ ચાલ્યો. પ્રતાપી પુરુષો જે કામ માથા પર લે છે તે પૂરું કર્યા વગર જંપતાં જ નથી. વિક્રમે સંકટના ભોગે પણ શબ લેવાનું યોગ્ય ધાર્યું.

ઝાડ પરથી શબને ઉતાર્યું અને પોતાની ખાંધે લટકાવી એ જવા લાગ્યો. થોડેક દૂર ન ગયો હશે ત્યાં તો વૈતાળ પાછો બોલ્યો:–"અરે વિક્રમ! તારે આ અંધારી રાતના આવજાવ કરવી પડે છે, અને તેના શ્રમથી તને ઉદાસી આવે છે માટે હું એક અજાયબ જેવી વાર્તા કહું છું તે તું સાંભળ."

વૈતાળે વાર્તા કહેવા માંડી–

વર્ધમાન નામના એક નગરમાં રૂપસેન નામના રાજાનું રાજ્ય તપતું હતું. રાજા પોતે પ્રજાપ્રિય, સત્યવાદી અને વીર પુરુષોને ચાહનારો હતો.

એક દિવસે રાજ્યદ્વાર આગળ માળવાથી વીરવર નામનો એક રાજપૂત નોકરીની આશાએ આવ્યો. તેણે દ્વારપાળને કહ્યું :– "ભાઈ મારી ઇચ્છા રાજાજીની નોકરીમાં રહેવાની છે. તું એમની સાથે મારી મુલાકાત કરાવ."

દ્વારપાળે વિચાર્યું–ભલે આ રાજપૂતનું કામ થતું. ગરીબ છે અને પરદેશથી આવ્યો છે. એ રાજા પાસે આવ્યો અને રાજપૂતની ઇચ્છા જણાવી.

રાજાએ તેને પોતાની પાસે આવવાની રજા આપી.

રાજપૂત આશાભર્યો રાજા આગળ આવ્યો. તેને પગે લાગ્યો અને બોલ્યો :–"આપની સેવા કરવાની મારી ઇચ્છા છે."

"શું પગાર લેશે ?"

"રોજના એક હજાર રૂપિયા. આટલું મને મળશે તો હું મારું ગુજરાન ચલાવી શકીશ."

રાજા આટલા મોટા પગારથી આશ્ચર્ય પામી ગયો. તેણે પૂછ્યું :–"તારી પાછળ કેટલા જીવ છે ?"

"ચાર. એક મારી સ્ત્રી, બીજો હું, ત્રીજો મારો પુત્ર અને ચોથી મારી પુત્રી."

"તારી પાસે યુદ્ધની સામગ્રી શી છે ?"

"બે હાથ અને એક તલવાર."

આ વાર્તાલાપ રાજાના કેટલાક કર્મચારીઓ કે જેઓ તેની પાછળ બેઠા હતા તેઓ સાંભળતાં હતા. આટલા મોટા પગારની રાજપૂતની માંગ સાંભળી તેઓ હસવા લાગ્યા. પણ રાજા મનમાં સમજી ગયો કે રાજપૂતની આ માગણી પાછળ કંઈ રહસ્ય હશે. વળી તેની મુખમુદ્રા પણ તેજીલી છે. એટલે એનામાં નામ મુજબજ ગુણ પણ હશે. આમ વિચારી વીરવરને

રોજના એક હજાર રૂપિયા આપવાનો ભંડારીને હુકમ કરી દીધો. વીરવર રાજાની સેવા કરવા લાગ્યો.

એ હજાર રૂપિયા શેમાં વાપરે છે તે જાણવા માટે રાજાએ કેટલાક ગુપ્તચરોને તેની પાછળ મૂકી દીધા.

વીરવર નિત્ય પ્રભાતમાં રાજાના દર્શન કરી, હાથમાં તલવાર લઇ બપોર સુધી રાજમહેલની દેવડી ઉપર જઇને ચોકી કરતો. બપોર બાદ તે ઘેર જતો અને પોતાને જે હજાર રૂપિયા મળતાં તેમાંથી બે ભાગ કરતો. એક ભાગના રૂપિયા દેવ અને બ્રાહ્મણને વહેંચી દેતો. બીજા ભાગના રૂપિયામાંથી પાછા બે ભાગ કરતો. એક ભાગના રૂપિયા દુ:ખિત અને ગરીબ લોકોને આપી દેતો. અને બાકી રહેતા બીજા ભાગમાંથી પોતાના ઘરખર્ચ, વિલાસખર્ચ વગેરેમાં તે વાપરતો. આમ નિત્ય એક હજાર રૂપિયાનો તે વ્યય કરી નાખતો.

પછી વૈશ્વદેવાદિ કરી ભોજન કરતો અને તે બાદ જરાક આડો પડતો. રાત્રિ પડતાં જ તે પાછો હાથમાં તલવાર લઇ રાજાની દેવડી ઉપર જઇ ચોકી માટે એકલો ઊભો રહેતો. આ મુજબ વીરવર નિરંતર વર્તતો હતો.

ગુપ્તચરોએ વીરવરના આ નિત્યક્રમની વાત રાજાને કહી. રાજા ઘણો પ્રસન્ન થયો અને હવે તેની પાછળ ફરવાની તેમને મના કરી દીધી.

દિવસે દિવસે રાજાની વીરવર પર પ્રીતિ થતી ગઇ. વીરવર પણ એકધારી નિષ્ઠાથી રાજાની સેવા કરવા લાગ્યો. તાઢ-તડકો-વરસાદ કે પછી ગમે તે ભયંકર સમય હોય તોપણ વીરવર રાજાની દેવડી આગળથી એકક્ષણને માટે પણ ખસતો નહિ. રાજા પોતાના મહેલના ઝરૂખા પરથી તેનું આ નિત્ય કૃત્ય જોયા કરતો. એક રાત્રિએ રાજાએ વીરવરની પરીક્ષા કરવા માટે પોતાનાં ઝરૂ-

ખામાંથી ડોકીયું કરી પૂછ્યું:-"અરે દેવડી ઉપર કોણ હાજર છે?"

વીરવર ત્યાં જ હતો. તે તરત જ દોડી આવ્યો અને બોલ્યો:-
"જી, આપનો તાબેદાર સેવક હાજર છે. હુકમ ફરમાવો!"

આ સાંભળી રાજા વિચારવા લાગ્યો - આ સેવક ખરેખર સ્વામિભક્ત છે, પરાક્રમી છે અને સત્યપ્રતિજ્ઞાવાળો પણ છે. જરૂર મારે તેને ઉચ્ચ સ્થાને ચઢાવવો જોઇએ.

આમ વીરવર રાજમહેલની ચોકી કરતો. રાત્રે જ્યારે જ્યારે રાજા હાજર થઇ પૂછતો-'કોણ હાજર છે?' ત્યારે વીરવર જવાબ આપતો-'સેવક હાજર છે.' આમ વીરવરને રોજ હાજર રહેવું પડતું. ખાતાપીતાં, ઊઠતાંબેસતાં હરતાં ફરતાં આઠે પ્રહર તેને પોતાના ધણીનું હિત વિચારવું પડતું અને રાજા કઇ વેળાએ બોલાવશે તેની કાળજી રાખવી પડતી હતી. આ માટેજ સેવાધર્મ યોગીઓના યોગ કરતાં પણ અતિ દુષ્કર ગણાયો છે. વીરવર એ સેવાધર્મમાં અટલ જ રહેતો હતો.

એક દિવસે મધ્યરાત્રિનો સમય હતો. રાજાના કર્ણ પર દૂર સ્મશાનમાંથી કોઇ સ્ત્રીના રૂદનનો આવાજ આવ્યો. અત્યારે આ સમયે કોણ રડી રહ્યું છે તે જાણવાની ઇચ્છાથી રાજાએ બૂમ મારી:-

"અરે! કોઇ હાજર છે કે?"

"જી, વીરવર હાજર છે."

"સ્મશાનમાં આ સમયે કોણ રૂદન કરી રહ્યું છે તેની તપાસ કર." રાજાએ હુકમ ફરમાવ્યો.

"જેવી આજ્ઞા" કહી વીરવર જ્યાંથી અવાજ આવતો હતો તે તરફ જવા લાગ્યો.

રાજાએ વિચાર્યું- "આ ઘોર અંધારી રાત્રિમાં મેં વીર-

વરને એકલો મોકલ્યો છે તે ઠીક કર્યું નથી. છતાં પણ નોકર-સેવકની પરીક્ષા કરવી હોય તો તેને વેળા કવેળાએ જ કામ સોંપી જોવું. જો તે એ બજાવે તો જ સાચ્ચો સેવક જાણવો. જે ગલ્લાં તલ્લાં કરવા લાગે તેને હરામી જાણવો. આજ પ્રમાણે બંધુ મિત્ર અને સ્ત્રી એ ત્રણેની પરીક્ષા પણ સંકટ સમયે કરવી જોઇએ. આ વિચાર આવતાંની સાથે જ રાજા શય્યા પરથી ઊઠ્યો. અંધારપછેડો ઓઢ્યો અને હાથમાં તલવાર લઇ મહેલમાંથી બહાર નીકળી પડ્યો. વીરવર જાણે નહિ તેમ તે તેની પાછળ પાછળ જવા લાગ્યો.

વીરવર જે દિશામાંથી રડવાનો અવાજ આવતો હતો તે દિશા તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં તે છેક નગર બહાર આવેલા સ્મશાન આગળ આવી પહોંચ્યો. અહીં એણે એક અતિ લાવણ્યમયી, તરુણ અને અલંકારોથી વિભૂષિત થયેલી કોઇએક સ્ત્રીને છાતીફાટ રુદન કરતી જોઇ.

વીરવરે તેને પૂછ્યું-"તું કોણ છે? અને શા માટે રડે છે?"

એ રૂપવતી સ્ત્રીએ જવાબ આપ્યો:-

"હું આ રાજાની રાજલક્ષ્મી છું. રાજાના મહેલમાં હવે અનાચાર પ્રવર્તે છે. અને તેથી ટૂંક સમયમાં જ મારી મોટી બહેનનો પ્રવેશ તેને ત્યાં થશે એટલે મારે જવું પડશે. રાજા પોતાની લક્ષ્મીના વિયોગને સહી શકશે નહિ અને ધન સંપત્તિના ગયા પછી એક મહિનામાંજ તે દુઃખ પામી પોતાનો પ્રાણ ત્યજી દેશે. આ એનું ભાવિ છે અને એથી જ મને અપાર શોક થાય છે."

"એનો કંઇ ઉપાય છે ખરો? રાજાનું આ ભાવિ કેવી રીતે ટળી શકે?" વીરવરે રાજલક્ષ્મીને પૂછ્યું.

"હા એક ઉપાય છે, અને તે તારાથીજ થઇ શકે એવો છે. પરન્તુ તે અસાધ્ય છે."

"અસાધ્ય ભલે હોય, હું એ સાધ્ય કરી બતાવીશ. કહે એ ઉપાય કયો છે?"

"અહીંથી પૂર્વ દિશાએ જતાં દૂર એક દેવીનું મંદિર આવે છે. આ મંદિરની પ્રતિષ્ઠા રાજાને હાથે થયેલી છે. એ દેવી મહા પ્રતાપી અને ચમત્કારિક છે. એનું નામ સર્વમંગલા[1] છે. એ દેવીને જો તું તારા બત્રીશલક્ષણા પુત્રનું મસ્તક ચઢાવીશ તો રાજાનું એ અરિષ્ટ ટળશે અને રાજા શતાયુષી બનીને કોઇ પણ પ્રકારની પીડા પામશે નહિ."

આ ઉપાય સાંભળતાંજ વીરવર પોતાને ઘેર ગયો. રાજા પણ હવે શું બને છે તે જાણવાની ઇચ્છાથી તેની પાછળ પાછળ ગયો.

વીરવરે નિદ્રાવશ બનેલી પોતાની સ્રીને ઉઠાડી અને એની આગળ તમામ વાત કરી.

સ્રીએ કહ્યું:–"રાજાનું શુભ થતું હોય તો આપણે પ્રાણ પણ સંકટમાં નાખી દેવા જોઇએ. આપણે પુત્રને ઉઠાડીએ અને તેને આ વાત કહીએ."

પુત્રને ઉઠાડવામાં આવ્યો. માતાએ તેને કહ્યું:–"બેટા તારૂં મસ્તક દેવીને અપર્ણ કરવામાં આવે તોજ રાજાના પ્રાણ બચી શકે એમ છે; નહિતો આજથી એક મહિના બાદ આપણે આ ન્યાયી રાજા મરણ પામશે."

પુત્ર બોલ્યો:–"માતા! એમાં પૂછવાનું જ શું હોય? મારો અવતાર ધન્ય છે. કારણ સ્વામીના રક્ષણ માટે મારો ઉપયોગ થઇ રહ્યો છે. હવે વિલંબની જરૂર નથી. આવા ઉત્તમ કાર્ય માટે દેહ અર્પવો એ અતિ સ્તુત્ય છે.

---

૧ સર્વમંગળા દેવી=એટલે સર્વનું મંગળ કરનારી દેવી. એ ભવાની, શિવની પ્રિયા પાર્વતીનું નામ છે. તેનામાં રૂદ્રનો સંહાર કરવાનો ગુણ હોવાથી તે સ્થા ભગવતી પણ કહેવાય છે. અને તેને મનુષ્ય દેહનાં બલિદાનો ચઢાવાય છે.

કારણ:—

धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत ।
तन्निमित्तो वरं त्यागो विनाशे नियते सति ॥

"વિદ્વાન માણસો દ્રવ્ય અને આયુષ્ય એ બીજાના કલ્યાણને માટે ત્યજી દે છે. એવા હેતુથી કરેલો ત્યાગ ઉત્તમ છે; કારણ વિનાશ તો નિયમથી થવાનો જ છે."

"માટે પ્રસન્નતાથી દેવીને મારો ભોગ આપો અને રાજાનું કલ્યાણ થાઓ."

વીરવર પોતાના પુત્રની આ તત્પરતા જોઇ પ્રસન્ન થયો. તે બોલ્યો:– "ધન્ય ! ધન્ય ! મારા વીર પુત્ર ! ધન્ય ! ખરેખર તું મારા વીર્યથી જ જન્મ્યો છે, એમાં યત્કિંચિત પણ શંકા જેવું નથી. તેં યોગ્ય જ કર્યું છે."

પછી તેણે પોતાની સ્ત્રીને કહ્યું:– "પ્રિયે ! પુત્ર પર માતાનો અધિકાર પ્રથમ હોય છે. તું જો રાજીખૂશીથી આજ્ઞા આપે તોજ હું એનો ભોગ આપું. કમને આપેલો ભોગ ફળતો નથી."

સ્ત્રી બોલી :–"મારે પુત્ર કરતાં તમારી પ્રથમ જરૂર છે. સ્ત્રીને માત્ર પતિનોજ આશ્રય હોય છે. તેને પુત્ર, માતા પિતા કે ભાઇનો આશ્રય ન મળે તો પણ ચાલી શકે. પણ પતિનો આશ્રય તો જોઇએ જ. પતિસેવા એ તેનો પરમ ધર્મ છે. પતિની આજ્ઞા એ તેનું પ્રથમ વ્રત છે અને પતિની પ્રસન્નતા, તેનું વચન જળવાય એ તેનું પહેલું અને અન્તિમ કર્તવ્ય છે. હું આનંદપૂર્વક પુત્રની આપને ભેટ આપું છું આપ દેવીને એનું બલિદાન આપો અને રાજાનું અરિષ્ટ ટાળો."

આ વાર્તાલાપ દરમ્યાન વીરવરની પુત્રી પણ જાગી પડી. તેણે બધી વાત જાણી અને કહ્યું:– "ભાઇનું મૃત્યુ ધન્ય છે !"

પણ એના બદલામાં જો મારા ભોગથીજ રાજાનું આવિ ટળતું હોય તો હું પણ મરવા તૈયાર છું."

વીરવરે તેને શાબાશી આપી.

રાજા કે જે પોતે ગુપ્ત રીતે આ બધું સાંભળી રહ્યો હતો તેનાથી હવે રહેવાયું નહિ. તે મનમાં બોલ્યો– "ધન્ય છે વીરવર! ધન્ય છે તારા સ્ત્રી–પુત્રાદિકને !"

વીરવરે પોતાના પુત્રને ખાંધ ઉપર બેસાડયો. માતાએ પોતાની પુત્રીને ખભા ઉપર બેસાડી અને આમ બન્ને જણાં કાળી અંધારી રાત્રિએ સર્વમંગળા દેવીના મંદિરે ચાલ્યા. રાજા પણ ચુપચુપ તેમની પાછળ ચાલવા લાગ્યો.

મંદિર આવી પહોંચ્યું વીરવરે પુત્રને ખભા ઉપરથી નીચે ઊતાર્યો. સ્ત્રીએ પણ પુત્રીને નીચે મૂકી. પછી વીરવરે માતાની પૂજા કરી અને હાથ જોડી તેની પ્રાથના કરતાં કહ્યું:–" હે સર્વનું મંગળ કરનારી માતા! રાજાના શતાયુષ માટે અને તેનું રાજ્ય અખંડિત રહે એ શુભ હેતુથી મારા એકના એક પુત્રનું મસ્તક તને અર્પણ કરું છું. તું મારી આ પ્રાર્થના પાર પાડજે અને તારા સેવકને ઋણી બનાવજે."

પુત્રે પણ માતા–પિતાને પગે લાગી દેવી આગળ હાથ જોડયા. તેને પ્રાર્થના કરી અને બોલ્યો:–"હે માતાજી! મારા બળિદાન વડે, રાજા દીર્ઘાયુષી થાઓ અને તે બીજાં સો વર્ષ સુધી રાજ્ય કરો!"

વીરવરે પુત્રના મસ્તક પર હાથ ફેરવ્યો અને કહ્યું:–"ધન્ય છે! પુત્ર તને ધન્ય છે!"

તે પછી તેણે પોતાની તલવાર ખેંચી અને આંખના પલકારામાંજ પુત્રના મસ્તક પર ફેરવી દીધી. શિર ધડાક દેતું નીચે

ભૂમિ પર તૂટી પડ્યું. દેવીને ભોગ અપાયો.

વીરવરની પુત્રી કે જેણે પોતાના ભાઈને આવી રીતે મરતાં જોયો હતો તે ભાઇના શબ પાસે બેસી ગઇ અને પછી તરતજ પાસે પડેલી તલવારથી પોતાનું શિર છેદી નાખ્યું. આ તેણે એટલી તો ચપળતા પૂર્વક કર્યું કે વીરવર અને તેની સ્ત્રી પણ 'હાં-હાં' કરતાં રહી ગયા.

વીરવરની સ્ત્રી પોતાના બે સંતાનોના મરણથી અતિ શોક પામી. તેણે વીરવરને કહ્યું:-"આપણી પુત્રીને જરા પણ જ્ઞાન નહોતું તો પણ ભાઇના મરણ શોકને લીધે તે પણ તેજ ગતિને પામી છે. અને મારા બન્ને સંતાનો મરણ પામ્યા છે. હવે મારે જીવીને શું કરવું? હું મુર્ખ છું તેથી મેં રાજાનું કલ્યાણ થવા માટે પ્રથમજ દેવીને મારૂં મસ્તક અર્પણ કર્યું નહિ. પણ હવે મને મરવાની ઇચ્છા થઇ છે માટે મને મરવાની આજ્ઞા આપો."

વીરવર બોલ્યો:-"હે પ્રિયા! તારૂં કહેવું હું સમજી શકું છું. બે બાળકોના મરણથી તું હવે દુઃખી થઇ છે અને જીવનનો ત્યાગ કરવાની ઇચ્છા રાખે છે. ભલે, તારી ઇચ્છામાં આવે તેમ કર. તારૂં કલ્યાણ થાઓ! મને પણ એમ થાય છે કે હું પણ મૂર્ખ છું. મેં શા માટે દેવીને પ્રથમજ મારો ભોગ ન આપ્યો. હવે ચિન્તા ન કર અને તું તારૂં ઇચ્છિત કાર્ય કર."

પતિની રજા મળતાં સ્ત્રીની પ્રસન્નતાનો પાર ન રહ્યો. તે દેવીને ચરણે પડી અને પછી તલવારને પોતાના હાથમાં લઇ ગળા પર ફેરવી દીધી.

વીરવર સ્ત્રી, પુત્ર અને પુત્રીના શબ તરફ જોઇજ રહ્યો. તેના હૃદયમાં ભારે શોક વ્યાપ્યો. એ વિચારવા લાગ્યો. "મેં રાજાનું કાર્ય પૂર્ણ કર્યું છે. હવે તેનું મંગલ થશે જ. તેનું ઋણ મેં આજે અદા કર્યું છે! માટે હવે મારે એકલાએ જીવવાની

તૃષ્ણા શા માટે રાખવી જોઇએ. ગુજરાન કરવા લાયક મારો આખા કુટુંબનો નાશ કરી હું એક મારા આત્માનું પોષણ કરૂં તે શું મારા જેવાને શોભે ખરૂં? ના, ના, એવું કૃત્ય કરનાર કોઇપણ મનુષ્ય યશપાત્ર થતો નથી. માટે હું પણ દેવીને મારો ભોગ આપીશ. હે દેવી! તમે મારો ભોગ સ્વીકારી આ સેવકને પાવન કરો.

એણે માતાને વંદન કર્યું અને તેની પ્રાર્થના કરવા માંડીઃ—

जय महिषासुरमारिणि दारिणि रुरुदानवस्य शूलकरे ।
जय विबुधोत्सवकारिणि धारिणि भुवनत्रयस्य मातर्वरे ॥
जय जगदर्चितचरणे शरणे निःश्रेयसस्य भक्तानाम ।
जय धृतभास्कर किरणे हरणे दुरितान्धकार वृन्दानाम ॥
जय कालि जय कपालिनि जय कङ्कालिनि शिवे नमस्तेऽस्तु ।
रुपमेन नृपते अधुना प्रसाद मन्मस्तकोपहारेण ॥

આ પ્રમાણે દેવીની સ્તુતિ કરી તેણે તલવાર ઉપાડી અને પછી તરતજ તે પોતાના શિર પર ફેરવી દીધી. ગળું ધડાક દેતું ક્ષણવારમાં જ નીચે જમીન પર તૂટી પડયું.

રાજા આ બધો બનાવ ગુપ્ત રીતે જોઇ આશ્ચર્યથી ચકિત બની ગયો. હવે એને ભારે શોક થવા લાગ્યો. તે વિચારવા લાગ્યોઃ—

जीवन्ति च म्रियन्ते च मद्विधाः क्षुद्रजन्तवः ।
अनेन सदृशो लोके न भूतो न भविष्यति ॥

"મારા જેવા ક્ષુદ્ર પ્રાણી જીવે છે અને મરે પણ છે. પણ આ લોકમાં આ વીરવર જેવો કોઇ થયો નથી અને થવાનો નથી."

"ત્યારે આવાનો દેહ છૂટયા પછી મને મારૂં રાજ્ય શું કામ લાગશે? વળી આ પુરૂષે પોતાના સ્વામીને જણાવ્યા વગર

પરોક્ષ રીતે પોતાનું ને પોતાના કુટુંબનું બલિદાન આપ્યું છે. આવું કાર્ય કરનારો કોઇ ધીર-વીર પુરુષ હવે આ પૃથ્વી પર પાકશે પણ નહિ. માટે જો હું એના કરેલા ઉપકારના પ્રમાણમાં તેનો બદલો વાળું નહિ, તો પછી હું રાજા શા કામનો? અને મારૂં જીવન પણ પશુની જેમ વ્યર્થ કેમ નહિ ગણાય"

આમ વિચારી રાજાએ પણ પોતાનું મસ્તક છેદવા મ્યાનમાંથી પોતાની તલવાર કાઢી, એ જેવો પોતાના શિર પર ઘા કરવા જાય છે તેવોજ એના હાથ પર કોઇનો હાથ પડ્યો. સર્વમંગળા દેવીએ રાજાનો હાથ પકડી લીધો.

દેવીએ કહ્યું:-"રાજા! હું તારા પર પ્રસન્ન થઇ છું! આટલું સાહસ બસ થયું. તારૂં જીવિત પૂરૂં થશે તો પણ તારૂં રાજ્ય નાશ પામવાનું નથી."

રાજાએ દેવીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં અને બોલ્યો:-"દેવી હવે મને રાજ્યનો શો ઉપયોગ છે? જો તમારે મારા ઉપર કૃપા જ કરવી હોય તો આ શૂરવીર વીરવરને તેની સ્ત્રી અને પુત્રપુત્રી સાથે સજીવન કરો. મારે એટલુંજ જોઇએ છે!"

દેવીએ 'તથાસ્તુ' કહ્યું.

તરતજ વીરવર, તેની સ્ત્રી તથા બે સંતાનો આળસ મરડી બેઠા થયા.

રાજા પાછો છૂપાઇ જઈ આ અદ્‌ભુત કર્મ જોવા લાગ્યો.

વીરવર અને તેની સ્ત્રીએ માતાને પ્રણામ કર્યા. પોતાના બાળકોને તથા પોતાને પુનર્જીવન આપવા માટે તેમણે માતાનો ઉપકાર માન્યો. અને પછી બધા પોતાને ઘેર ગયા.

આ બાજુ રાજા પણ ઝડપથી ખબર ન પડે એમ બીજે રસ્તે નીકળી ગયો અને પોતાના અન્તઃપુરમાં આવી ગયો.

વીરવર સંતાનોને મૂકી પાછો દેવડીએ આવ્યો અને પહેરો ભરવાના કામે લાગી ગયો.

રાજાને તેના આવ્યાની ખબર પડી. તેણે બૂમ મારીઃ-"અરે! કોઇ હાજર છે કે?"

"જી, વીરવર હાજર છે."

રાજાએ પૂછ્યુંઃ-" તું પેલી રડતી સ્ત્રી પાસે જઇ આવ્યો હતો?"

"જી, હા. આપની આજ્ઞાથી તે સ્ત્રીની પાસે હું ગયો હતો. પરન્તુ તે સ્ત્રી રાક્ષસની જેમ જોતજોતમાં ક્યાંક અલોપ થઇ ગઇ તે મને જણાયું જ નહિ. મેં બહુ શોધ કરી. પણ તેનો પત્તો ન લાગ્યો. રૂદન પણ બંધ પડી ગયું. એટલે હું પાછો અહીં આવ્યો છું."

રાજા આ સાંભળી આશ્ચર્યમાં ડૂબી ગયો. એ વિચારવા લાગ્યો. "આ કેવા મહાન ઉદાર હૃદયનો છે? કારણ–

प्रियं ब्रूयादकृपणः शूरः स्यादयिकत्थनः ।
दाता नापात्रवर्षी च प्रगल्भः स्यादनिष्ठुरः ॥

"તે મધુર બોલે છે છતાં કૃપણ નથી, શૂર છે છતાં પોતાની સ્તુતિ કરતો નથી, દાતા છે છતાં અપાત્રે દાન દેતો નથી, અને પ્રગલ્ભ ધૈર્યવાન છે તથાપિ નિર્દય થતો નથી."

મહાપુરૂષોના સર્વ આ લક્ષણો વીરવરમાં છે. આવાનો હું જે સત્કાર કરી શકું તે ઓછોજ છે."

બીજે દિવસે પ્રાતઃકાળે રાજાએ સભા ભરી અને સર્વ લોકોની આગળ વીરવરના ત્યાગની અપૂર્વ કહાણી કહી સંભળાવી. સભાજનો આવા આશ્ચર્યમય ત્યાગની વાત સાંભળી દિંગ્મૂઢ બની ગયા અને તેની વાહવાહ પોકારવા લાગ્યા.

રાજાએ પ્રસન્ન થઇ તેને કર્ણાટકદેશનું રાજ્ય આપ્યું અને પોતાના મિત્ર તરીકે ગણી તેને ભેટી પડયો."



વાર્તા પૂરી થઇ ગઇ. વૈતાળ બોલ્યોઃ-" હે રાજા વિક્રમ! ધન્ય છે તે સેવકને કે જેણે સ્વામીને માટે પોતાના કુટુમ્બની

આશા, મમતા ધરી નહિ અને પ્રાણત્યાગ કર્યો. હવે હું તને પૂછું છું કે આ પાંચમાંથી વધારે મોટો પરાક્રમી અને ઉદાર-દિલ કોણ? કોનું સત્ય અધિક ગણવું? તું જો આ જાણવા છતાં પણ મને જણાવશે નહિ તો મહા અનર્થ થશે.

રાજાથી રહેવાયું નહિ. તે બોલ્યોઃ-"રાજાજ સૌથી વધુ પરાક્રમી અને ઉદાર દિલવાળો માનવો."

"કારણ?" વૈતાળે પૂછ્યું.

રાજાએ કહ્યું-"સ્વામીને માટે પ્રાણ આપવો એ તો સેવકનો ધર્મ છે. વીરવરે એ કામ કર્યું હતું એમાં તેનો ધર્મ જ સમાયલો હતો. પુત્રે પિતાની આજ્ઞા પાળી હતી. અને પિતાની આજ્ઞાનું પાલન કરવું એ પુત્રની ફરજ હતી. તે ફરજ મુજબ વીરવરનો પુત્ર વર્ત્યો હતો. બહેનને ભાઇ વગરનું જીવતર વહાલું ન લાગ્યું અને એટલે એ શોકથી એ મરી ગઇ. સ્રીને સંતાનો વગરનું જીવતર નકામું લાગ્યું. પતિની આજ્ઞા લઇ તેણે પણ પોતાનો દેહ પાડી નાખ્યો. એટલે એમાં પણ કંઇ તેનો ભારે ત્યાગ ન કહેવાય; કારણ આ ત્યાગ પાછળ સંતાન પ્રેમની ભાવના હતી. કોઇ ખાસ ઉદ્દેશ નહોતો."

"પણ રાજાનો ત્યાગ એ બધા કરતાં ઉત્તમ શા માટે?" વૈતાળ કારણ જાણવા અધીરો બન્યો.

"એટલા માટે જ કે એ પોતાના સેવકો-દાસો માટે પ્રાણ આપવા તત્પર થયો હતો. સેવકને માટે રાજાએ આટલા ઉદાર થવું એ અલૌકિક છે. માટે રાજાને જ ધન્ય છે! એનેજ બધા કરતાં વીર અને ઉદારહૃદયી માનવો."

વૈતાળને આ ખુલાસાથી સંતોષ થયો પરન્તુ રાજાએ પોતાનું મૌન તોડેલું હોવાથી તે પોતાની માયા વડે પુનઃ રાજાના ખભા પરથી અદ્રશ્ય બની ગયો અને પેલા ઝાડ પર જઇ લટકવા લાગ્યો.

# શુક અને સારિકા

[૪]

રાજા વિક્રમ ફરી પાછો ઝાડ પર ચઢ્યો. શબને નીચે ઊતાર્યું અને પછી તેને પોતાના ખભા પર નાંખી યોગીની પાસે જવા માંડ્યું.

થોડાંક ડગલાં ન ચાલ્યો હશે ત્યાં તો શબમાં છૂપાયલો વૈતાળ બોલ્યોઃ–"રાજા! તું એક સાધારણ યોગી માટે શા સારૂ આટલું કષ્ટ ઉઠાવી રહ્યો છે? તને થાક નથી લાગતો? ચાલ, તારા મનને રંજન થાય એવી એક વાર્તા તને સંભળાવું."

વૈતાળે વાર્તા કહેવા માંડીઃ–

"ભોગવતી નામની એક નગરીમાં રૂપસેન નામનો એક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. એ જેટલો ગુણવાન તેટલો જ ધનવાન પણ હતો. એની પાસે ચૂડામણી નામનો એક શુક (પોપટ) હતો. લોકવાયકા હતી કે આ પોપટ પૂર્વે કોઇ એક દેવતા હતો પરન્તુ શાપને લીધે પોપટના અવતારને પામ્યો હતો.

આ પોપટમાં અલૌકિક જ્ઞાન હતું. બધા ધર્મશાસ્ત્રો તેના મુખે હતાં. નીતિજ્ઞાનની વાતમાં તે નિષ્ણાત હતો.

એક દિવસે રૂપસેન ખૂશમિજાજમાં હતો. તેણે વિનોદ અર્થે શુકને પ્રશ્ન કર્યો:-

"શુક ! તું શું જાણે છે ?"

શુકે જવાબ આપ્યો:-"મહારાજ ! હું બધુંજ જાણું છું."

"એમ જ જો હોય તો મારે યોગ્ય સુંદર સ્ત્રી કોણ છે તે કહે ?"

પોપટ બોલ્યો-"મગધ દેશમાં મગધેશ્વર રાજાની ચંદ્રાવતી નામની એક પુત્રી છે. તે અતિ રૂપવતી, જ્ઞાની અને દેવાંશી છે. તમારે યોગ્ય એજ કન્યા છે."

"હું એની સાથે પરણી શકીશ ખરો ?"

"કેમ નહિ ? આપના લગ્ન તેની સાથે જ થવા નિર્માયા છે."

ચંદ્રાવતીની પ્રશંસા સાંભળી રાજાના મનમાં તેને પરણવા માટેની ચટપટી જાગી. તેણે રાજ્યમાંથી વિદ્વાન જ્યોતિષીઓ બોલાવ્યા અને પ્રશ્ન કર્યો:- "મારા લગ્ન કોની સાથે થાય એમ છે તે કહો ?"

જ્યોતિષીઓએ ગણત્રી કરી અને કહ્યું:- "મગધદેશના રાજાની કુંવરી સાથે."

રાજા આ ભવિષ્યવાણીથી પ્રસન્ન થયો. હવે તેનું મન ચંદ્રાવતીની જ માળા જપવા લાગ્યું.

રાજાએ પોતાના પંડિતને બોલાવ્યો અને તેને મગધેશ્વર પાસે તેની કુંવરીનું પોતાને માટે માગું કરવા મોકલ્યો.

રાજાએ જતી વખતે બ્રાહ્મણને કહ્યું:-

"કામમાં ફત્તેહ કરીને જ આવજે. હું તને સારી રીતે સંતુષ્ટ કરીશ."

બ્રાહ્મણ મગધને માર્ગે ચાલવા લાગ્યો.

મગધેશ્વરની પુત્રી ચંદ્રાવતી રૂપરૂપના અવતાર સમાન હતી. એ જ્ઞાની હતી તેટલીજ સ્વભાવમાં દયાળુ અને સહન-શીલ હતી. રાજરાણી તરીકેના સર્વ ગુણ તેનામાં હતા.

ચંન્દ્રાવતીની પાસે એક સારિકા–મેના હતી. એનું નામ તેણે મદનમંજરી પાડયું હતું. આ મેના પણ શુકના જેવીજ ચતુર અને બુદ્ધિમાં તેજીલી હતી. રાજકન્યા પોતાનો ઘણોખરો સમય આ સારિકાની સાથે જ વાર્તાલાપમાં વિતાવતી હતી.

એક દિવસે ચન્દ્રાવતીએ સારિકાને પૂછ્યું:–"મારે લાયક પતિ કોણ છે તે તું જણાવી શકીશ ખરી?"

"હા, કેમ નહિ? હું એ જાણું છું."

"કોણ છે કહે?" ચન્દ્રાવતી પોતાના ભાવિ પતિને જાણવા આતુર બની ગઇ.

"ભોગવતી નગરીનો રાજા રૂપસેન. એ તારે માટે સર્વથા યોગ્ય છે. બ્રહ્માએ તેને તારે માટેજ સરજ્યો છે. તું એની સાથે પરણી સુખી થઇ શકીશ."

ચન્દ્રાવતીને સારિકાની વાતો પર વિશ્વાસ હતો. આ વાતને પણ તેણે સ્વીકારી લીધી. તેજ દિવસથી તેણે રૂપસેનને પોતાનો પતિ માન્યો અને તેની આરાધના કરવા લાગી.

આ અરસામાં રૂપસેનનો બ્રાહ્મણ પણ મગધમાં આવી પહોંચ્યો. તેણે મગધેશ્વર પાસે જઈ રૂપસેન માટે તેની કુંવરીનું માગું કર્યું. બ્રાહ્મણે કહ્યું:–"તમારી કુંવરી મારા રાજવીને બધી રીતે યોગ્ય જ છે. વળી આ સંબંધથી બે મોટા રાજ્યો વચ્ચે

મૈત્રી સંબંધ સ્થપાશે અને અરસપરસ લાભ થશે."

રાજાએ વિચાર્યું–આ વાત ખોટી નથી. રૂપસેનના રૂપ તથા ગુણના વખાણ તેના કાન પર પણ અથડાયા હતા. એટલે જ્યારે સામેથી જ કહેણ આવ્યું છે ત્યારે એને સ્વીકારી લેવામાંજ શોભા છે રાજાએ આ માંગણી સ્વીકારી લીધી. બ્રાહ્મણનો યોગ્ય સત્કાર કર્યો અને એની સાથેજ પોતાના કુળગોરને પણ લગ્નનું નક્કી કરવા તથા બને તો રાજાને સાથે જ તેડી લાવવાને માટે મોકલ્યો. રાજાએ કહ્યું:—"તમે રાજા રૂપસેનને લઈને સાથે જ આવી પહોંચજો. એ અરસામાં અહીં અમે લગ્નની બધી તૈયારીઓ કરી રાખીશું."

ભોગવતીમાં આવીને બ્રાહ્મણે શુભ સમાચાર આપ્યા. મગધેશ્વરના કુલગોરે રાજાને લગ્ન માટે મગધ આવવાનું આમંત્રણ આપ્યું. રાજા હર્ષ પામ્યો અને ધામધુમ સાથે લગ્ન કરવાને નીકળ્યો.

રૂપસેન અને ચન્દ્રાવતીના લગ્ન મોટા સમારંભ સાથે ઉજવાઇ ગયા. રાજા ચન્દ્રાવતીને લઇને પોતાના નગરમાં આવ્યો. ચન્દ્રાવતી આ સમયે પણ મેનાને પોતાની સાથે લાવવાનું વિસરી નહોતી.

મેનાના પાંજરાને રૂપસેને પોપટના પાંજરાની સામેજ લટકાવ્યું. મૈના–પોપટ બન્ને આનંદથી વાર્તાલાપ કરી પોતાનો સમય કાઢવા લાગ્યા.

રાજાના મનમાં વિચાર આવ્યો. આ શુક અને સારિકાને એકજ પાંજરામાં પૂરીયે તો એ બન્નેનો સમય આનંદથી જાય અને એક બીજાને એકલું પણ ન લાગે. ચન્દ્રાવતીને પણ આ વાત ગમી ગઇ. રાજાએ તેમને માટે એક મોટું સોનાનું પાંજરૂં બનાવી તેમાં એ બન્નેને રાખ્યા.

" કામમાં ફતેહ કરીને જ આવજે. હું તને સારી રીતે સંતુષ્ટ કરીશ."

બ્રાહ્મણ મગધને માર્ગે ચાલવા લાગ્યો.

મગધેશ્વરની પુત્રી ચંદ્રાવતી રૂપરૂપના અવતાર સમાન હતી. એ જ્ઞાની હતી તેટલીજ સ્વભાવમાં દયાળુ અને સહનશીલ હતી. રાજરાણી તરીકેના સર્વ ગુણ તેનામાં હતા.

ચંદ્રાવતીની પાસે એક સારિકા–મેના હતી. એનું નામ તેણે મદનમંજરી પાડયું હતું. આ મેના પણ શુકના જેવીજ ચતુર અને બુદ્ધિમાં તેજીલી હતી. રાજકન્યા પોતાનો ઘણોખરો સમય આ સારિકાની સાથે જ વાર્તાલાપમાં વિતાવતી હતી.

એક દિવસે ચન્દ્રાવતીએ સારિકાને પૂછ્યું:–"મારે લાયક પતિ કોણ છે તે તું જણાવી શકીશ ખરી ?"

"હા, કેમ નહિ ? હું એ જાણું છું."

"જાણે છે કહે ?" ચન્દ્રાવતી પોતાના ભાવિ પતિને જાણવા આતુર બની ગઇ.

"ભોગવતી નગરીનો રાજા રૂપસેન. એ તારે માટે સર્વથા યોગ્ય છે. બ્રહ્માએ તેને તારે માટેજ સરજ્યો છે. તું એની સાથે પરણી સુખી થઇ શકીશ."

ચન્દ્રાવતીને સારિકાની વાતો પર વિશ્વાસ હતો. આ વાતને પણ તેણે સ્વીકારી લીધી. તેજ દિવસથી તેણે રૂપસેનને પોતાનો પતિ માન્યો અને તેની આરાધના કરવા લાગી.

આ અરસામાં રૂપસેનનો બ્રાહ્મણ પણ મગધમાં આવી પહોંચ્યો. તેણે મગધેશ્વર પાસે જઈ રૂપસેન માટે તેની કુંવરીનું માગું કર્યું. બ્રાહ્મણે કહ્યું:–"તમારી કુંવરી મારા રાજવીને બધી રીતે યોગ્ય જ છે. વળી આ સંબંધથી બે મોટા રાજ્યો વચ્ચે

મૈત્રી સંબંધ સ્થપાશે અને અરસપરસ લાભ થશે."

રાજાએ વિચાર્યું-આ વાત ખોટી નથી. રૂપસેનના રૂપ તથા ગુણના વખાણ તેના કાન પર પણ અથડાયા હતા. એટલે જ્યારે સામેથી જ કહેણ આવ્યું છે ત્યારે એને સ્વીકારી લેવામાંજ શોભા છે રાજાએ આ માંગણી સ્વીકારી લીધી. બ્રાહ્મણનો યોગ્ય સત્કાર કર્યો અને એની સાથેજ પોતાના કુળગોરને પણ લગ્નનું નક્કી કરવા તથા બને તો રાજાને સાથે જ તેડી લાવવાને માટે મોકલ્યો. રાજાએ કહ્યું:—"તમે રાજા રૂપસેનને લઈને સાથે જ આવી પહોંચજો. એ અરસામાં અહીં અમે લગ્નની બધી તૈયારીઓ કરી રાખીશું."

ભોગવતીમાં આવીને બ્રાહ્મણે શુભ સમાચાર આપ્યા. મગધેશ્વરના કુલગોરે રાજાને લગ્ન માટે મગધ આવવાનું આમંત્રણ આપ્યું. રાજા હર્ષ પામ્યો અને ધામધુમ સાથે લગ્ન કરવાને નીકળ્યો.

રૂપસેન અને ચન્દ્રાવતીના લગ્ન મોટા સમારંભ સાથે ઉજવાઇ ગયા. રાજા ચન્દ્રાવતીને લઇને પોતાના નગરમાં આવ્યો. ચન્દ્રાવતી આ સમયે પણ મેનાને પોતાની સાથે લાવવાનું વિસરી નહોતી.

મેનાના પાંજરાને રૂપસેને પોપટના પાંજરાની સામેજ લટકાવ્યું. મૈના-પોપટ બન્ને આનંદથી વાર્તાલાપ કરી પોતાનો સમય કાઢવા લાગ્યા.

રાજાના મનમાં વિચાર આવ્યો. આ શુક અને સારિકાને એકજ પાંજરામાં પૂરીયે તો એ બન્નેનો સમય આનંદથી જાય અને એક બીજાને એકલું પણ ન લાગે. ચન્દ્રાવતીને પણ આ વાત ગમી ગઇ. રાજાએ તેમને માટે એક મોટું સોનાનું પાંજરૂં બનાવી તેમાં એ બન્નેને રાખ્યા.

શુક અને સારિકા બન્ને સાથે રહેવા લાગ્યા. શુક જેટલે દરજ્જે વિદ્વાન હતો તેટલે જ દરજ્જે આ મેના પણ પંડિત હતી. કળા અને ચતુરાઇમાં મેના ઘણી પ્રવીણ હતી. તે બન્ને જણાં આનંદમાં રહેતાં અને પોતાની અલૌકિક જ્ઞાનશક્તિથી પોતાના રાજારાણીનાં મનને સંતોષ ઉપજાવી, તેમની સેવા કરતાં હતાં.

પરન્તુ મેના કેટલીક બાબતોમાં શુકથી જુદી જ રહેતી. એ જમતી વખતે જુદી બેસતી અને સૂતી વખતે પણ તેનાથી અલગ થઇ જતી. શુકને આ વાત ગમતી નહોતી. છતાં તે ચલાવી લેતો. પોતાના મનના આવેગને શુકે અત્યાર સુધી અંદર જ સમાવેલો રાખ્યો.

પણ એક દિવસે તેનાથી રહેવાયું નહિ. તેણે મેના પાસે જઇ અત્યન્ત વહાલ ભર્યા મૃદુ શબ્દોમાં કહ્યું:– "પ્યારી મેના! તું મારાથી દૂર બેસી ભોજન કરે છે. નિદ્રા પણ દૂર રહીને કરે છે. આ તને છાજતું નથી. આપણે એકજ થાળીએ જમીએ અને એક જ શય્યામાં પોઢીએ તો કેવો આનંદ આવે? ચાલ, આપણે લગ્ન કરી પતિપત્ની બનીએ અને સાથેજ રહી આનંદ મજાહ ભોગવીએ!"

મેનાએ શુકની આ વાત સાંભળી મોઢું મરડયું. તે બોલી:– 'તું આ શું વાત કરે છે? હું કોઇ પુરુષ સાથે પાનુ પાડવા માગતી નથી. પુરુષો ઘાતકી અને કૃતઘ્ની હોય છે. સ્ત્રીની હત્યા કરતાં પણ તેઓ અચકાતાં નથી."

આ વાત સાંભળી શુકને ક્રોધ ચઢયો. એ બોલ્યો:– તારી વાત તદ્દન ખોટી છે. પુરુષો દગલબાજ તથા કૃતઘ્ની હોતાંજ નથી પરન્તુ સ્ત્રીઓના હૃદયજ ઘણાં કઠોર અને ક્રૂર હોય છે. તેમનામાં સારૂં નરસું સમજવાની શકિત હોતી નથી અને

તેઓ મહા ઝેરીલી હોય છે."

મેનાએ કહ્યું:-"તું ખોટો છે."

આમ મેના અને પોપટ બન્ને લડી પડ્યા.

આ ચર્ચા ચાલતી હતી તે સમયે રાજા અને રાણી તેમની સામેજ બેસીને આનંદમાં વાર્તાવિનોદ કરી રહ્યા હતા. મેના અને પોપટની બોલાચાલી સાંભળી તેમનું ધ્યાન એ તરફ દોરવાયું. રાજાએ તેમને પૂછ્યું:-

"તમે બન્ને જણા શા માટે લડો છો?"

મેનાએ કહ્યું:-"મહારાજ! પુરુષો કૃતઘ્ની અને ઘાતકી હોય છે માટે હું પુરુષની સાથે પ્રસંગ પાડવા ઇચ્છતી નથી. શુક પોતે સ્ત્રીઓને ક્રૂર અને અવિચારી સ્વભાવવાળી ગણે છે. આમ અમે વિતંડાવાદમાં પડયા છીએ."

રાજાએ કહ્યું-"હું તમારો ન્યાય કરીશ. પ્રથમ મેના તું કહે-"શા માટે તું પુરુષોને ઘાતકી અને કૃતઘ્ની કહે છે. તારી પાસે એનું કંઇ પ્રમાણ છે ખરૂં?"

મેનાએ કહ્યું:-" હા, મહારાજ! એ વિશેની એક વાત હું જાણું છું અને તે તમને કહી બતાવું છું તે સાંભળો:-"

## મેનાએ કહેલી વાર્તા: પુરૂષ બેવફા છે.

"આ પૃથ્વી ઉપર ઈલાપુર નામનું એક નગર છે. પૂર્વે એ નગરમાં મહાધન નામનો એક સાહુકાર રહેતો હતો. એ મોટો ધનવંત હતો. એને કંઇ સંતતિ નહોતી. એથી તે સદાકાળ તીર્થ સેવતો, દાન-ધરમ કરતો અને કથા-પુરાણ શ્રવણ કરી પોતાનો સમય કાઢતો હતો.

કેટલેક દિવસે ઇશ્વરકૃપાથી સાહુકારને ઘેર પુત્ર જન્મનો શુભ પ્રસંગ આવ્યો. સાહુકારે પુત્રના જન્મ સમયે મોટો મહો-

ત્સવ કર્યો અને અગીયારમે દિવસે તેનું ધનદત્ત એવું શુભ નામ પાડયું.

સમય વીતતાં પુત્ર મોટો થતો ગયો. ધીમે ધીમે તે તરુણાવસ્થામાં આવ્યો. પિતાએ તેને અભ્યાસ માટે મૂકયો. પણ અહીં એ કેટલાક ખરાબ છોકરાઓની સંગતમાં આવ્યો અને જુગાર રમતાં શીખ્યો.

આજ અરસામાં ધનદત્તના પિતા મરણ પામ્યા. પિતાનું મરણ થતાં ધનદત્ત તેની વિશાળ સંપત્તિનો ભોક્તા બન્યો. હવે તેને કોઇ પૂછનારૂં નહોતું. તેથી મરજીમાં આવે તેમ એ સ્વચ્છંદે વર્તવા લાગ્યો અને સંપત્તિને ઉડાવવા માંડી.

જુગારે એ હવે તેનું નિત્યનું વ્યસન થઇ પડયું. મિત્રો પણ તેને એવાજ મળ્યા. દુર્જનોની સોબતથી સારા માનવીઓ પણ ફસાઇ જાય છે તો ધનદત્તનું પણ શું ગજું ? તે પૂરેપૂરો તેમના ફાંદામાં ફસાઈ ગયો. દુર્જનોની સંગત એક દુઃખરૂપી ઝાડનું મૂળ છે. અને દુષ્ટનાં સમાગમમાં દુઃખ સિવાય બીજું કશું પણ મળતું નથી. થોડા જ વખતમાં વિશાળ સંપત્તિનો માલિક ધનદત્ત રસ્તાનો ભિખારી બની ગયો. ખાવાના પણ તેને સાંસા પડવા માંડ્યા. હવે ભિખારી ધનદત્તને આ ગામમાં રહેતાં શરમ આવવા લાગી એટલે તેણે પોતાના દેશનો ત્યાગ કર્યો અને પરદેશમાં ફરવા લાગ્યો.

ભટકતો ભટકતો એ ચન્દ્રપુરમાં આવી ચઢયો. પોતાને ભૂખ લાગી હતી એટલે તે એક સાહુકારને ઘેર ભોજન કરવા માટે ગયો. સાહુકારે ધનદત્તની ગૌર મુખમુદ્રા તથા તેના સુકોમળ શરીર તરફ નજર કરી વિચાર્યું કે આ યુવાન કોઇ કુળવાન અને સારા ઘરનો માલમ પડે છે. તેણે ધનદત્તને પૂછયું:–
"તમારૂં ગામ કયું ? કેવા કુળના છો ?"

ધનદત્તે પોતાનો પરિચય આપ્યો. માતા-પિતાનું નામ કહ્યું.

સાહુકાર તેના પિતાનો ઓળખીતો નીકળ્યો. તેણે તેને પૂછ્યું:–"તોપછી તમારી આવી સ્થિતિ કેવી રીતે થઇ?"

ધનદત્તે જણાવ્યું–"હું એક વહાણમાં માલ ભરીને દૂર દેશમાં વ્યાપાર માટે ગયો હતો. ત્યાં માલ વેચીને પાછો વહાણમાં માલ ભરી મારા દેશ તરફ જતો હતો. એટલામાં રસ્તે મોટું તોફાન થયું. વહાણ ભાંગી ગયું. મારી બધી માલમત્તા દરિયામાં ડૂબી ગઇ. મારે હાથે એક પાટીયું આવ્યું, તે પકડી ડૂબતો ડૂબતો હું અહીં આવી પહોંચ્યો છું. હવે મને મારા દેશમાં જતાં શરમ આવે છે. કારણ, મેં સર્વસ્વ ગુમાવ્યું છે. કયે મોઢે હવે હું દેશમાં જાઉં ?"

ધનદત્તની આ વાત સાંભળી સાહુકાર તેના પર દયા ખાવા લાગ્યો. તેના મનમાં એક વિચાર આવ્યો. આ છોકરો મોટો કુળવંત છે. આગળ શ્રીમાન હતો પરન્તુ દૈવયોગે આજે તેની આ દશા થઇ છે. મારી પાસે ધન કયાં નથી ? એને એ આપીશ અને ધનવાન બનાવીશ. મારી પુત્રીના લગ્ન જો એની સાથે કરવામાં આવે તો મારી બધી ચિન્તા ટળી જાય. આવો બનાવ ઇશ્વર કૃપા વગર બનેજ નહિ. ઘેર બેઠા એ આવ્યો છે તો હવે એને જવા દેવો એ યોગ્ય નથી.

સાહુકારે પોતાનો આ વિચાર પોતાની સ્રીને કહ્યો. સ્રીના મનમાં પણ પોતાની પુત્રીને માટે આ યુવાન વસી ગયો હતો. એટલે તેણે એમાં સંમતિ આપી. ધનદત્તને તેણે પોતાને ત્યાં આશ્રય આપ્યો અને એક શુભ દિવસે પોતાની કન્યા સાથે તેના લગ્ન પણ કરી દીધા. આ લગ્ન પ્રસંગે સાહુકારે પુષ્કળ દ્રવ્ય ધનદત્તને આપ્યું.

ધનદત્ત પોતાના સસરાને ઘેર ઘરજમાઇ થઇને રહ્યો.

ત્યાં રહી એણે ઘણાં દિવસ સુખચેનમાં ગાળ્યા. પોતાની માઠી સ્થિતિ એ ભૂલી ગયો. વ્યાપારથી પણ તેણે ઘણું ધન મેળવ્યું એટલે પાછો તેનો જુનો સ્વભાવ આગળ તરી આવ્યો. જુગાર રમવા એનું મન તત્પર બન્યું. ભોગ વિલાસ ભોગવવાની એને ઇચ્છા થઇ એટલે સ્વાભાવિક રીતેજ એને પોતાના વતનની યાદ આવી. પોતાને ઘેર જવા એનું મન વલોપાત કરવા લાગ્યું.

એક દિવસે ધનદત્તે પોતાના સસરાને કહ્યું:-"અહીં રહ્યાને મને લાંબો કાળ વીતી ગયો છે. મારે ઘેરથી કંઇ સમાચાર પણ આવ્યા નથી એટલે ત્યાંના સમાચાર જાણવા હું આતુર બન્યો છું અને થોડાંક દિવસ ત્યાં જઇ આવવા માંગુ છું. આપની પુત્રીને પણ સાથે લઇ જવાની ઇચ્છા છે તો મને રજા આપો."

સાહુકારે વિચાર્યું-'ભલે, જમાઇનું મન ખૂશ થતું.' પરન્તુ દીકરીને મોકલવાનું તેનું મન માન્યું નહિ. તો પણ જમાઇના આગ્રહથી તેણે પોતાની પુત્રીને મોકલવાનું સ્વીકાર્યું. પુત્રીને કીમતી અલંકારો પહેરાવી, શણગારી, તેને દ્રવ્ય આપ્યું. જમાઇને પણ દ્રવ્ય વગેરે આપી બન્નેને વિદાય કર્યાં. સાહુકારે પોતાની પુત્રીની સેવા ચાકરી કરવાને માટે એક ઘરડી ડોસીને પણ તેમની સાથે મોકલી હતી. ધનદત્ત આ બન્નેને લઇને પોતાને દેશ જવા ઉપડયો.

ચાલતાં ચાલતાં તેઓ એક મોટાં અરણ્યમાં આવી પહોંચ્યા. ધનદત્તે પોતાની સ્ત્રીને કહ્યું-"રસ્તો ભયંકર છે. અહીં ચોર-લુંટારાઓનો પણ ડર રહે છે માટે તું તારા બધા અલંકારો ઉતારી મને સોંપી દે. હું મારી પાસે રાખીશ."

સ્ત્રીએ નિખાલસ ભાવે પોતાના તમામ અલંકારો ઉતારીને પતિને સોંપ્યા.

ધનદત્ત હવે પોતાના મૂળ સ્વભાવ પર જવા લાગ્યો.

અલંકારોથી તેનું મન ચળી ગયું. તેણે પોતાની સ્ત્રીને તથા તેની સાથે આવતી ડોસીને મારી નાખવાનો નિશ્ચય કર્યો. ચાલતાં ચાલતાં એક ઊંડો કૂવો આવ્યો. કૂવો એકદમ નજીક આવ્યો એટલે ધનદત્તે પોતાની સ્ત્રીને અને ડોસીને ધક્કો મારી અંદર ગબડાવી દીધા. અને પછી તે ચંડાળ પુરુષ પાછું વળીને જોયા વગરજ ત્યાંથી નાસી ગયો.

ડોસીની તો વય થયેલી હતી એટલે તે તો કૂવામાં પડતાંની સાથેજ મરણ પામી. પરન્તુ સ્ત્રી અંદરના એક ઝાડની ડાળી પકડી વળગી રહી એટલે તે બચી ગઇ. તે દુઃખ વેદના અને વિરહને અંગે રડવા તથા ચીસો પાડવા લાગી.

એક મુસાફર એ રસ્તેથી પસાર થઇ રહ્યા હતો. તેના સાંભળવામાં કોઇ સ્ત્રીના રડવાનો અવાજ આવ્યો. એણે કૂવાની અંદર જોયું તો એક સ્ત્રી જણાઇ. તેને તેણે બહાર કાઢી. પૂછ્યું:– "તું કોણ છે? અને અહીં કેવી રીતે પડી ગઇ?"

સ્ત્રીએ કહ્યું:–"હું હેમગુપ્ત શેઠની પુત્રી છું. મારા વર સાથે સાસરે જતી હતી એટલામાં અહીંયા ચોર લોકોની સાથે અમારો ભેટો થઇ ગયો. તેમણે મારી પાસેના અલંકારો ઝુંટવી લીધા અને મને તથા મારી દાસીને આ કૂવામાં બળ કરીને નાંખી દીધા. દાસી ડોસી હતી. એટલે તે તો તરતજ મરી ગઇ પણ હું જીવતી રહી ગઇ. મારા પતિને તેઓ કયાં લઇ ગયા તેની મને જાણ નથી."

વટેમાર્ગુએ તેને પોતાની સાથે લીધી અને તેના માબાપને સોંપી પોતે પોતાને માર્ગે ચાલતો થયો. માબાપે તેની આ સ્થિતિનું કારણ પૂછ્યું ત્યારે તેણે જે વટેમાર્ગુને કહ્યું હતું તે મુજબ તેમને પણ કહ્યું. પુત્રીને દિલાસો આપતાં પિતાએ કહ્યું: "બેટા, કંઇ ચિન્તા ન કરીશ. તારા પતિને ચોરો છોડી દેશે કારણ,

તેઓ જીવ લેતા નથી. માત્ર ધન–દોલત જ લૂંટી લે છે તું અહીં નિરાંતે રહે. પતિનો મેળાપ થતાં કંઇજ વાર લાગશે નહિ.' અને સ્ત્રી પોતાના પતિનું ધ્યાન ધરતી પિતાને ઘેર જ રહી.

ધનદત્ત પોતાના ગામમાં ગયો. કેટલાક મિત્રો તેને તરતજ મળ્યા અને તેને વધાવી લીધો. જુગારીઓએ તેને પાછો જુગારમાં ફસાવ્યો. જે મિત્રોએ તેને સૂકાઇ ગયેલો જાણી ત્યજી દીધો હતો અને જેમણે તેને નાણાં આપવા પણ બંધ કર્યા હતાં તે મિત્રો હવે તેને લીલો થયેલો જાણી પાછા આવ્યા અને ધનદત્તભાઇ, ધનદત્તભાઇ કહેવા લાગ્યા. લોભી, સ્વાર્થી અને જુગારી મિત્રોની સોબતમાં રહી ધનદત્તે પોતાની પાસેની સંપત્તિ ફના કરવા માંડી.

ટૂંક સમયમાં તો તેનું સઘળું દ્રવ્ય સાફ થઇ ગયું. જુગારીઓએ તેને સાવ પાયમાલ બનાવી દીધો. એ પાછો જેવો હતો તેવો ખાલીખમ થઇ ગયો. ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. એક દિવસે તેણે વિચાર કર્યો–"હું પાછો સાસરે જઇ થોડુંક ધન માંગી લાઉં. પૂછશે તો કહીશ કે તમારી પુત્રી આનંદમાં છે, અને મારે ઘેરજ છે." આ પ્રમાણે મનમાં નિશ્ચય કરી તે પાછો પોતાના સસરાને ગામ જવા નીકળ્યો.

ટૂંક સમયમાં તે પોતાના સસરાના ગામમાં આવી પહોંચ્યો. સ્ત્રીએ દૂરથી પોતાના પતિને આવતો જોયો. એ તરતજ સામી દોડી અને પતિના ચરણોમાં પોતાનું માથું મૂકી દીધું. પોતાનો પતિ ગમે તેવો દુષ્ટ હોય તો પણ સતિ સાધ્વી સ્ત્રીઓ તો પતિ પર પ્રેમજ રાખે છે અને તેને દેવ સમજી તેનું પૂજન કરે છે.

ધનદત્ત સ્ત્રીને જોતાંજ ધ્રુજવા લાગ્યો. પોતાની સ્ત્રી જીવતી હશે તથા તે અહીં આવી હશે તેવી તેને જરા પણ

આશા નહોતી. તેના મનમાં ભય વ્યાપ્યો કે હવે મારા બુરા હાલ થશે અને મારા પાપનો ઘડો ફુટી જશે. પરન્તુ સ્ત્રીએ પતિના ભયને પિછાની લીધો. તે બોલીઃ–"નાથ! તમે જરાપણ ગભરાશો નહિ. મેં મારા પિતાને કહ્યું છે કે ચોરોએ આવી દાસીને મારી નાંખી હતી ને મારા ઘરેણાં કાઢી લઇ મને કૂવામાં નાખી તમને તેઓ બાંધી લઇ ગયા છે. તમે પણ મારા પિતાને આજ વાત કહેજો. મેં તમારૂં કૃત્ય ઢાંકી રાખ્યું છે. ચિન્તા કરશો નહિ. આ ઘર તમારૂં જ છે." એમ કહી એ તરત ઘરમાં ચાલી ગઇ.

ધનદત્તનો ભય ટળી ગયો. તેના મુખ પરથી ચિન્તા, ભય અને ધ્રુજારીનું આવરણ દૂર થઇ ગયું. નિર્ભય બનીને એ ઘરમાં ગયો. સસરા અને સાસુને મળ્યો. બધી વાત કરી. સાસુ-સસરા એ ઘણાં હર્ષની સાથે તેનું સ્વાગત કર્યું. સસરાએ માન્યું કે, ચોરોએ આપણા જમાઇને જીવતો છોડી મૂક્યો, માટે આજે તો આપણે ઘેર મોટો ઉત્સવ કરવો જોઇએ. અને એથી તેણે સગાં-વહાલાઓને જમવા બોલાવી મોટો સમારંભ કર્યો.

હવે ધનદત્ત આનંદની સાથે પોતાને સાસરે રહી સુખમાં દિવસો છે. સ્ત્રી તેની સેવા કરવામાં જરાય કચાશ રાખતી નથી. પતિપત્ની આનંદમાં દિવસો પસાર કરી રહ્યા છે.

પરન્તુ પુરુષ જાતિ બેવફા જ નીવડે છે. તેને ધિક્કાર છે.! તે પાપી ચંડાળે શું કર્યું તે સાંભળો! એક દિવસે રાત્રિના બધા સૂઇ ગયા ત્યારે ધનદત્તે જે કામ કર્યું તે પુરુષ કરીજ શકે. પાપી દગાબાજ પુરુષોજ કરી શકે.

એક તહેવારના દિવસે તેની સ્ત્રીએ ભારોભાર અલંકાર સજી શયનગૃહમાં પ્રવેશ કર્યો. મોડી રાત થઇ ગઇ હતી. અપવાસને લીધે સ્ત્રી થાકી ગઇ હતી એટલે અલંકારો ઉતાર્યા વગ-

રહ્ય તે વાતવાતમાં નિદ્રાવશ બની ગઇ.

ધનદત્તની લોભી આંખો સ્ત્રીનાં ઝગઝગતા અલંકારો પર પડી. તેની દાનત બગડી ગઇ. એના મનનો પિશાચે કબજો લીધો. જુગારી-પિશાચી ધનદત્તે પોતાની સ્ત્રીના ગળાં પર છરી ફેરવી દીધી. લોહીની ધારા છૂટી. તેનો જીવ ઉડી ગયો. સ્ત્રીને ઠાર મારીને તેના અલંકારો ચોરી લઇને કોઇ જાણે નહિ તેમ તે પોતાના દેશમાં પલાયન કરી ગયો."

"આવી રીતે પુરૂષો બેવફા અને ચંડાળ પ્રકૃતિના હોય છે." એમ કહી સારિકાએ પોતાની વાત પૂરી કરી. એ બોલી:—"મહારાજ! આ વાત સાંભળેલી નથી. પણ નજરે જોએલી છે. આથી જ પુરૂષો સાથે હું કોઇ સંબંધ રાખવા ઇચ્છતી નથી. એ જાત એવી તો ઘાતકી છે કે એવાની પ્રીતિ કરી પોતાના ઘરમાં સાપ કોણ પાળે?"

"મહારાજ! આપ એને પૂછો કે, પેલી સ્ત્રીએ શાહુકારના પુત્રનો શું ગુન્હો કર્યો હતો?"

મેનાનો આ પ્રશ્ન સાંભળી રાજાએ શુકને કહ્યું:—"તું આ વિશે શું ધારે છે? સ્ત્રી જાતિ માટે તારે જે કંઇ કહેવું હોય તે કહે?"

શુક બોલ્યો:—"મહારાજ! સ્ત્રીઓનું સાહસકર્મ કોઇથી પણ સહન ન કરી શકાય એવું છે. તે મહા દગાબાજ, અનીતિમાન, વ્યભિચારિણી અને ઘાતકી હોય છે. આ વિશે હું એક વાત કહું છું તે તમે સાંભળો:—

## શુકે કહેલી વાર્તા: સ્ત્રી બેવફા છે.

"કંચનપુર નામના એક નગરમાં સાગરદત્ત નામનો એક શ્રીમન્ત વ્યાપારી રહેતો હતો. શ્રીદત્ત નામનો તેને પુત્ર હતો.

આ પુત્ર કાન્તિવાન, વિદ્વાન અને બધી વિદ્યામાં પ્રવીણ હતો. તેનું રૂપ ગમે તેવી અચળ સ્ત્રીને પણ લોભાવી આકર્ષી શકે એવું હતું.

શ્રીદત્તના લગ્ન જયપુરના એક ધનિક વ્યાપારી સોમચંદ્રની પુત્રી જયશ્રી સાથે કરવામાં આવ્યા હતાં. જયશ્રી કાંચનવર્ણી, રૂપમાં અનુપમ અને પોતાના તેજમાં સૌ કોઇને પ્રભાવિત બનાવી દે એવી હતી. લોકો કહેતાં કે શ્રીદત્ત અને જયશ્રીની જોડી નમૂનેદાર બની છે.

લગ્ન થયા પછી શ્રીદત્તને વ્યાપાર અર્થે પરદેશ જવાનું થયું. પોતાની સ્વરૂપવાન પત્નીને એકલાં મૂકી જતાં તેને ભારે દુઃખ થયું તોપણ વ્યાપારનું કામ હતું. એ ન જાય તો લાખ્ખોનું નુકશાન આવે એવો સંભવ હતો એટલે ન છૂટકે પોતાની પ્રિયાને વિજોગમાં મૂકી તેને જવું પડયું. જયશ્રી હવે પોતાના પિતાને ત્યાં રહેવા લાગી.

શ્રીદત્તને પરદેશ ગયાને બાર વર્ષ થઇ ગયા. જયશ્રી પતિના વિયોગને અત્યાર સુધી તો સહી શકી પણ હવે તેનાથી એ સહન ન થયો. તેને પોતાનું યૌવન એળે જતું જણાયું. કામના વિકારોએ તેના હૃદય પર અધિકાર જમાવ્યો. દબાવી રાખેલો કામ બમણા વેગથી પોતાનું પ્રાબલ્ય બતાવવા લાગ્યો. જયશ્રી કામ વિહ્વળ બની પોતા પરનો કાબુ ગૂમાવવા લાગી.

એક દિવસે તેણે પોતાની એક અંગત સખીને પોતાના અંતરનો આ મનોભાવ જણાવ્યો. સખી ઠરેલ અને સમજુ હતી. તે બોલીઃ—"બહેન! ધીરજ ધર. સૌ સારૂં થશે, તારો પતિ થોડાં જ સમયમાં આવી પહોંચશે. આટલાં વર્ષ ગાળ્યાં તો થોડોક સમય વધુ ગાળ."

જયશ્રીએ કહ્યુંઃ—"મારી પ્રિય સખી! તારી વાત મારા મનમાં ઉતરતી નથી. મને મારૂં યૌવન નિષ્ફળ જતું જણાય છે.

કામ મને પોતાના મારથી વેદના પમાડી રહ્યો છે. હવે તો ઈશ્વર જ મને બચાવે તો હું બચું."

આજ અરસામાં રસ્તા પરથી પસાર થતાં એક ભરયુવાન પુરુષ પર તેની દ્રષ્ટિ પડી. એ યુવાન ખૂબસૂરત અને તેજીલો હતો. આ યુવાનને જોતાં જ જયશ્રીએ પોતાના મન પરનો કાબુ ગૂમાવી દીધો. કામદેવે શર સંધાન કર્યું. સ્ત્રી વિંધાઇ ગઇ. તેના રોમેરોમ કંપી ઊઠયાં અને તે ભાન ભૂલી ગઇ.

જયશ્રીએ પોતાની સખીને કહ્યું;–"પ્રિય સખી! તું જો મારૂં શ્રેય ઇચ્છતી હોય તો આ ચાલ્યા જતા યુવાનની સાથે મારો મેળાપ કરાવ. હું તેની ઇચ્છા કરૂં છું. તેના દર્શન વગર મને ઝંપ વળશે નહિ."

સખીએ આ પાપાચાર કરતાં તેને ખૂબ વાળી. મોંઘાં–અમૂલ્ય સતીત્વનો નાશ ન કરવા તેને વિનવી. પણ સ્ત્રી એકની બે ન થઈ. તેને તો જુવાનની જ ઇચ્છા હતી.

નિરૂપાયે સખી તે જુવાન પાસે ગઇ અને પોતાની સખીની ઇચ્છા તેને જણાવી.

જુવાને ઊંચે જોયું. રૂપરૂપના અંબાર સમી જયશ્રીને તેણે મલકતી આંખોએ જોઈ. બન્નેની નજરો એક થઈ. હૃદયે હૃદયના ભાવ જાણ્યા. જુવાને કહ્યું:–"હું તૈયાર છું."

અને સખીની સાથે એ જુવાન ઉપર આવ્યો. જયશ્રીએ તેની આગળ પોતાનું જીગર ખોલી દીધું. પોતાના મનોભાવને તેણે સ્પષ્ટ શબ્દોમાં પ્રકટ કર્યો. પછી એ તેને ગળે વળગી પડી. તેને પોતાનો પ્રિતમ ગણ્યો. જુવાને તેની મનોકામના પૂર્ણ કરી.

એ દિવસથી આ બન્ને વચ્ચે ન છૂટે એવી મજબુત પ્રેમની ગાંઠ બંધાઇ. જુવાન નિત્ય જયશ્રીના આવાસે આવવા લાગ્યો. જયશ્રી તેને અપૂર્વ પ્રેમથી સત્કારતી. જે દિવસે એ તેને

ન જોતી તે દિવસે એ મૃતપ્રાય જેવી થઇ જતી. જુવાન પણ જયશ્રીના રૂપમાં અને તેના પ્રેમપાશમાં સખ્ત રીતે જકડાયો હતો.

આમ કેટલાક મહિનાઓ આ પ્રેમીઓએ આનંદમાં કાઢી નાખ્યા. પણ એ આનંદની પાછળ શોકની ઘેરી છાયા પણ રમી રહી હતી. પ્રેમમાં ચકચૂર બનેલાં પ્રેમીઓને તેની કંઇપણ જાણ નહોતી. પ્રેમમાં ભંગ પડયો. એક દિવસે જયશ્રીનો પરિણીત પતિ એકાએક જ કોઇને કહાવ્યા વિના પોતાની સ્રીને પોતાને ત્યાં લઇ જવા માટે સાસરે આવ્યો.

જયશ્રીએ તેને જોયો અને હૃદયમાં ભારે આઘાત અનુભવ્યો. પોતાના પ્રેમીથા હવે તેને વિખૂટાં થવું પડશે એ વિચારે તે ભારે શોકમાં ડૂબી ગઇ. સાસુ–સસરાં પોતાના જમાઇને જોઇને આનંદમાં રાચી ઊઠયાં. તેમણે તેનો ઉત્સાહપૂર્વક સત્કાર કર્યો અને તેને વધાવી લીધો.

એ દિવસે શેઠે ઉત્સવ મનાવ્યો. સગાંસ્નેહીઓને જમવા નોતર્યાં. મિષ્ટાન્ન તથા ભાતભાતનાં ભોજન કર્યાં. સૌએ આનંદથી તે આરોગ્યાં.

પણ જયશ્રીને આ આનંદ સ્મશાનવત્ લાગ્યો. તેના મુખ પરથી નૂર ઉડી ગયું. તે અત્યન્ત ચિન્તાતુર થઇ પોતાની સખીને કહેવા લાગી–"પ્રિય સખી! હું અપાર શોકમાં ડૂબી છું. શું કરૂં? કયાં જાઉં? મને કંઇજ ગમતું નથી, સૂઝતું નથી. મારા દુઃખને દૂર કરવાનો કંઇ ઉપાય હોય તો તે કહે."

મહાકષ્ટે તેણે દિવસ કાઢી નાંખ્યો. રાત્રે બધા જમી પરવાર્યા એટલે સાસુએ જમાઇને ઉપર દિવાનખાનામાં સૂવા જવા માટે કહેવડાવ્યું. પુત્રીને કહ્યું:–"તારા પતિની સેવા કરવા માટે જા."

જયશ્રીને માતાના આ શબ્દોથી આનંદ થવો જોઇતો હતો. પરન્તુ તેના ચિત્તમાં પરપુરુષની માયા વસેલી હોવાથી આ સમયે

તેને આ શબ્દો કાળાં ઝેર જેવા લાગ્યાં. તેણે પોતાનું મુખ મરડયું. ભવાં ચઢાવ્યા અને મૌન જ રહી.

માતાએ ફરી કહ્યું. પણ જયશ્રી ઉપર ન ગઇ. અન્તે જ્યારે માતાએ ક્રોધ કર્યો અને તેને અપશબ્દો કહ્યાં ત્યારે તે પગ પછાડતી ઉપર ગઇ અને અવળું મુખ કરી પલંગ પર સૂઇ ગઇ.

શ્રીદત્તે તો પત્ની પાસેથી અપૂર્વ પ્રેમની આશા રાખી હતી. પરન્તુ તેમાંનું કંઇ જ ન મળતાં તેને નવાઇ લાગી તે પોતે તેને મનાવવા લાગ્યો. અત્યન્ત મધુર શબ્દોથી તેની પ્રશંસા કરવા લાગ્યો. તેને માટે જે જે સુંદર વસ્તુઓ આણી હતી તે તે વસ્તુઓનું તેણે વર્ણન કરવા માંડયું. પરન્તુ જયશ્રી એકની બે ન થઇ. એ ઢોંગ કરીને સૂઇ જ રહી.

શ્રીદત્તને હજુ પણ આશા હતી કે તેની સ્ત્રી મનાઇ જશે. એટલે તેણે તેને વહાલભર્યાં વચનો કહેવા માંડ્યાં. પોતે આટલાં વર્ષો દૂર પરદેશ રહ્યો હતો તે માટે તેની ક્ષમા યાચી અને હવે તે કદી પણ તેને ત્યજી ન દેશે તેની પણ ખાત્રી આપી. શ્રીદત્ત તેને ખૂબ ઢંઢોળી. તેના પર વહાલથી હાથ ફેરવ્યો પરન્તુ જયશ્રીએ ઊંચું મુખ કરીને એક નજર પણ તેના તરફ નાંખી નહિ. શ્રીદત્ત નિરાશ થઇ ગયો. તેનું હૃદય દારૂણ દુઃખ ભોગવવા લાગ્યું. જે મોટી આશાઓ સાથે તેણે પોતાને સાસરે પગ મૂકયો હતો. તે આશાઓનો કચ્ચરઘાણ વળી જતાં તેનું હૃદય સહી ન શકાય એવી અસહ્ય યાતના ભોગવવા લાગ્યું. દુઃખ, થાક, ભોજનનો ભાર વગેરે કારણને લઇને તેની આંખો પર ઊંઘે વર્ચસ્વ જમાવ્યું. ટૂંક સમયમાં જ એ ભર ઊંઘમાં પડી ગયો.

ઘરમાંનાં માણસો પણ આખા દિવસના પરિશ્રમથી અને મિષ્ટાન્ન વગેરે જમેલા હોવાથી ગાઢ નિદ્રાને વશ બની ગયા.

પરન્તુ જયશ્રીને ઊંઘ આવતી નહોતી. અને એ ઊંઘે પણ

શાની? અત્યારે તેનું મન તેના પ્રિતમમાં વસેલું હતું. તેણે અમુક સ્થળે મળવાનો પોતાના પ્રિતમ સાથે સંકેત કર્યો હતો. સમય ઝડપથી પસાર થતો હતો. મિલનની પળ આવી રહી હતી. જયશ્રી પોતાના પ્રિયતમને મળવા-ભેટવા આતુર બની ગઇ.

પતિને ભરઊંઘમાં પડેલો જોઇ એ પોતાની શય્યા પરથી ઊઠી. સોળ શણગાર સજ્યા. હીરામોતીના અલંકારોથી પોતાનો દેહ મઢયો. વાળે વાળે મોતી પરોવ્યા અને પ્રિતમ પાસે જવા તૈયાર થઇ. ઝડપથી કોઇ ન જાણે તેમ એ પોતાના ઘરની બહાર નીકળી ગઇ.

પિયુ મિલનની આશામાં ને આશામાં તે ઝડપથી જવા લાગી. આ સમયે એક ચોર તેની સામેથી પસાર થયો. સ્ત્રી તો પોતાની ધૂનમાં જ હતી એટલે તેની નજર એના પર ન પડી પરન્તુ ચોર તેને જોઇ ગયો. તેના મનમાં સંશય થયો- આ સ્ત્રી અંગે શણગાર સજી એકલી-આ સમયે શા માટે જતી હશે? શું કંઇ રહસ્ય તો નથી ને? અને ચોર કુતૂહલવશ બની જયશ્રીની પાછળ પાછળ જવા લાગ્યો.

જે સ્થળે એણે પોતાના પ્રિયતમને મળવા માટે બોલાવ્યો હતો તે સ્થળે એ ઉમંગભર્યા હૃદયે આવી. પરન્તુ ત્યાં તેણે તેને ન જોયો. એને શંકા આવી-'શું પ્રિતમે પણ મને દગો દીધો?' હૃદયે કહ્યું-'ના, ના એમ બને જ નહિ. એઓ કયાંક આજુબાજુ છૂપાઇ પ્રેમની કસોટી કરતાં હશે.' અને જયશ્રી વૃક્ષેવૃક્ષે પ્રિતમને શોધવા લાગી.

એકાએક એક ઝાડ સમીપ તેણે પોતાના પ્રિતમને સૂતેલો જોયો. જયશ્રી ઉતાવળે પગલે તેની પાસે ગઇ. જોયું તો પ્રિતમ ગાઢ નિદ્રામાં પોઢેલો હતો.

પરન્તુ એ નિદ્રા નહોતી. તેનો પ્રિતમ તો સર્પદંશથી મરણ

પામી કાયમને માટે પોઢી ગયો હતો. તેના પ્રાણ ઉડી ગયા હતા. જયશ્રી કામથી વિહ્વળ બનેલી હતી એટલે આ જોઇ શકી નહોતી. તેને તો તે સૂતેલો—આરામ કરતો જ જણાયો.

જયશ્રીએ પોતાના પિયુને ઢંઢોળ્યો. તેને અનેક મીઠાં વચનો કહ્યાં. તેના ગળામાં આણેલી પુષ્પમાળા પહેરાવી. પરન્તુ તે જાગતો હોય તો જાગે ને? કામથી પીડાતી જયશ્રીએ તેને આલિંગન કર્યું.

આ બધું કૌતુક પાસેના પીપળા પર બેઠેલો એક પિશાચ જોઇ રહ્યો હતો. તેને જરા ગમ્મત કરવાનું મન થયું. એટલે તેણે શબના દેહમાં પ્રવેશ કર્યો.

શબને પ્રાણ આવ્યા. એ જરા સળવળ્યું. જયશ્રીનો હર્ષ માયો નહિ. તેણે પોતાના પ્રિતમનું મસ્તક ઊંચું કર્યું અને જેવી તે તેને ચુમ્બન કરવા જાય છે તેવા જ શબમાં પ્રવેશેલા પિશાચે તેનું નાક કરડી ખાધું, અને પોતે પાછો પીપળા પર જઇને બેસી ગયો.

જયશ્રીએ દુ:ખથી ચીસ પાડી. એ ભય પામી ગઇ. નાક તૂટી જતાં તેનો મદ ઉતરી ગયો. એ ત્વરિત વેગથી પોતાના આંસુ લૂછતી સખીને ત્યાં આવી અને જે બન્યું હતું તે તેને કહી જણાવ્યું.

સખીએ સલાહ આપી—"હજુ અજવાળું થયું નથી. તું તારા પતિની પાસે પહોંચી જા. અને ત્યાં જઇ ચીસો પાડી રડવા માંડજે. કહેજે કે મારા પતિએ મારું નાક કાપી નાખ્યું! મને નાકકટ્ટી કરી મૂકી! આ માત્ર એક જ ઉપાય મને ઠીક લાગે છે."

જયશ્રીને પણ આ ઉપાય ગમી ગયો. એ ઉતાવળે પગલે પોતાને ઘેર ગઇ અને કોઇ ન જાણે તેમ અંદર ભરાઇ ગઇ.

પેલો ચોર કે જે અત્યાર સુધી તેની પાછળ પાછળ આવી

આ બધી પિશાચ લીલા જોઇ રહ્યો હતો તે એના પર ફિટકાર વર્ષાવવા લાગ્યો. તેને આ સ્ત્રી પર તિરસ્કાર ઉપજ્યો. તોપણ આ સ્ત્રીનું આખું નાટક સંપૂર્ણ જોવાની તેને ઇચ્છા થઇ એટલે-હવે આ પાપિણી કેવું ધતીંગ કરે છે તે જોવા તે તેના ઘરની સામે લપાઇ ગયો.

પછી પેલી વ્યભિચારિણી સ્ત્રી પોતાના શયનમંદિરમાં ગઇ. પતિ હજુ પણ ગાઢ નિદ્રા લઇ રહ્યો હતો. સ્ત્રીએ મોટેથી પોકો મૂકી ચીસો પાડતાં રડવા માંડયું-"કોઇ આવો! દોડો! મને બચાવો! મારા પાપી ધણીએ મારૂં નાક કરડી ખાધું! મને નકટી કરી નાખી! બચાવો! બચાવો!"

એનો અવાજ સાંભળી ઘરનાં બધા માણસો જાગી પડ્યા. તેઓ એકદમ ભયભીત બનીને દોડ્યા. પિતા-માતા કન્યાના ઓરડામાં દોડી આવ્યા. જુવે છે તો પોતાની પુત્રીનું નાક તાજુંજ કરડેલું હતું. તેઓ જમાઇ પર અત્યન્ત ક્રોધિત થઇ ગયા.

શ્રીદત્ત આ ઓચિંતા બનાવથી ગાભરો જેવો બની ગયો. જે વાતની તેને સ્વપ્ને પણ આશા નહોતી તે એકાએક બનતાં તેની બુદ્ધિ બહેર મારી ગઈ. એ અસ્વસ્થ થઇ ગયો.

પિતા-માતાએ પૂછ્યું-"અરે, નિર્દય, પાપી, જમાઇ! તમે આ શું કર્યું? મારી પુત્રીને શા માટે નકટી બનાવી?"

શ્રીદત્ત કે જે અત્યાર સુધી બાઘા જેવો જ ઊભો રહી આ તમાસો જોઇ રહ્યો હતો તે હવે બોલ્યો:- "મેં કંઇ જ કર્યું નથી. તમે શું પૂછો છો?"

આ સાંભળી જયશ્રીએ માથું પછાડયું. એ બોલી:- "જોયું સાંભળ્યું ને? એમને તો મારૂં માથું વાઢવું હતું પણ મેં બળ કર્યું. અને છટકી નાઠી એટલે નાકજ કપાઇ ગયું. અને પાછા બોલે છે! મેં કંઇજ કર્યું નથી! હાયરે! મને નાક

વગરની કરી દીધી ! હવે હું કેવી રીતે જીવીશ ! ઓ પ્રભુ ! ”

પોતાની સ્ત્રીનો આ બનાવટી કલ્પાંત જોઇ શ્રીદત્ત વિચારવા લાગ્યો. ડાહ્યા પુરુષોએ સાચું જ કહ્યું છે કે ચંચળ ચિત્તનો પુરૂષ, સર્પ, શસ્ત્ર ધારણ કરનાર અને દુશ્મન એ ચારનો વિશ્વાસ કરવો નહિ. સ્ત્રીના ચરિત્રથી તો ચેતીને જ ચાલવું કારણ તેનો ભેદ મોટા મોટા મુનીવર્ગ પણ પામી શકતાં નથી. સ્ત્રી ન કરવાનું કરી બેસે છે. પતિને પોતાનો ગુલામ બનાવી તેની જ દ્વારા પાપાચાર પણ ખેલે છે, ખેલાવે છે. ન બોલવાના શબ્દો બોલે છે. આમન્યા–લાજ રાખે તો પાની સુધીની રાખે પણ એ જો વંઠે તો તે હાથથી ચાલી જાય છે. આથી જ સ્ત્રી ચરિત્રને ગહન કહ્યું છે. એ સાચું જ છે કે ઘોડાની ખોડ, મેઘની ગર્જના, સ્ત્રીનું ચરિત્ર અને પુરૂષોનું ભાગ્ય એ ચાર વાત તો દેવોથી પણ કળાતી નથી. તો માનવી બિચારો શું કરે ? શ્રીદત્તે માથે હાથ મૂકયો. મૂગા માનવીની જેમ તેણે મુખમાંથી એક શબ્દ પણ કાઢયો નહિ.

બીજે દિવસે જયશ્રીના માબાપે કોટવાળને મળી બધી વાત કરી. કોટવાળે સિપાઇઓ મોકલી શ્રીદત્તને બાંધી મંગાવી રાજાની હજુરમાં ખડો કરી દીધો.

રાજાએ શ્રીદત્તને પૂછ્યું– “તેં તારી સ્ત્રીનું નાક કાપી નાખ્યું એ વાત ખરી છે?”

શ્રીદત્તે કહ્યું:–” મહારાજ ! એમાનું કંઇ જ હું જાણતો નથી.”

આ જવાબ સાંભળી જયશ્રી કે જે ત્યાં ઊભી હતી તે બૂમ પાડી બોલી ઊઠી:– “જોયું મહારાજ ! એ કંઇ જ જાણતાં પણ નથી. મને નકટી કરી મૂકી છે છતાં પણ કહે છે કે હું કંઇ જ જાણતો નથી ! હાય !”

રાજાએ પાછું પૂછ્યું:-"તેં તારી સ્ત્રીનું નાક કરડી નાખ્યું છે એ વાત ખરી છે?"

"મહારાજ! હું નિર્દોષ છું. મને કંઇપણ ખબર નથી."

"તું નિર્દોષ હોય તો તેનો પૂરાવો આપ. હું તારો ન્યાય કરીશ."

"પૂરાવો મારી પાસે નથી. માત્ર એક ઇશ્વર જ આ બધું જાણે છે."

રાજાએ કહ્યું-"એ હું માની શકું નહિ. તું પૂરાવો આપતો નથી એટલે એનો અર્થ એમ થાય છે કે તેં આ કાર્ય કર્યું છે અને તે કબૂલવાની આનાકાની કરે છે. પણ સૌ નજરેનજર જોઇ શકે છે કે તેં આ સ્ત્રીનું નાક કાપી નાખ્યું છે. તારા સાસુ-સસરા અને તારી સ્ત્રી પણ તને દોષિત ગણે છે. એ બધા કંઇ ખોટાં ન જ હોઇ શકે. સ્ત્રીનું નાક કાપી તેના દેહને બેડોળ બનાવી દીધા બદલ હું તને ફાંસીની સજા કરૂં છું. સિપાઇઓ! આ નરાધમને અહીંથી લઇ જાઓ અને તેને લટકાવી દો!"

સિપાઇઓને હુકમ મળતાં જ તેઓ એને બાંધીને ઢંઢેરો પીટતાં પીટતાં વધભૂમિ ઉપર લઇ ગયા.

પેલો ચોર કે જે સાચ્ચી વાતથી માહિતગાર હતો, તેણે આ વાત જાણી. એણે વિચાર્યું-બિચારો સાહુકાર માર્યો જાય છે. એને બચાવવો જ જોઇએ. એટલે એ તરત જ વધભૂમિ ઉપર દોડયો અને સિપાઇઓને કહેવા લાગ્યો-"કૃપા કરીને આ માણસને મારશો નહિ. એ તદ્દન નિર્દોષ છે. હું બધી વાત જાણું છું. એ જો ગુન્હેગાર નીકળે તો મને પણ સાથે ફાંસીએ લટકાવી દેજો! મહેરબાની કરીને મને રાજા પાસે લઇ જાઓ!"

સિપાઇઓ આ વાત સાંભળી અજાયબ પામ્યા. કદાચ આ માણસ બધું જાણતો હશે અને તેથી ગુન્હેગારના પ્રાણ પણ બચી

અથ એમ વિચારી શ્રીદત્તને રાજાની આગળ પાછો આણ્યો.

ચોરે રાજાની આગળ દંડવત્ પ્રણામ કરી કહ્યું:–"મહારાજ! આ જુવાન નિર્દોષ છે. હું બધી વાત જાણું છું. પણ આપ મને અભયદાન આપો એટલે જે કંઇ સાચી વાત હશે તે હું જણાવી દઇશ."

રાજાએ કહ્યું–"તારે ભય પામવાની જરૂર નથી. જે સાચું છે તે તું કહી દે. જરાપણ બનાવટી વાત કરી છે તો તને પણ હું લટકાવી દઇશ."

ચોરે આખીય વાત રાજાની આગળ પ્રકટ કરી દીધી. એ બોલ્યો:–"મહારાજ! આપને મારા ઉપર જો વિશ્વાસ ન આવતો હોય તો હજુ પણ એ પાપિણી સ્ત્રીનું નાક, શબના મુખમાં છે તેની તપાસ કરો!"

રાજાએ પોતાના માણસોને મોકલી તેની તપાસ કરાવી, તો ચોરના કહેવા મુજબજ શબના મુખમાંથી નાક મળી આવ્યું.

રાજાએ ચોરની વાત માની લીધી. એક નિર્દોષનો જીવ બચાવવા માટે તેને અભિનંદન આપ્યા. શ્રીદત્તને માનપૂર્વક છૂટો કર્યો અને પેલી પાપિણી દુષ્ટા સ્ત્રીના બે કાન કાપી લઇ તેને અવળે ગધેડે બેસાડી દેશપાર કરી દીધી. તેના પિતાનું પણ સર્વસ્વ લૂંટી લેવાનો રાજાએ હુકમ કર્યો.

આ વાત પૂરી કરી શુક બોલ્યો– "હે રાજા! તમે મેનાને પૂછો કે, શ્રીદત્તે પોતાની સ્ત્રીનો શો ગુન્હો કર્યો હતો? સ્ત્રી જાતિ સ્વભાવથી જ દુષ્ટચરિત્રવાળી અને વિશ્વાસઘાતિની છે તેની હવે તમને ખાત્રી થઇ ગઇ હશે."



વૈતાળે વાત પૂરી કરી. એણે વિક્રમને પૂછ્યું:– "વિક્રમ! જવાબ આપ! પુરૂષ દુષ્ટ કે સ્ત્રી? તું સાચો જવાબ ન આપશે તો તને દેવોની આણ છે."

વિક્રમે કહ્યું :– "હે વૈતાળ ! સ્ત્રીઓજ પાપી છે ! પુરૂષમાં ધનદત્તના જેવો કોઇક જ પાપી કદાચિત જ નીકળે છે. કારણ, પુરૂષને લોકલજ્જાનો સદાકાળ ભય રહે છે. તે પાપકર્મ કરતાં થોડોક પણ ખંચકાય છે. જ્યારે સ્ત્રીમાં સાહસ, મૂર્ખત્વ, અતિ-લોભ, અસત્ય વાણી અને ક્રૂરતા એ દોષો સ્વાભાવિક જ હોય છે. અને એટલે આવું પાતકી કર્મ કરતાં કુળમર્યાદાનો તેને જરાપણ ખ્યાલ આવતો નથી અને તે ન કરવાનું કરી બેસે છે. સ્ત્રીની ગતિ ગહન છે. સાક્ષાત બ્રહ્મા પણ તેને પિછાની શક્યા નથી તો પામર માનવીનું શું ગજું !"

વિક્રમ આ બોલી રહ્યો કે તરત જ વૈતાળ તેની ખાંધ ઉપરથી ઉડીને અદ્રશ્ય થઇ ગયો અને પાછો પેલા વૃક્ષ ઉપર જઇ લટકવા લાગ્યો.



# મહાદેવી કોને પરણે ?

[ ૫ ]

**રા**જા વિક્રમ શબને લેવા પુનઃ અંધારી રાત્રિમાં પેલા વૃક્ષ તરફ જવા લાગ્યો. ચોતરફ જક્ષણીઓની દોડાદોડ, ભૂતડાંના ભડકા જણાતાં હતાં. સાપ અને ઝેરી જંતુઓના ડરામણા અવાજો સંભળાતાં હતાં તોપણ રાજા ભય પામ્યો નહિ. એણે ઝાડ પાસે પહોંચી શબને નીચે ઊતારી પોતાની ખાંધે લટકાવ્યું અને ત્યાંથી મૂગો મૂગો ચાલવા લાગ્યો.

વૈતાળથી ન રહેવાયું. એ બોલ્યોઃ–"રાજા ! તું શૂરવીર અને બુદ્ધિશાળી છે. મને તારા પર અનહદ પ્રેમ થાય છે એટલે હું તને એક બોધદાયક અને ગમ્મત ઉપજે એવી વાર્તા કહું છું તે તું સાંભળ."

વૈતાળે વાર્તા કહેવા માંડીઃ–

"ઘણાં વર્ષો પહેલાં ઉજ્જયિનીમાં મહાબલ નામનો રાજવી શાસન કરી રહ્યો હતો. આ રાજાને હરિદાસ નામનો એક બ્રાહ્મણ મંત્રી હતો. આ મંત્રી બુદ્ધિશાળી અને રાજકાજમાં કુશળ હતો. તેને મહાદેવી નામની એક અતિ

રૂપવતી કન્યા હતી. આ કન્યાનું રૂપ જેવું અનુપમ હતું તેવીજ તે ગુણવતી પણ હતી. કન્યા સોળ વર્ષની થઇ ત્યારે તેના પિતાને તેના લગ્નની ચિન્તા થઇ. એ વરની તપાસ કરવા લાગ્યો.

મહાદેવીએ આ વાત જાણી. પિતા પોતાને માટે વરની પસંદગી કરી રહ્યા છે તે જાણી તેને પોતાના ભાવિને માટે ચિંન્તા થઇ. એટલે પોતાના પિતાને વિનંતિ કરી કહ્યું:–"તમારી ઇચ્છા જ્યાં આપવાની હોય ત્યાં મને આપજો. પરંતુ હું માગી લઉં છું કે મારો પતિ શૂરવીર, કળાકુશલ અથવા યોગવિદ્યામાં નિપૂણ હોય એવોજ શોધજો. કોઇ મૂર્ખ સાથે મારૂં પાનું પાડશો નહિ."

હરિદાસે પુત્રીને ખાત્રી આપી કે હું તારા લગ્ન તારી ઇચ્છા મુજબના વર સાથે જ કરીશ."

મહાદેવીએ નિરાંત અનુભવી.

એક દિવસે રાજાએ હરિદાસને બોલાવી કહ્યું:–"દક્ષિણ દેશના રાજા હરિશ્ચન્દ્ર પાસે તમારે જઇ એક અગત્યનો સંદેશો કહેવાનો છે. આ સંદેશો ખાસ ખાનગી છે એટલે તમારે જ જાતે જવું પડશે."

હરિદાસે આજ્ઞા માથે ચઢાવી.

એ દક્ષિણ દેશના રાજા પાસે ગયો અને સંદેશો આપ્યો. રાજા હરિશ્ચન્દ્રે તેનો આદરપૂર્વક સત્કાર કર્યો, અને પોતાને ત્યાં મહેમાન તરીકે તેને રાખ્યો.

હરિદાસે રાજાની મહેમાનગીરી ભોગવવા માંડી. દિવસે એ રાજા પાસે બેસતો. જ્ઞાન–વૃદ્ધિની વાતો કરતો, અને સાંજના સમયે તે નગરમાં ફરવા જતો.

એક સમયે એ બાગમાં ફરી રહ્યો હતો ત્યારે એક બ્રાહ્મણ

પુત્ર તેની પાસે આવ્યો અને બોલ્યોઃ–"મેં આપની પુત્રી મહા-દેવીના રૂપગુણની પ્રશંસા સાંભળી છે. હું એને મારા સાચ્ચા પ્રેમથી ચહાઉં છું. આપ એના મારી સાથે લગ્ન કરો."

હરિદાસે કહ્યું :– "મારી પુત્રીની ઇચ્છા છે કે તેના લગ્ન કોઇ વિદ્વાન, કળાકૌશલ્યવાન અથવા યોગશાસ્ત્રમાં જે જાણકાર હોય તેની સાથેજ કરવાં. મૂર્ખ કે નામર્દ સાથે તેને પરણવું નથી !"

બ્રાહ્મણપુત્રે કહ્યું :– "હું આપની વિદુષી પુત્રી માટે સર્વથા યોગ્ય જ છું"

"કેવી રીતે ?" હરિદાસે તેને પૂછયું:– "તમે એવી તે કઇ વિદ્યા જાણો છો કે જેથી મારી પુત્રીને પરણવાની ઇચ્છા કરી શકો છો ?"

બ્રાહ્મણ પુત્ર બોલ્યોઃ–" હું યંત્ર વિદ્યામાં કુશળ છું."

"ઠીક." હરિદાસે કહ્યું:–"એ વિદ્યામાં તમે જો નિપૂણ હોય તો મને કંઇ ચમત્કાર તો બતાવો. હું જાણું તો ખરો કે તમે કેવા હોશિયાર છો !"

આ સાંભળતાં જ તે કળા નિપૂણ બ્રાહ્મણે કહ્યુ ;– "મેં એક રથ બનાવ્યો છે. એનામાં એવું તો બળ છે કે તે આકાશ માર્ગે ઉડી શકે છે અને પલકવારમાં જયાં જવું હોય ત્યાં જઇ શકાય છે."

હરિદાસે કહ્યું:–" કાલે આપણે એ રથની પરીક્ષા લઇશું અને આકાશ વિહાર કરીશું."

બીજે દિવસે બ્રાહ્મણપુત્ર રથ લઇને હરિદાસના મુકામે આવી પહોંચ્યો. હરિદાસ તેની રાહ જોતો તૈયાર જ હતો. બન્ને જણા તેમાં બેઠા. બ્રાહ્મણપુત્રે ચાંપ દબાવી. સરરર કરતો રથ ઉડયો અને આકાશમાં ફરવા લાગ્યો. બ્રાહ્મણપુત્રે રથમાં

બેસાડીને હરિદાસને ત્રણે લોકની મુસાફરી કરાવી. હરિદાસ ત્રિલોકને જોઇને આનંદ પામ્યો. પછી એ યંત્રવિશારદે તેને તેના મુકામે લાવી મૂકયો. હરિદાસે આ મુસાફરીથી સંતુષ્ઠ પામી એ કળા કુશળ બ્રાહ્મણ સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો અને સાતમે દિવસે લગ્ન કરવાનું પણ નક્કી કર્યું. બ્રાહ્મણ પુત્ર પોતાની ઇચ્છા પૂર્ણ થયેલી જોઇ આનંદિત બની ગયો.

આ બાજુ ઉજ્જયિનીમાં પણ અજબ વાત બની! એક બીજો બ્રાહ્મણ હરિદાસને ત્યાં આવ્યો. હરિદાસ નહોતો એટલે તેના પુત્ર આગળ તેની બહેન મહાદેવીનું તેણે માગું કર્યું.

પુત્રે કહ્યું:-"તમે માગું કર્યું એ ઠીક છે પરન્તુ મારી બહેન કોઇ શૂરવીર, યંત્રાદિવિદ્યાકુશળ અથવા તો કોઇ વિદ્વાન સાથે પરણવા માગે છે. તમે જો એવી કોઇ વિદ્યા ધરાવતા હો તો મને જણાવો."

બ્રાહ્મણે કહ્યું:-"હું શૂરવીર અને પરાક્રમી છું. તલવાર અને શસ્ત્રો વાપરવાની કળામાં બિનહરીફ છું. અનેક શત્રુઓને હું એકી સાથે જ હરાવી તેમના પર વિજય મેળવી શકું છું."

"ઠીક, ત્યારે બતાવો તમારો ચમત્કાર."

બ્રાહ્મણે પોતાની શસ્ત્રવિદ્યાનો પરચો બતાવ્યો. તલવાર ખેલી, શસ્ત્રો કુશળતાપૂર્વક વાપરી બતાવ્યા.

પુત્ર તેની આવી અપૂર્વ સિદ્ધિ જોઇ પ્રસન્ન થયો. તેણે સાતમે દિવસે લગ્ન માટે આવવાનું તેને આમંત્રણ આપ્યું. સંજોગવશાત્ પુત્ર પોતાની માતાને આ વાત કરવાનું ભૂલી ગયો અને એથી જ એક મોટો ગોટાળો થયો.

હવે તેજ સમયે કન્યાની માતા આગળ એક ત્રીજો બ્રાહ્મણ પણ આવ્યો અને તેણે પણ મહાદેવીના હાથની માંગણી કરી.

માતાએ પોતાની પુત્રીની ઇચ્છા બતાવી.

બ્રાહ્મણે કહ્યું:–"ફિકર નહિ. હું જ્ઞાની અને વિદ્વાન છું. તમારી પુત્રીને ગમી જાઉં એવો જ છું."

માતાએ તેને વેદ અને વેદાન્તની વાતો પૂછી. બ્રાહ્મણે તેના યોગ્ય પ્રત્યુત્તર આપ્યા. તે પછી માતાએ પોતાના ભૂત અને ભવિષ્યની વાતો પૂછી. તેના પણ તેણે યથાર્થ ઉત્તર આપ્યા. માતા તેના આવા સમૃદ્ધ જ્ઞાનથી પ્રસન્ન થઈ. તેણે પોતાની પુત્રીનું તે બ્રાહ્મણ સાથે સગપણ કર્યું અને તે જ સાતમે દિવસે લગ્ન કરવાનું પણ ઠરાવ્યું.

આ મુજબ પિતા, પુત્ર અને માતાએ મહાદેવીનો ત્રણ જણની સાથે જુદો જુદો સંબંધ કર્યો.

બીજે દિવસે હરિદાસ ઉજ્જયિનીમાં આવી પહોંચ્યો. તેણે અતિ આનંદની સાથે પોતે જે સગપણ કર્યું હતું તે યુવાનની વાત કરી. લગ્નનો દિવસ પણ કહ્યો. આ વાત સાંભળતાં જ સ્ત્રી અને પુત્ર ચમકી ગયા. તેઓ ગભરાયા. તેમણે પોતે પણ જે યુવાનો પસંદ કર્યા હતા તેની વાત કરી. લગ્નનો દિવસ પણ કહ્યો.

હરિદાસ, તેની સ્ત્રી અને પુત્ર ગહન ચિન્તામાં ડૂબી ગયા. એક જ કન્યા માટે ત્રણ ઉમેદવાર અને આશ્ચર્યની વાત તો એ હતી કે લગ્નનો દિવસ પણ એક જ રખાયો હતો. હવે શું કરવું? ત્રણે મૂરતીયાઓ સર્વગુણસંપન્ન હતા. કોને કન્યા આપવી અને કોને ન આપવી તેની તેમને કંઇ સમજ ન પડી. ત્રણે જણા મુંઝાઇ ગયા.

જોતજોતામાં છ દિવસ પસાર થઇ ગયા. સાતમો દિવસ પણ આવી પહોંચ્યો. એ દિવસ લગ્નનો હતો. હરિદાસને ઘેર જ્ઞાની, શૂરવીર અને યંત્ર વિદ્યાકુશળ એમ ત્રણે વર સાથે જ પરણવા માટે આવ્યા.

પણ તેજ અરસામાં એક અજબ બનાવ બન્યો. મહાદેવી શણગાર સજી રહી હતી તે એટલામાં તો કયાંક ગૂમ થઇ ગઇ. તેની ઘણી શોધ કરી પરન્તુ કોઇપણ સ્થળેથી તેનો પત્તો લાગ્યો નહિ, આ અદ્દભૂત બનાવથી ઘરનાં બધા માણસો આશ્ચર્ય પામી ગયા.

હરિદાસે જ્ઞાનીને પૂછ્યું:- "મારી પુત્રી કયાં ગઇ છે તે તમે તમારી વિદ્યા દ્વારા જુઓ તો ખરા? કંઇ માલમ પડે છે કે નહિ?"

જ્ઞાનીએ કહ્યું :-" તમારી કન્યાને એક રાક્ષસ ઉપાડી ગયો છે."

"કયાં?" હરિદાસે ફાટી આંખોએ પૂછ્યું

"વિન્ધ્યાચળના વનમાં. એના મુકામે એ લઇ ગયો છે. તેની મરજી તમારી પુત્રી સાથે લગ્ન કરવાની છે."

હરિદાસ આ અદ્દભૂત વાત સાંભળી વ્યાકુળ બની ગયો. તે કલ્પાંત કરવા લાગ્યો—"હાય! આ શું કોપ થયો! મારી વહાલી પુત્રી મને ક્યારે મળશે?"

હરિદાસની આ વ્યાકુળતા જોઇ જે બ્રાહ્મણ મંત્રાદિ કામમાં કુશળ હતો તે બોલ્યો:-"તમે આમ શા માટે કલ્પાંત કરો છો. જ્યાં આ જ્ઞાની પુરુષ તમારી પુત્રી બતાવે છે અને તે જ્યાં બેઠી છે, ત્યાં હું તમને હમણાં જ લઇ જઇશ."

એમ કહીને તેણે એક મોટા વિમાનની રચના કરી. આ વિમાનમાં હરિદાસ, જ્ઞાની, શૂરવીર અને યાંત્રિક એમ ચારે જણ બેઠાં. વિમાન પૂર જોશથી ઉડવા લાગ્યું. ટૂંક સમયમાં તો તે વિન્ધ્યાચળની તળેટીના પ્રદેશમાં કે જ્યાં પેલા રાક્ષસનો મુકામ હતો ત્યાં આવી અટકી ગયું.

રાક્ષસ ઓચિંતાજ આ લોકોને પોતાના રહેઠાણે આવેલા જોઇ કોપિત બની ગયો. તે તેમની સાથે યુદ્ધ કરવા માટે બહાર

આવ્યો. હરિદાસે શૂરવીરને લડવા માટે આગળ કર્યો.

શૂરવીર બ્રાહ્મણ અને રાક્ષસ વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. બ્રાહ્મણ જીવ પર આવીને લડતો હતો. રાક્ષસ પણ પોતાની દાનવી શક્તિથી બ્રાહ્મણને હેરાન હેરાન કરી મૂકતો હતો. બન્ને બરોબરીયા હતા. ઘડીકમાં રાક્ષસ જીતતો હોય તેમ જણાતું તો ઘડીકમાં બ્રાહ્મણ જીતતો હોય એમ લાગતું હતું. બન્નેમાંથી કોણ જીતશે તે કહેવું મુશ્કેલ બની ગયું હતું.

આ બ્રાહ્મણ અને રાક્ષસનું યુધ્ધ લાંબા સમય સુધી ચાલ્યું. બન્ને ઝનુનથી વિક્રાળ બનીને લડતાં હતાં તો પણ કોઇ થાકેલું ન જણાયું. એટલામાં એકાએક બ્રાહ્મણ યુવાન ઉછળ્યો. પોતાના હાથમાંનો ભાલો ફેરવ્યો અને એવા તો જોરથી રાક્ષસની ઉપર તે ફેંકયો કે આંખના પલકારામાં જ તે તેના મસ્તકમાં ગૂસી ગયો. એના પ્રબળ ઘાથી રાક્ષસનું ડોકું છેદાઇ ગયું. તે નીચે જમીન પર મોટા અવાજની સાથે તૂટી પડયો.

મહાદેવીને રાક્ષસના ઘરમાંથી બહાર કાઢવામાં આવી અને તેને લઇને ત્રણે જુવાનો આનંદિત બનતાં હરિદાસને ઘેર પાછા આવ્યા.

જ્યારે લગ્નનો સમય નજદીક આવ્યો ત્યારે જ્ઞાની, યાંત્રિક અને શૂરવીર એ ત્રણે વચ્ચે પરણવાને માટે મોટી તકરાર થઈ. જ્ઞાની કહેવા લાગ્યો–"આ કન્યા પર મારો અધિકાર છે. કારણ મેં મારા જ્ઞાનથી જોયું હતું કે કન્યા કયાં છે. મેં જો તમને એ ન બતાવ્યું હોત તો તમે એને કેવી રીતે મેળવી શકતે ?"

યાંત્રિકે કહ્યું:–"કન્યાને પરણવાનો અધિકારી તો હું કહેવાઉં. મેં જો વિમાન બનાવ્યું હોત તો તમે તરતજ ત્યાં જઇ કન્યાને કેવી રીતે બચાવી હોત ? અરે વિમાન વગર તમને ત્યા જતાં કેટલી આપદા ભોગવવી પડત ! માટે ગૂપચૂપ બધી

વાત મૂકી દો અને કન્યાનો હવાલો મને સોંપો."

શૂરવીર આ બન્નેનો દાવો સાંભળી ક્રોધે ભરાઇ ગયો. તે બોલ્યોઃ–"તમે બે જણ નકામી તકરાર કરી રહ્યા છો. રાક્ષસને મારનાર તો હું જ હતો. મેં જો રાક્ષસને ન માર્યો હોત તો કન્યા અહીં આવતે પણ કેવી રીતે? રાક્ષસ સાથે લડવામાં મેં મારૂં જીવન પણ જોખમમાં મૂકયું હતું. શા માટે? કન્યા સાથે લગ્ન કરવા માટેજ. માટે મને એની સાથે પરણવા દો અને તમે બન્ને અહીંથી ચાલ્યા જાઓ."

હરિદાસ અને મહાદેવી આ ત્રણે જણની તકરાર જોઇ વિસ્મય પામી ગયા. મહાદેવીને લાગ્યું કે આ ત્રણેનો દાવો ખરો છે. પણ પરણવાનું તો એકની સાથેજ છે. તો પછી પરણવું કોને?



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળ બોલ્યોઃ–"બોલ, રાજા વિક્રમ તું જ કહે કે મહાદેવીએ કોની સાથે લગ્ન કરવા?"

વિક્રમ કે જેના મનમાં એનો ઉકેલ રમીજ રહયો હતો તે તરત બોલી ઊઠયોઃ–"એમાં વિચારવા જેવું શું છે? મહાદેવીએ શૂરવીર બ્રાહ્મણ સાથેજ પરણવું જોઇએ."

"કારણ?"

"તેણે પોતાના પ્રાણની પણ દરકાર કર્યા વગર પોતાના બાહુબળથી યુદ્ધમાં રાક્ષસનો સંહાર કર્યો હતો. અને ત્યારેજ તેણે કન્યા મેળવી હતી. માટે મહાદેવીને મેળવવાનો ખરો અધિકારી શૂરવીર બ્રાહ્મણ જ છે."

આ પ્રમાણે બોલી રાજાએ પોતાનું મૌન તોડયું. વૈતાળ તુરતજ રાજાની ખાંધ ઉપરથી ઉડીને પોતાને મુકામે ચાલ્યો ગયો.



# ધોબીની કન્યા

[ ૬ ]

રાજા વિક્રમ શબને લેવા પાછો મહાઘોર સ્મશાનમાં ગયો. ત્યાં જોયું તો શબ લટકી રહ્યું હતું. વિક્રમે તે ઊતાર્યું અને પોતાની ખાંધ પર તેને નાંખી મૂગા મૂગા ચાલવા માંડયું.

થોડેક દૂર ન ગયો ત્યાં તો વૈતાળ બોલ્યો:– "રાજા ! તું શૂરવીર અને બુદ્ધિશાળી છે અને આથી જ મનને ગમે એવી આનંદી વાર્તાઓ હું તને કહું છું. તું પણ તેમાં રસ લે છે એટલે વાર્તા કહેવાનો મને ઉત્સાહ આવે છે. એક બીજી રસિક વાત કહું છું તે તું સાંભળ:–

વૈતાળે વાર્તા કહેવા માંડી:–

ધર્મપુર નામના એક નગરમાં ધર્મશીલનું શાસન ચાલી રહ્યું હતું. આ રાજા વિદ્વાન, કર્મનિષ્ઠ, દેવીભક્ત અને ન્યાય-નીતિને ચાહનારો હતો. તેને અંધક નામનો એક પ્રધાન હતો. આ પ્રધાન પણ પ્રભુભક્ત અને નીતિવાન હતો.

રાજા સુખી હતો. પ્રજા આબાદ હતી. રાજ્યની આવક પણ પુષ્કળ હતી એટલે આખા રાજ્યમાં જાહોજલાલી જ જણાતી હતી. તો પણ રાજા એક વાતે ઉદાસ હતો. તેને એ ખોટ વારંવાર સાલતી અને તેને લઇને એને રાજ્યકાજમાં, રાજવૈભવમાં પણ આનંદ આવતો નહિ.

રાજાની આ ચિન્તા ચતુર પ્રધાનથી છૂપી રહી નહિં. તેણે એક દિવસે રાજાને કહ્યું:–"મહારાજ! પુત્ર વગર આપને ચેન પડતું નથી એ અમે સ્પષ્ટ જોઇ શકીએ છીએ. શાસ્ત્રોએ પણ પુત્ર વિનાના ઘરને શૂન્ય ગણ્યું છે. પણ એથી આમ ઉદાસ રહેવાથી શું વળે? આપણા રાજ્યને નાકે જે માતાનું મંદિર છે ત્યાં આપ નિત્ય પૂજા માટે જાઓ. મંદિર એકાન્ત છે એટલે પ્રાર્થના-સ્તુતિ માટે તે સારૂં સ્થળ છે. દેવીની ભક્તિ કરો. તેની પાસે અપરાધોની ક્ષમા યાચો. માતાની કૃપા અવશ્ય આપના ઉપર ઊતરશે અને ઘેર પારણું બંધાશે."

પ્રધાનની આ સલાહ રાજાના મનમાં વસી ગઇ. રાજાએ દેવીની તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો.

નક્કી કરેલાં દિવસે રાજાએ મંદિરમાં જઇને ઉગ્ર તપશ્ચર્યા આરંભી. ખાવા-પીવાનું ત્યજી દીધું. ખડે પગે ઊભા રહી તેણે એકધારી પ્રાર્થના શરૂ કરી. રાત-દિવસ એક સરખાંજ ગણી તે દેવીની ભક્તિમાં ડૂબી ગયો.

દેવી રાજાની આ ભયંકર તપશ્ચર્યા જોઇ પ્રસન્ન થઇ. તેણે મંદિરમાંથી અવાજ કર્યો:–"રાજા! હું તારી ભક્તિથી પ્રસન્ન થઇ છું. તારે જે જોઇએ તે માગી લે!"

મંદિરમાં આ શબ્દો ગૂંજી રહ્યા. રાજાએ મુખ ફેરવી જોવા માંડયું-'આ કોણ બોલ્યું?'

પણ ત્યાં કોઇજ માલમ ન પડયું. રાજાને શંકા થઇ અને

તે પાછો પ્રાર્થનામાં તલ્લીન બન્યો.

ફરી પાછો અવાજ આવ્યો:—"રાજા ! હું તારી ભક્તિથી પ્રસન્ન થઇ છું. જે જોઇએ તે માગી લે !"

'નક્કી દેવીનોજ અવાજ.' રાજાના મને પોકાર્યું. આખરે દેવીએ મારી પ્રાર્થના સાંભળી છે! તેની પ્રસન્નતાનો પાર ન રહ્યો. તેની આંખોમાં જ્યોતિ આવી.

રાજાએ હાથ જોડી માતાને અરજ કરતાં કહ્યું:—"આપ જો મારા પર ખરેખર જ પ્રસન્ન થયા હો તો મને પુત્ર આપો. મારે માત્ર તેનીજ કામના છે."

"તથાસ્તુ !" મંદિરમાંથી અવાજ સંભળાયો.

રાજા આનંદથી રાચતો મહેલમાં ગયો. દેવીની ષોડશોપચારથી પૂજા કરી અને મોટો ઉત્સવ કર્યો.

દેવીની વાણી ખરી પડી. રાણીને ગર્ભ રહ્યો અને પૂરે મહિને તેણે એક કાન્તિવાન, તેજસ્વી અને સશક્ત બાળકનો જન્મ આપ્યો.

તે દિવસથી આ દેવીના મંદિરનો મહિમા અનેક ઘણો વધી ગયો. દૂરદૂરથી લોકો આવવા લાગ્યા અને દેવી આગળ પોતાની ઇચ્છાઓ દર્શાવવા લાગ્યા.

આ મંદિરની કીર્તિ સાંભળીને એક ધોબીનો પુત્ર પોતાના મિત્રની સાથે તે દેવીના દર્શન માટે ધર્મપુર આવતો હતો. માર્ગમાં એક સુન્દર કન્યાને તેણે પોતાની સામેથી આવતી જોઇ. ધોબીનો પુત્ર આ મનોહર, લાવણ્યમયી અને તરુણ કન્યાને જોઇને ચિત્ત વિહ્વળ બની ગયો. તેની બુદ્ધિ બહેર મારી ગઇ અને એ કન્યાની જ કામના કરવામાં તેનું ચિત્ત ડૂબી ગયું.

દેવીને મંદિરે આવી તેણે પ્રાર્થના કરી:—"માતા ! માર્ગમાં

મંભેલી એ તરુણ સુન્દરી સાથે લગ્ન કરવાની મારી તીવ્ર ઇચ્છા છે. તારી કૃપાથી જો મને એ અમૂલ્ય કન્યારત્ન પ્રાપ્ત થશે તો હું તારે દ્વારે આવી કમળપૂજા કરીશ."

માતાને એણે સાષ્ટાંગ દંડવત કર્યા અને પછી મિત્ર સાથે એ પોતાના નગરમાં ગયો. અહીં આવીને એણે તપાસ કરી તો તે કન્યા શુદ્ધપટ નામના ધોબીની માલમ પડી. એનું નામ મદનસુંદરી હતું. ધોબીના પુત્રનું ચિત્ત તો એ રૂપવતી લલનામાંજ ચોંટેલું હતું. કન્યાના કામણગારા કટાક્ષથી તેનું હૃદય ઘવાઇ ગયું હતું. ખાવાપીવાનું પણ તેને ભાન ન રહ્યું. એ તરૂણીની જ માળા જપવા લાગ્યો.

માતા-પિતા પુત્રની આ સ્થિતિ જોઇ બેબાકળા બની ગયા. માતાએ પુત્રને આજીજી કરી કહ્યું -"બેટા ! તારે જે કંઇ વાતનું દુઃખ હોય તે કહે. હું તેનું નિવારણ કરીશ."

પુત્રે કહ્યું:-"શુધ્ધપટની પુત્રી મદનસુંદરીએ મારા હૃદયનો કબજો લીધો છે. એની સાથે હું લગ્ન કરવા ઇચ્છું છું. મારી એ ઇચ્છા પૂરી ન થશે તો હું જરૂર મરી જઇશ."

માતાએ તેને ધીરજ આપી અને કહ્યું:-"હું તારા પિતાને કહી એની જ સાથે તારા લગ્ન કરાવીશ. માટે શોક ત્યજી દે."

માતાએ આ વાત પોતાના પતિને કહી. ધોબી શુધ્ધપટને પિછાનતો હતો. એ બાજુના જ એક ગામનો ધોબી હતો.

તેણે એની પાસે જઇને મદનસુંદરીનું પોતાના પુત્ર માટે માગું કર્યું. શુધ્ધપટે એ સ્વીકાર્યું. કારણ, વરનું કુળ તથા દરજ્જો ઊંચો હતો લગ્ન પણ તરતનાં જ લેવાયા.

નક્કી કરેલાં દિવસે લગ્ન થયાં. મદનસુંદરી પોતાના પતિને જોઇ રાજી થઇ. એ પણ તેના જેવોજ ફૂટડો ને રૂપાળો હતો. પતિપત્ની આનંદથી પોતાનો સમય પસાર કરવા લાગ્યા.

થોડાંક મહિના આનંદમાં નીકળી ગયા. એક દિવસે શુંભપટે પોતાના વેવાઈ ઉપર સંદેશો મોકલાવ્યો કે-'અમારે ઘેર ઉત્સવ છે માટે જમાઈને તથા કન્યાને મોકલી આપો.'

ધોબીએ પોતાના પુત્રને તથા વહુને એ ઉત્સવમાં ભાગ લેવા જવાનું કહ્યું. પુત્ર પોતાની વહુને તથા પોતાના મિત્રને લઈ સાસરે જવા નીકળ્યો.

રસ્તામાં પેલું દેવીનું મંદિર આવ્યું. મંદિરને જોતાંજ ધોબીપુત્રને પોતે લીધેલી માનતા યાદ આવી ગઈ. અત્યાર સુધી એ માનતા ભૂલાઇ ગઇ હતી પણ હવે તેની સ્મૃતિ તેને સતાવવા લાગી.

ધોબીપુત્રે એક વિશાળ વડ સમીપ મુકામ કર્યો. તેણે પોતાની સ્ત્રી તથા મિત્રને કહ્યું-'મારે એક માનતા બાકી છે એટલે હું દેવીના મંદિરમાં જઈ તે મૂકી આવું છું. એકલા જ એ પૂરી કરવાની છે. તમે અહીં બેસો. હું હમણાં જ આવું છું પછી પાછા આપણે દર્શન કરવા જઈશું." એમ કહી એ ચાલ્યો ગયો.

મંદિર પાસે એક સુંદર 'ગૌરીતીર્થ' નામનું તળાવ હતું. આ તળાવમાં જઈ તેણે સ્નાન કર્યું. કમળ માટે તપાસ ચલાવી પરન્તુ ઋતુ ન હોવાથી કમળ ન મળ્યાં. ધોબીપુત્રે બીજો જ વિચાર મનમાં ઘડી રાખ્યો.

મંદિરમાં જઈ માતાને સાષ્ટાંગ દંડવત્ કર્યાં આટલા સમય સુધી પોતે માનતા ભૂલી ગયો હતો તે માટે તેણે પશ્ચાત્તાપ જાહેર કરી તેની ક્ષમા યાચી અને પછી કહ્યું:-'હે જગદંબા! મારી પ્રાર્થના તમે સાંભળી મને એ રૂપવતી કન્યાનો મેળાપ કરાવી આપ્યો હતો. હવે મારી ફરજ છે કે મારે મારી માનતા પૂરી કરવી જોઇએ. હું મારું શિર-કમળ છેદીને કમળપૂજા

કરૂં છું. સેવકની એ પૂજાનો સ્વીકાર કરજે."

અને તેણે તરતજ માતાની તલવાર ઉપાડી પોતાના શિર પર ફેરવી દીધી. શિર નીચે ગબડી ગયું અને માતાનાં ચરણો સમીપે જઇ અટકી ગયું.

મદનસુંદરી અને મિત્ર તેની વાટ જોતાં વડના ઝાડ નીચે બેસી રહ્યાં. તેઓ ઘણીવાર સુધી બેઠાં તોપણ જ્યારે ધોબી-પુત્ર પાછો આવ્યો નહિ ત્યારે એ બન્ને વિચારમાં પડી ગયા.

આખરે મિત્રે મદનસુંદરીને કહ્યું:—"બ્હેન! હું મંદિરમાં જઇ તેને તેડી લાવું છું. ત્યાં સુધી તમે અહીં જ બેસીને આ સામાન સાચવો."

મિત્રે મંદિરમાં આવીને જોયું તો તે આભો જ બની ગયો. તેને પોતાની આંખ પર વિશ્વાસ ન આવ્યો. આંખો ચોળી જોઈ. પણ જે જણાયું હતું તે તદ્દન સાચું જ જણાયું.

આ ભયંકર અને ન કલ્પેલો દેખાવ જોઇ તે ડઘાઇ ગયો. ભય પણ પામ્યો. એ વિચારવા લાગ્યો—હું જીવતો રહીશ તો લોકો અપવાદ મૂકશે કે મિત્ર પત્નીના રૂપ પાછળ મોહાઇ તેણે મિત્રને મારી નાંખ્યો. સાચ્ચી વાત લોકો માનશે જ નહિ અને મારી સ્થિતિ વિષમ બનશે. આથી તેણે પોતે પણ દેવીની તલ-વારને પોતાની ગરદન પર ફેરવી દીધી અને ત્યાં ઢગલો થઇ પડયો.

પતિ કે મિત્રને પાછાં વળેલાં ન જોઇ મદનસુંદરીની ધીરજ ખૂટી ગઇ. હવે તે ઊઠી અને મંદિરમાં આવી. અહીં તેણે જે દ્રષ્ય જોયું તેનાથી એ ધ્રૂજી ઊઠી. તેને કમકમાં આવ્યા અને તે છાતીફાટ કલ્પાંત કરવા લાગી.

એ ખૂબ રડી, તોપણ તેનો શોક હલકો ન થયો. એ વિચારવા લાગી. હવે મારે જીવીને શું કરવું છે! મારા પતિ મરણ

પામ્યા છે. તેમનો મિત્ર પણ મરણ પામ્યો છે. તેઓ શા માટે મર્યા તે હું જાણતી નથી પણ તેમના મરણ પાછળ કોઇ હેતુ તો અવશ્ય હશેજ. હું જો હવે જીવતી રહીશ તો લોકો આરોપ મૂકશે કે તેણે પરપુરૂષના રૂપમાં ફસી પતિને મારી નંખાવ્યો. અને તે વાત જાહેર થવાના ભયે તેના મિત્રને પણ તેણે દૂર કરી દીધો."

આ વિચાર આવતાંજ મદનસુંદરી ધ્રૂજી ઊઠી. તેણે પતિ અને મિત્રની જેમજ પોતાનું જીવન પણ માતાને ચરણે ધરવાની ઇચ્છા દૃઢ કરી. દેવીને સાષ્ટાંગ દંડવત્ કરી તેણે પોતાનું શિર છેદવા તલવાર ઉપાડી અને જેવી તે ઉગામવા જાય છે તેવોજ તેનો હાથ કોઇએ પકડી લીધો.

મદનસુંદરીએ જોયું તો સાક્ષાત જગદંબા તેની પાછળ ઊભા હતા. મદનસુંદરીએ તેમનાં ચરણોમાં પોતાનું શિષ ઢાળી દીધું.

માતાએ પ્રેમપૂર્વક તેને ઉઠાડી અને કહ્યું–'તારે જે જોઇએ તે માંગી લે."

સ્રીએ કહ્યું– "મારા પતિને અને તેના મિત્રને સજીવન કરો. એ સિવાય બીજાં કશાની જ મને ઇચ્છા નથી."

દેવીએ કહ્યું– "તારી ઇચ્છા પૂરી થાઓ. તું તારા પતિનું તથા તેના મિત્રનું મસ્તક તેમના ધડ ઉપર બેસાડ. એટલે તેઓ બન્ને જણા મારા પ્રતાપથી પુનઃ સજીવન થઇ જશે."

મદનસુંદરીના આનંદનો પાર ન રહ્યો. તેણે ઉત્સાહમાં ને ઉત્સાહમાં પોતાના પતિનું શિર મિત્રના ધડ પર અને મિત્રનું શિર પતિના ધડ પર મૂકી દીધું. તેને ભાન જ ન રહ્યું કે પતિ અને મિત્રનું ધડ કયું ?

થોડીજ વારમાં દેવીની કૃપાદ્રષ્ટિથી એ બન્ને જણા આળસ

મરડી બેઠા થયા. એકપણ ઘા તેમના શરીર પર જણાયો નહિ. પરન્તુ શિરની અદલાબદલી થયેલી હોવાથી તેમના શરીરમાં સંકરતા થઇ ગઇ.

પછી તેમણે પોતપોતાની વાર્તા કહી. બન્ને મિત્રો પ્રસન્ન થયા ત્રણે જણાએ માતાની પૂજા કરી અને ઘર તરફ ચાલ્યા.

મદનસુંદરીને ચેન પડ્યું નહિ. તેમના મસ્તકને અદલ–બદલ થયેલાં જોઇ તે વિચારવા લાગી–"હવે મારે શું કરવું? મારો પતિ કોણ અને તેમનો મિત્ર કોણ?" મદનસુંદરીએ ઘણાં તર્ક-વિતર્ક કર્યાં પરન્તુ પતિ કોને માનવો તે એ નક્કી કરી શકી નહિ. તેનું મન અપાર મુંઝવણ ભોગવી રહ્યું."



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળે વિક્રમને પૂછ્યું:–"બોલ રાજા! આ સંકરવર્ણા બનેલા બે જણમાંથી મદનસુંદરીનો પતિ કોણ? સ્ત્રીએ કોને પતિ તરીકે માનવો જોઇએ? તું આ પ્રશ્નનો ઉકેલ ન આપશે તો તને દેવની આણ છે."

વિક્રમે કહ્યું:–"મદનસુંદરીના પતિનું મસ્તક જે ધડ ઉપર હોય તેજ તેનો પતિ. કારણ, જેવી રીતે નદીઓમાં મુખ્ય નદી ગંગા છે, પર્વતોમાં મુખ્ય પર્વત મેરૂ છે, વૃક્ષમાં મુખ્ય વૃક્ષ કલ્પવૃક્ષનું છે તેવી જ રીતે આખા શરીરમાં ઉત્તમ અંગ મસ્તક જ ગણાય છે. અને તેનાથી જ આખા દેહની પિછાન પણ થાય છે."

વિક્રમે મૌન મૂકીને જેવો આ ઉકેલ જણાવ્યો કે તરત જ વૈતાળ તેના ખભા પરથી ઉડી ગયો.

રાજા પુનઃ શબને લેવા પેલા વૃક્ષ તરફ જવા લાગ્યો.



# ત્રિભુવનસુંદરી

## [ ૭ ]

વિક્રમે શબને લેવા માટે ફરી પાછી પોતાની મજલ આરંભી. વૃક્ષ પાસે એ આવી પહોંચ્યો અને શબને ઊતારી પોતાની ખાંધે નાંખી તેણે પાછું પ્રયાણ કર્યું.

રસ્તામાં શબમાં પ્રવેશેલા વેતાળે રાજાને સંબોધી કહ્યું:– "આ ભયાનક અંધકારમાં તું શા માટે તારા પ્રાણ જોખમમાં નાંખી રહ્યો છે. પેલો યોગી તને એવું તે શું આપવાનો છે કે તેને માટે તું આ મહા સાહસ કરી રહ્યો છે. તારા જેવા પ્રજાપ્રેમી રાજાએ તો રાજ્યમાં જઈને પ્રજાના જ સુખદુઃખને જોવા જોઈએ. તું તારો દુરાગ્રહ ત્યજતો નથી એટલે હાથે કરીને તું હેરાન થઈ રહ્યો છું. રસ્તો વિકટ છે. તને થાક લાગ્યો હશે. તારા ચિત્તને આનંદ પમાડનારી એક વાત કહું છું તે તું સાંભળ:–

વૈતાળે વાર્તા કહેવા માંડી:—

ચંપાપુરમાં ચંપકેશ્વર નામનો એક રાજા રાજ્ય કરી રહ્યો હતો. એની રાણીનું નામ સુલોચના હતું. આ રાજાને ત્યાં ભગવાન શંકરની કૃપાથી એક કન્યા રત્નનો જન્મ થયો. રાજારાણીના હર્ષનો પાર ન રહ્યો. કન્યા પોતાના સૌન્દર્યથી કામને પણ લલચાવે એવી હતી. ત્રણે ભુવનને પણ વશ બનાવી દે એવું એનું રૂપ જોઇ રાજાએ તેનું નામ ત્રિભુવનસુંદરી પાડ્યું.

અને હે વિક્રમ! ત્રિભુવનસુંદરી ખરેખર રૂપરાશિ સમાનજ હતી. તેનું મુખ એ શરદપૂર્ણિમાનો ચન્દ્ર જ સમજી લ્યો. વાળ સુંવાળા અને ઘાડાં જાણે મેઘ ભરેલાં ન હોય, નેત્રો મૃગલાંના જેવાં, ભ્રમરો ધનુષ્ય સમાન કમાનદાર, પોપટની ચાંચ જેવી તો એની નિર્મળ નાસિકા, પરવાળા જેવાં ઓષ્ઠ, કપોત પક્ષીના જેવું તેનું ગળું, દાડમની કળી જેવા દાંત, સિંહ જેવી કમર, કમળ સરખાં કોમળ છતાં રાતા લોહીથી ભરેલાં હાથ-પગ, સોના જેવી કાયા. જેનું અંગે અંગ રૂપ અને માધુરીથી છલકાતું હતું એવી ત્રિભુવનસુંદરી ગુણ, કર્મ અને સકલ લક્ષણમાં પણ પૂરેપૂરી સંપન્ન હતી.

દિવસે દિવસે ચન્દ્રકળાની જેમ ત્રિભુવનસુંદરી વધવા લાગી. રાજારાણી ચિન્તામાં પડ્યા કે આવી રૂપરૂપના ભંડાર જેવી કન્યા કોને પરણાવવી? તેણે પોતાની કન્યા સારૂ યોગ્ય વર મળે એ માટે પ્રયત્નો આરંભ્યા. પ્રધાને સલાહ આપી– દેશદેશના રાજકુંવરોના ચિત્રો મંગાવો અને તે જોઇ કુંવરી માટે યોગ્ય પતિ શોધી કાઢો.

રાજાને આ સૂચના ગમી ગઇ. તેણે પૃથ્વીપરના બધા રાજકુંવરોના ચિત્રો મંગાવ્યા. રાજાઓને પણ ત્રિભુવનસુંદરીનાં અપ્રતિમ લાવણ્યની ખબર પડી ગઇ હતી. એટલે પોતાના કુંવર સાથે એના વિવાહ થાય તે આશાએ તેમણે ચિત્રોને

સંભાળપૂર્વક મોકલી આપવાની કાળજી રાખી હતી. જોતજોતામાં તો રાજકુંવરોની ચિત્ર-છબીઓનો ઢગલો થઇ ગયો.

ચંપકેશ્વરે એ બધા ચિત્રો અવલોકયા. ફેરવી ફેરવીને રાજકુમારોની મુખાકૃતિઓ નિહાળવા માંડી પરન્તુ પોતાની પુત્રીને યોગ્ય કોઇ જ કુમાર જણાયો નહિ. રાણીને તથા ત્રિભુવનસુંદરીને પણ એમાંથી કોઇજ ચિત્ર ન ગમ્યું.

રાજાએ પ્રેમભાવથી પોતાની પુત્રીને કહ્યું:–"બેટા!" તારે માટે પતિની ઘણી શોધ કરી પરન્તુ કોઇ જ પતિ મારી નજરમાં વસતો નથી. એટલે હવે તો તુંજ સ્વયંવર કરી તેમાંથી તારે લાયક પતિ પસંદ કરી લે."

રાજકન્યાએ કહ્યું:–"પિતાજી, હજુ મારી વય એટલી મોટી નથી કે હું સ્વયંવર કરી પતિ પસંદ કરી લઉં. એમ કરતાં મને લજ્જા આવે છે. પરન્તુ કોઇપણ સૌન્દર્ય સંપન્ન તરુણ પુરૂષ કે જે ગમે તે એક વિદ્યામાં નિષ્ણાત હોય તેની સાથે મને પરણાવો. હું એથી અધિક રૂપાળા અને સાધન સંપન્ન રાજવીની ઇચ્છા કરતી નથી."

રાજાએ એવા યોગ્ય વરની તપાસ આરંભી. દેશે દેશમાં પણ આ સમાચાર પ્રસરી ગયા. અનેક મૂરતિયાઓ ત્રિભુવન સુંદરીને મેળવવાની ઇચ્છાથી ચંપાપુરમાં આવવા લાગ્યા. પરન્તુ તેમાંથી એક પણ પાસ ન થયો. બધાજ નિરાશા પામીને આવ્યા હતા તેવા વિદાય થઇ ગયા.

થોડાંક મહિના પસાર થઇ ગયા. એક દિવસે દક્ષિણ દેશમાં રહેનારા ચાર મહાપ્રતાપી, વીર અને ચતુર પુરુષો ચંપકેશ્વરના મહેલમાં આવ્યા. ચારેની મુખમુદ્રા તેજસ્વી અને ભવ્ય હતી. રાજાએ તેમનો આદરસત્કાર કર્યો અને પૂછ્યું:–"તમે એક પછી એક તમારી વિદ્યા તથા ગુણોને મારી આગળ પ્રકટ કરો."

પહેલા યુવાને રાજા આગળ આવી કહ્યું:–"હું રોજ એક ઉત્તમ પ્રકારનું વસ્ત્ર વણી તૈયાર કરૂં છું. આ વસ્ત્રને પાંચ રત્નથી વેચી દઉં છું. આવેલા પાંચ રત્નોમાંથી એક રત્ન હું દેવને અર્પણ કરૂં છું. બીજું બ્રાહ્મણને, ત્રીજું મારા અંગે સોહાવું છું. ચોથું મારી ભાવિ પત્ની માટે રાખી મૂકું છું અને પાંચમા રત્નને વેચી તેના નાણાં કરી તે દ્વારા ભોજન ખર્ચ કરૂં છું. આ પ્રમાણે હું કળાકુશળ છું. મારૂં રૂપ તથા આકૃતિ જોવી હોય તો હું તમારી સામે જ છું."

રાજાએ તેની વાત સાંભળી લીધી. પછી બીજા યુવાનને બોલાવ્યો અને તેને પૂછ્યું:–"તમે કઈ વિદ્યામાં પ્રવીણ છો?"

બીજાએ કહ્યું–"હું એક વૈશ્યકુમાર છું. જળ–સ્થળમાં વસનારા તમામ પશુપક્ષીઓની ભાષા હું સમજી શકું છું. આવું જ્ઞાન આ પૃથ્વી પર કોઇ જ ધરાવતું નથી. રૂપવાન પણ છું અને શ્રીમન્ત પણ."

રાજાએ ત્રીજા યુવાનને પૂછ્યું:–"તમે શેમાં નિષ્ણાત છો?"

ત્રીજો બોલ્યો–"હું શૂરો ક્ષત્રિય છું. મારા બાહુઓમાં અપ્રતિમ તાકાત અને શૌર્ય ભર્યું છે. હું ગમે તેવાને મહાત કરી શકું છું. તલવાર ફેરવવામાં એકકો છું. માટે આપની પુત્રીને લાયક વર હું જ છું."

રાજાએ ચોથાને પૂછ્યું–"તમે શેમાં કુશળ છો?"

ચોથો બોલ્યો–"હું બ્રાહ્મણ છું. સજીવનવિદ્યાનો હું જાણકાર છું. ગમે તે પ્રાણી મરણ પામ્યું હોય તો તેને હું મારી આ વિદ્યા દ્વારા પુનર્જીવન આપી શકું છું. આ વિદ્યા મેં અપૂર્વ જહેમત બાદજ મેળવી છે. રૂપમાં પણ પૂરો છું. માટે મને જ તમારી રૂપવતી કન્યા પરણાવો."

આમ ચારેય યુવાનોએ પોતપોતાના ગુણ રાજા આગળ

પ્રકટ કરી તેની પુત્રીનો હાથ માંગ્યો. રાજા વિચારમાં પડી ગયો. ચારેય યુવાનો રૂપવાન છે. દરેક એક–એક વિદ્યામાં સંપૂર્ણપણે કુશળ છે. કન્યાના વચન મુજબ દરેક તેને યોગ્ય છે. માટે એ ચારમાંથી કોને મારી પુત્રી આપવી? રાજા કંઇ પણ નિર્ણય કરી શકયો નહિ.

એણે પોતાની પુત્રીને બોલાવી અને કહ્યું:–"આ ચારેય યુવાનો રૂપવાન છે દરેક એક–એક કળા સંપન્ન છે. તું જ તેમાંથી એક યુવાનની પસંદગી કરી લે."

ત્રિભુવનસુંદરીએ કંઇપણ જવાબ આપ્યો નહિ. એ લજ્જા પામી નીચું જ જોઇ રહી. તેના હૃદયમાં પણ રાજાના જેવું જ મંથન જાગ્યું.

આમ રાજા- રાણી અને પુત્રી એમ ત્રણે વિચારમાં ડૂબી ગયા. કોના પર પસંદગી ઉતારવી તે તેઓ નકકી કરી શકયા નહિ."



વાર્તા પૂરી થઇ. વૈતાળે વિક્રમને કહ્યું–"બોલ રાજા! આ ચારમાંથી કોની સાથે ત્રિભુવનસુંદરીને પરણાવવી? તું એનો ઉકેલ આપ અને સ્પષ્ટ કહી દે. જો નથી બોલ્યો તો તને દેવોની આણ છે."

વિક્રમે કહ્યું:–"તું મને આમ વચનથી બાંધી લે છે અને વળી તારી વાર્તાઓ પણ રહસ્ય ભરેલી હોય છે એટલે તેનો ઉકેલ આણવા હું લલચાઉં છું અને મારૂં મૌન તૂટી જાય છે. વૈતાળ! સાંભળ! જે વસ્ત્ર વણીને વેચતો હતો તે યુવાન વણકર જાતિનો હતો. શાસ્ત્રમાં તેને શુદ્ર જ ગણ્યો છે. એટલે એવા યુવાનને ક્ષત્રિય રાજા પોતાની કન્યા પરણાવે એ શાસ્ત્ર વિરૂધ્ધનું કહેવાય.

બીજો યુવાન જાતનો વૈસ્ય હતો. એક વૈસ્ય સાથે ક્ષત્રિય રાજા પોતાની કુંવરી પરણાવે એ પણ અજુગતું ગણાય. વળી

તે જ્ઞાન તેનો તથા કન્યાનો શું ઉદ્ધાર કરી શકે એમ હતું?

ત્રીજો યુવાન ક્ષત્રિય હતો. તેની જ જાતિનો વળી શૂરવીર હતો. રાજાની કુંવરી પરણવા લાયક બધા ક્ષત્રિય લક્ષણ તેનામાં હતાં એટલે રાજાએ એ જ ક્ષત્રિય વીરને પોતાની રૂપવતી પુત્રી પરણાવવી જોઇએ."

"પણ ચોથા યુવાનનું શું? એ સંજીવની વિદ્યા જાણે છે, રૂપવાન પણ છે અને પાછો બ્રહ્મદેવ પણ છે" રાજાએ ચોથા યુવાનનો નિર્દેષ ન કર્યો એટલે વચ્ચે જ વેતાળ બોલી ઊઠ્યો.

"હા, એ એ વિદ્યામાં કુશળ છે. પરંતુ એક બ્રાહ્મણને ક્ષત્રિય રાજા પોતાની કન્યા કેવી રીતે પરણાવી શકે? એ જો પરણાવે તો તે મહાપાપમાં પડે? અને જે બ્રાહ્મણ પોતાની પવિત્રતા ત્યજી એક ક્ષત્રિયની કન્યા પરણવા તૈયાર થાય તેના જેવો પાતકી બીજો કોણ હોઇ શકે? એવા પાપી સાથે તેજની મૂર્તિ સમી, પવિત્ર અને જેનામાં કળિયુગનો પ્રવેશ પણ નથી થયો એવી ફુટડી કન્યા પરણાવાય પણ કેમ? એટલે જ એને પણ અયોગ્ય ગણવો જોઇએ."

વિક્રમનો આ બુધ્ધિયુક્ત ઉકેલ સાંભળી વૈતાળ પ્રસન્ન થયો. પરન્તુ રાજાનું મૌન તૂટી ગયેલું હોવાથી તે પુનઃ તેના ખભા પરથી સરકી ગયો અને ઝાડ પર લટકવા લાગ્યો.



# ગુણાધિપ અને ચિરંદેવ

[ ૮ ]

રાજા પાછો શબને લેવા માટે ઝાડ પર ચઢ્યો. શબને ઉતાર્યું અને ખાંધ પર નાંખી ચાલવા માંડયું.

શબમાં પ્રવેશેલો વેતાળ પાછો બોલ્યો:-"હે વિક્રમ ! તું બહુજ સાહસિક જણાય છે નહિ તો થાક પામવા છતાં પણ આવું સાહસ ન કરે. ઠીક, તારા ચિત્તને આનંદ પમાડવા માટે હું એક રસિક વાર્તા કહી સંભળાવું છું, તે તું સાંભળ.

વૈતાળે વાર્તા શરૂ કરી.

મિથિલાવતી નામની એક નગરીમાં ગુણાધિપ નામનો રાજા રાજ્ય કરતો હતો. રાજા શૂરવીર પ્રજાપાલક અને નીતિ-વાન હતો.

એક સમયે આ રાજાને ત્યાં ચિરંદેવ નામનો એક રાજપૂત તેની પ્રશંસા સાંભળી નોકરીમાં રહેવા માટે આવ્યો. ચિરંદેવ દૂરદેશાવરથી આવતો હતો એટલે ગામમાં તેને કોઇ ઓળખે એમ

નહોતું આથી રાજા આગળ તેની મુલાકાત ગોઠવે એવું કોઇજ નહોતું.

ચિરંદેવ નિત્ય રાજાના દર્શન માટે જતો પરન્તુ તેને રાજાનો મેળાપ થતો નહિ. કોઇક વખતે રાજા મહેલમાં હોય તો દ્વારપાર તેને અંદર પ્રવેશવા દેતા નહિ. કયારેક રાજા પોતે તેને મુલાકાત આપતો નહિ. આમ ચિરંદેવ રાજાને મળી શકતો નહિ.

આખરે તેની ધીરજ ખૂટી ગઇ. પોતાને ત્યાંથી તેણે જે દ્રવ્ય આણ્યું હતું તે તેણે મિથિલાવતીમાં પૂરું કરી નાખ્યું, એટલે હવે તેને પેટ ભરવાની મહા ચિન્તા ઊભી થઇ.

આ અરસામાં એક બનાવ બન્યો. એક દિવસે રાજા ઘોડા પર સવાર થઇ શિકારે રમવા નીકળ્યો. તેની સાથે તેના થોડાંક સિપાઇઓ પણ હતાં. ચિરંદેવ પણ રાજાને પોતાની પિછાન કરાવવાના ઉદ્દેશથી એ શિકારી ટુકડી સાથે સામેલ થઇ ગયો.

એક મોટું અરણ્ય આવ્યું. રાજા એમાં પ્રવેશ્યો અને મનમાનતો શિકાર કરવા લાગ્યો. શિકારની ધુનમાં ને ધુનમાં તે એટલો તો આગળ ચાલી ગયો કે તેના સિપાઇઓ પણ દૂર રહી ગયા અને તે તેમનાથી વિખુટો પડી ગયો.

એક માત્ર ચિરંદેવ જ રાજાની પાછળ પગપાળો પોતાની જાતની પણ દરકાર કર્યા વગર દોડી રહ્યો હતો. રાજા એટલો બધો શ્રમિત થઇ ગયો કે તે પાછો ફરવાને માટે પણ અશકત થઇ પડયો; અને પોતે કઇ દિશામાં આવ્યો છે, તથા પોતાનું નગર કયાં છે તેની પણ ગમ ન પડી. એ થાક, માર્ગ–ભૂલ અને કંટાળાથી વ્યાકુળ બની ગયો અને એક ઝાડ નીચે ઘોડાને બાંધી પોતે જરા આડો પડયો.

આજ અરસામાં ચિરંદેવ દોડતો દોડતો ત્યાં આવી ચઢયો.

દોડવાને લઇને તે સખ્ત હાંફતો હતો.

રાજા એક અજાણ્યા માણસને પોતાની સામે ઊભેલો જોઈ નવાઈ પામી ગયો. તો પણ તેને અત્યારે એક માણસની જરૂર હતી એટલે તેને જોઇને એ પ્રસન્ન થયો. રાજાએ તેને પૂછ્યું:–

"અલ્યા! તું કોણ છે? અને અહીં શા માટે આવ્યો છે?"

ચિરંદેવ બોલ્યો:–"હું એક રાજપૂત છું અને આપનો દાસ છું."

રાજાએ કહ્યું:–"તું મારી સેવા કરીને શું મેળવવા ઇચ્છે છે?"

"આપ આપશો તે. સજ્જન સ્વામિની સેવા કદી પણ નિષ્ફળ જતી નથી. તરત લાભ ન મળે તો કોઇક દિવસે પણ તેનું ફળ મળ્યા વગર રહેતું નથી."

રાજા તેના આ ઉત્તરથી સંતુષ્ઠ થયો. તો પણ એ તે સમયે કંઇ પણ બોલ્યો નહિ અને મૌન જ રહ્યો.

થોડીવાર પછી રાજાએ ચિરંદેવને પૂછ્યું–"આપણે આવ્યા તે માર્ગ તારા ધ્યાનમાં છે ને?"

ચિરંદેવે હાથ જોડી કહ્યું–"જી, હા."

રાજાએ તરતજ તે માર્ગે પોતાના નગરમાં જવાની ઇચ્છા બતાવી. પરન્તુ ચિરંદેવે પ્રાર્થના કરતાં કહ્યું:–"મહારાજ! મધ્યાન્હનો સમય છે. સુર્યનો તાપ સખ્ત પડી રહ્યો છે. આપ થાકી ગયા છો. જરા આરામ લો. સાયંકાળે આપણે મુસાફરી કરશું."

રાજાને તેની આ વાત ખરી લાગી. તેણે ઝાડ નીચે જ મુકામ કર્યો.

રાજાને સખ્ત તૃષા લાગી હતી. તેણે ચિરંદેવને કહ્યું:–"અલ્યા રાજપૂત તું કયાંયથી પણ મને પાણી લાવી આપ. મારૂં ગળું સુકાય છે."

"જી, હજુર." કહીને ચિરંદેવ પાસેના એક ઝાડ પર ચઢી ગયો અને આજુબાજુમાં સરોવર–નદી છે કે નહિ તે જોવા લાગ્યો. દૂર એક નદી જણાઇ. રાજાને તેણે આ જણાવ્યું એટલે પાણીની આશામાં રાજા થાકેલો હોવા છતાં પણ ઘોડા પર ચઢી ચિરંદેવ સાથે ત્યાં ગયો.

નદીના મીઠાં જળથી રાજાએ પોતાની તૃષા પૂરી કરી. ચિરંદેવે પણ પાણી પીધું. તે પછી તેણે પોતાની પાસેની પોટલીમાંથી થોડાંક ચણા કાઢયા અને રાજાની આગળ ધર્યા.

રાજા આ ચણાને જોઇને આશ્ચર્ય પામી ગયો. તેણે પૂછ્યું "તું આ કયાંથી લાવ્યો?"

ચિરંદેવ બોલ્યો–"મહારાજ! આ ચણા પરજ હું હાલ કેટલાક મહિના થયા ગુજારો કરી રહ્યો છું. આપ ભૂખ્યા થયા હશો એમ ધારી આપની આગળ એ ધર્યા છે. આપ એ સ્વીકારો."

રાજા વિચારમાં પડયો. મનમાં એ કહેવા લાગ્યો. એ મારો દાસ છે. એને પગાર તો મળતો જ હશે તો પછી તે ચણા પર શા માટે ગુજારો કરતો હશે. તેણે પૂછ્યું:–"અલ્યા રાજપૂત! તું મારે ત્યાં નોકરીએ છે ને? તને પગાર તો મળતો જ હશે, નહિ?"

ચિરંદેવ આ પ્રશ્નથી મુંઝાઇ ગયો. શું બોલવું તે એ નક્કી કરી શકયો નહિ.

એને મૌન રહેલો જોઈ રાજાએ પાછો તે જ પ્રશ્ન પૂછયો.

ચિરંદેવે હાથ જોડી સાચ્ચી વાત જણાવી દીધી. નોકરીની આશાએ તે કેટલા દૂર દેશથી આવ્યો હતો અને અનેક ઉપાયો કરવા છતાં પણ તેને રાજાની મુલાકાત નહોતી થઇ શકી તે વાત પણ તેણે કરી.

રાજા આ સાંભળી લજ્જા પામી ગયો. તેને પોતાના આવા

અંધેર કારભાર પર તિરસ્કાર છૂટયો. તે મનમાં કહેવા લાગ્યો. 'જે રાજાઓ પોતાના નોકરના દુઃખને કે સુખને જાણતા નથી તેઓને ધિક્કાર છે! તેમજ રાજાની આસપાસ રહેનારા દરબારીઓ પણ રાજાના સેવકોની સુખી કે દુઃખી અવસ્થા જાણતા નથી તેમને પણ ધિક્કાર છે!"

આવા વિચારમાં રાજા ડૂબી ગયો. રાજપૂતે બહુ વિન[illegible] કરી ચણા લેવા માટે રાજાને આગ્રહ કર્યો. આખરે તેના આગ્રહને વશ બનીને શરમાતાં શરમાતાં રાજાએ તેના હાથમાંથી [illegible] ચણાના દાણા લીધા અને પોતાના મુખમાં મૂકયા. અને આરામ કરવા પડયો.

ચિરંદેવે પણ ચણા ખાધા, પાણી પીધું અને પછી જરાક વિશ્રામ લીધો.

થોડીવારે રાજા ઊઠયો. ચિરંદેવે ઘોડાને તૈયાર કર્યો. રાજ[illegible] તે ઉપર સવાર થયો અને ચિરંદેવે માર્ગ બતાવવા માટે આગળ આગળ ચાલવા માંડયું.

રસ્તામાં રાજાએ ચિરંદેવને કહ્યું–"તું થાકી જશે. મા[illegible] ઘોડાના પાછળના ભાગ પર બેસી જા."

પણ ચિરંદેવે માન્યું નહિ. ઘોડાની આગળ જ રસ્તો દાખ[illegible] વતો તે પૂર ઝડપે ચાલવા લાગ્યો.

રસ્તામાં જતાં રાજાના સિપાઇઓનો ભેટો થઇ ગયો. [illegible] બધા સાથે રાજા પોતાના નગરમાં આવ્યો. ચિરંદેવે પોતાન[illegible] જે સેવા અત્યાર સુધી કરી હતી અને એકનિષ્ઠાથી જે સ્વામિ ભકિત બજાવી હતી તે તેણે પોતાના દરબારીઓ સમક્ષ જાહેર કરી અને તેને પોતાની નોકરીમાં રાખી ખૂબ દ્રવ્ય વગેરે ભેટ[illegible] આપ્યું. આટલું કરવા છતાં પણ રાજાને સંતોષ ન થયો અ

ભવિષ્યમાં તેને યોગ્ય બદલો આપવાની પોતાના મન સાથે ગાંઠ વાળી.

ચિરંદેવ હવે શ્રીમન્ત બની ગયો. રાજાની તહેનાતમાં રહી તેણે એકનિષ્ઠાથી રાજાની સેવા બજાવવા માંડી.

આમ થોડાંક દિવસો પસાર થઇ ગયા. એક દિવસે દરિયાપારના એક દેશમાં કંઇક કામ નીકળ્યું. કામ વિશ્વાસનું અને ખબરદારીનું હતું એટલે રાજાની નજર ચિરંદેવ પર પડી. રાજાએ તેને તે કામ બતાવ્યું અને તરત પાછા આવવાની સૂચના કરી.

ઇષ્ટદેવને પગે લાગી ચિરંદેવ વહાણમાં બેઠો. કેટલેક દિવસે તે નગરમાં પહોંચ્યો. રાજાનું કામ પતાવ્યું અને તે પાછો વળવા લાગ્યો. રસ્તામાં તેની દ્રષ્ટિ એક ભવ્ય મંદિર પર પડી. મંદિર દેવીનું હતું. ચિરંદેવ એમાં પ્રવેશ્યો. મંદિરની શોભા તથા તેની અમૂલ્ય વસ્તુ સામગ્રી જોઇ એ છક્ક થઇ ગયો. મંદિરની દિવાલોમાં જુદી જૂદી જાતના રત્નો અને મોતીઓ જડેલા હતા. દેવીની મૂર્તિ પ્રચન્ડ અને પ્રતાપી લાગતી હતી. મંદિરના શિખર ઉપર ઊંચે એક ધજા ફરકી રહી હતી.

ચિરંદેવે દેવીની મૂર્તિને સાષ્ટાંગ પ્રણામ કર્યા. તેની પ્રાર્થના કરી અને પછી મંદિરની શોભા જોવા લાગ્યો.

આજ અરસામાં એક અદભૂત બનાવ બન્યો. ચિરંદેવ ફાટી આંખે તે જોઇ રહ્યો.

મંદિરની પાછળના ભાગમાંથી એક અનુપમ સુંદરી પોતાની સખીઓ સાથે માતાના મંદિરમાં પ્રવેશી. સ્ત્રી ખરેખર અનુપમ જ હતી. કમળ સમાન તેનું મુખ પ્રકાશી રહ્યું હતું. એના પ્રવેશવાની સાથે જ મંદિરની શોભા એકદમ વધી ગઇ. બધે જ ઝગઝગાટ થઇ ગયો. ચિરંદેવ પણ આવી પ્રકાશવંતી જ્યોતિને

જોઇ ચકિત બની ગયો.

સુંદરીએ માતાને પ્રણામ કર્યા. ફળફુલથી પૂજન કર્યું અને પછી જે માર્ગે તે આવી હતી તેજ માર્ગે પોતાની સખીઓ સાથે ચાલી ગઇ.

ચિરંદેવની આંખે અંધકાર વ્યાપી ગયો. પ્રકાશના ઝગારા પછી આંખ જે સ્થિતિ અનુભવે તેવી સ્થિતિ એની થઈ. એ સુંદરીએ તેનું હૃદય વીંધી નાંખ્યું હતું. તેના નેત્રોમાં તેની જ જ્યોતિ રમી રહી હતી. ભાન ભૂલી જે માર્ગે એ અદ્રષ્ય થઇ ગઇ હતી તે માર્ગે એ દોડયો.

થોડાંકજ સમયમાં ચિરંદેવ એક મોટા ઘુમ્મટ આકાર દુર્ગમાં પ્રવેશી અંદર દાખલ થયો ત્યાં તો એક સુંદર નગર તેના જોવામાં આવ્યું. આ નગરની શોભા અપૂર્વ હતી.

ચિરંદેવ એ નગરમાં આગળ વધતો હતો ત્યાં પાછળથી કોઇનો મધુર રવ તેના કર્ણપટ પર અથડાયો. એણે પાછળ ફરી જોયું તો તેના આનંદનો પાર ન રહયો. પેલી અનુપમ સુંદરી તેને બોલાવી રહી હતી.

ચિરંદેવ સુંદરીની સમીપ આવ્યો. "આપે મને બોલાવ્યો?" તેણે અતિ વિનમ્ર ભાવે પૂછયું.

"હા,"

"શું કંઇ આજ્ઞા છે?"

"ના. હું જાણવા માંગુ છું કે તમે અહીં શા માટે આવ્યા છો? આ નગરમાં તમારે પ્રવેશવાની શી જરૂર?"

જે રૂપ જ્યોતિને જોવા માટે ચિરંદેવે આ સાહસ કર્યું હતું તેજ રૂપજ્યોતિની સામે વાત કરતાં તેની આંખે ઝગઝગાટ ફેલાઇ ગયો. એના અપ્રતિમ લાવણ્યે તે ભાન ભૂલી ગયો

અને બોલ્યો:–"આપના દર્શન કરવા."

"દર્શન કર્યાં હોય તો ચાલ્યા જાવો."

"હજુ દર્શન અધુરા છે. હું તમને મારા હૃદય કમળમાં સ્થાન આપી પૂજવા માંગુ છું. આ સેવકની પ્રાર્થનાનો સ્વીકાર કરો. હું તમારો દાસ બનીશ. તમારે માટે મારૂં સમગ્ર સુખ ન્યોચ્છાવર કરી દઇશ."

"એમ છે? તમે મારી કામના જ રાખતા હો તો હું કહું તેમ કરો."

"બોલો." ચિરંદેવે આશાસહ ઉચ્ચાર્યું.

"સામે જે તળાવ જણાય છે તેમાં સ્નાન કરી આવો. હું અહીં જ ઊભી છું. તે પછી તમે કહેશો ત્યાં હું તમારી સાથે આવીશ."

ચિરંદેવનો હર્ષ સમાયો નહિ. એ મનમાંજ બોલ્યો. બસ, આટલુંજ!' અને એ નહાવા માટે એકદમ તળાવમાં દોડી ગયો.

પરન્તુ જેવો પાણીમાં ડુબકી મારી બહાર નીકળે છે, ત્યાં તો તે આશ્ચર્ય પામી ગયો. પોતાના નગરનીજ એ વાવ જણાઇ. દુર્ગ, મંદિર, સ્ત્રી વગેરે કંઇજ ત્યાં ન દેખાયું. એ આંખો ચોળી ચોળીને જોવા લાગ્યો તોપણ એમાંનું કંઇજ એ જોઇ શકયો નહિ.

એનું મુખ મ્લાન થઇ ગયું. જે આશા સાથે એ વાવમાં પડયો હતો તે આશા વાવમાંથી નીકળતાંની સાથે જ લુપ્ત થઇ ગઇ. એના હૃદયનો આનંદ ઉડી ગયો અને ભગ્નહૃદયે તે આ દૈવી માયા પર વિચાર કરતો કરતો પોતાના મુકામે આવ્યો. આ સમયે તેની સ્થિતિ અર્ધ પાગલ જેવી બની ગઇ હતી.

બીજે દિવસે ચિરંદેવ રાજાનાં દરબારમાં ગયો. પરન્તુ આ વખતે તેની મુખમુદ્રા એટલી તો ફિક્કી પડી ગઇ હતી કે રાજા તેને તરત પિછાની પણ ન શકયો. ચિરંદેવે રાજાને પ્રણામ

કર્યાં અને જે કામ માટે તેને મોકલવામાં આવ્યો હતો તે કામ પૂર્ણ કર્યાંનું જાહેર કર્યું.

રાજા તેની મ્લાન મુખમુદ્રા જોઇ વિચારમાં પડી ગયો. તેના બોલવામાં પણ તેને નિરાશાનો જ ભાવ જણાયો. એણે પૂછ્યું– "અલ્યા! તું આટલો વીલો અને નરમ કેમ બની ગયો છે?"

રાજાને આ પ્રશ્નનો જવાબ ન મળ્યો. ચિરંદેવ નત મસ્તકેજ ઊભો રહ્યો.

રાજાએ પાછું પૂછ્યું–"ચિરંદેવ! તું આમ નરમ કેમ બની ગયો છે? શું તેં કોઇ ભયાનક દ્રષ્ય જોયું છે કે પછી કોઇ ઘોર નિરાશા અનુભવી છે. જે કંઇ હોય તે મને સત્વર કહી દે."

ચિરંદેવે જે વાત બની હતી તે કહી બતાવી. એ બોલ્યો:– "મારૂં ચિત્ત એ લાવણ્યમયી સુંદરીમાં ચોંટેલું છે. હું એને એક વાર મારી આંખોએ જોવા માંગું છું. પણ હાય! મારી એ મનોકામના કયારે પૂરી થશે?"

રાજાએ તેને ધીરજ આપી. તેણે કહ્યું–"જો આ જ વાત હોય તો પછી શા માટે મુંઝાય છે. ચાલ મને એ મંદિર અને દુર્ગ બતાવ."

રાજા ચિરંદેવને સાથે લઇ સમુદ્ર કિનારે પહોંચ્યો. ચિરંદેવે પેલું મંદિર બતાવ્યું. બન્ને અંદર પ્રવેશ્યા. રાજા દેવીની પ્રચન્ડ અને ભવ્ય મૂર્તિ જોઇ મુગ્ધ બની ગયો. તેણે ભક્તિભાવ પૂર્વક માતાને સાષ્ટાંગ દંડવત્ કર્યાં.

મંદિરમાંથી દર્શન કરી એ બન્ને જેવા બહાર આવે છે તેવી જ એક સ્વરૂપવતી કિશોરી પર તેમની નજર પડી. ચિરંદેવે રાજાને સાનમાં સમજાવી દીધું કે આજ મારા મનને લોભાવનારી કન્યા છે. રાજાએ તેને મૌન રહેવાનો સંકેત કર્યો.

એ સુંદરી પોતાની સખીઓ સાથે દેવીના દર્શન માટે અંદર ગઇ. રાજા તેમના પાછા આવવાની રાહ જોતો મંદિરની પાછળ જ ઊભો રહ્યો. થોડીક વાર ન થઇ હશે ત્યાં તો એ કન્યા રૂમઝુમ કરતી પાછી આવી અને પેલા દુર્ગમાં પ્રવેશીને અદ્રશ્ય બની ગઇ.

ચિત્રદેવે રાજાને કહ્યું–"ચાલો આપણે એ દુર્ગમાં જઇએ. ત્યાં જ એ વસે છે."

અને એ બન્ને અંદર દાખલ થયાં. ત્યાં રાજાએ પોતાના જીવનમાં ન જોઇ હોય એવી એક અનુપમ નગરી દીઠી. તેની રોનક જોઇ તે અજાયબી પામી ગયો.

રાજા થોડેક દૂર ન ગયો ત્યાં તો એક મહાલયમાંથી અવાજ આવ્યો–"તમે કોણ છો? અહીં આ નગરમાં શા માટે આવ્યા છો?"

જ્યાંથી અવાજ આવ્યો હતો તે તરફ રાજાએ દ્રષ્ટિ કરી. જોયું તો પેલી જ અનુપમ સુંદરી એક મણિના બનાવેલા છત્રપલંગ પર બેસી તેમને પૂછી રહી હતી. સ્રીનું લાવણ્ય અત્યારે પૂરેપૂરું પ્રકાશી રત્નોમાં ઝમકી રહયું હતું.

રાજાએ એ તેજસ્વિની કન્યા સામે દ્રષ્ટિ કરી. કન્યા પણ તેની આંખનો પ્રતાપ કળી ગઇ.

રાજા મૌન જ રહ્યો. અને આગળ ચાલવા લાગ્યો.

પાછો અવાજ આવ્યોઃ–"તમે કોણ છો? અહીં શા માટે ભમી રહ્યા છો? તમારે કોની ઇચ્છા છે?"

રાજા પાછો અટકયો પણ આ વખતે એ મૌન ન રહયો. તેણે જરા ક્રોધ ભર્યા અવાજે કહ્યું:–"અમે કોણ છીએ તે જાણવાનું તમારે શું કામ છે? જોતાં નથી, માણસ છીએ. શહેર

જોવા આવ્યા છીએ. તમારે એ પંચાત શા માટે કરવી જોઇએ?"

રાજાનો આવો ઉત્તર સાંભળી કન્યા છોભીલી બની ગઇ. તે તરતજ પોતાના મહેલમાંથી બહાંર આવી અને બોલી:- "શ્રીમાન! એમાં આટલા ગુસ્સે શા માટે થાવ છો? મેં તો તમને અજાણ્યા જોઇને સ્વાભાવિક જ આ પૂછ્યું હતું."

પણ રાજા કંઇ જ ન બોલ્યો. તેણે એ કન્યા તરફ જોવાની પણ દરકાર ન કરી અને આગળ ચાલવા લાગ્યો.

કન્યાએ પાછો પરાજય અનુભવ્યો. પરન્તુ આ પરાજયથી તે એક ચિન્તામાં પડી ગઇ. રાજાની ભવ્ય મુખમુદ્રા તથા તેની બેદરકારી જોઇ સ્ત્રીને તેના પર મોહ ઉપજ્યો. રાજાના કામણ કરનારા અંગો જોઇ તે પોતાના મનને પૂછવા લાગી-"આ નવીન ઉત્તમ પુરુષ કોણ હશે?"

એણે પોતાની સખીને મોકલી અને કહ્યું:-"જો ને સખી! હમણાં મેં અહીંથી એક દેવાંશી જેવા રાજકુમારને જતાં જોયો છે તેને તું સમજાવીને અહીં લઇ આવ. એ ઉત્તમ કુળનો અને પ્રતિષ્ઠિત લાગે છે. આપણે એની પરોણાગત કરીએ."

સખી દોડીને રાજા પાસે જઇ પહોંચી. બોલી:-"અમારા બાઇએ આપને તેમના પરોણા થવાનું કહેવડાવ્યું છે. આપ પધારો!"

રાજાએ કહ્યું:-"અમે તો પ્રવાસી છીએ. સાધારણ માણસ છીએ. મોટાની પરોણાગતની અમને જરૂર નથી. અને તમે પરોણાગત કેવી કરો છો તેની પણ અમને ખબર છે!"

સખીએ આ શબ્દો પોતાની બાઇને કહ્યા. એણે વિચાર્યું- "આ પુરુષ સર્વથા માન આપવા યોગ્ય છે તથા એ ઉદાર સ્વભાવનો પણ છે. એટલેજ એ મારી દરકાર કરતો નથી. એનું મુખ મારા ચિત્તમાં વસી ગયું છે. એના પ્રતિ મને વધુ ને વધુ

આકર્ષણ થયા કરે છે. પતિની પ્રાપ્તિ માટે અત્યાર સુધી દેવીને હું પ્રાર્થના કરતી હતી તે પ્રાર્થનાનું ફળ દેવીએ આજે મને આપ્યું છે, તો હું તે શા માટે ગ્રહણ ન કરૂં ?"

આમ વિચારી તે દેવકન્યા પોતેજ રાજા પાસે આવી અને તેના માર્ગની આડે આવી ઊભી રહી બોલી:-

"આપ અમારી પરોણાગત સ્વીકારો અને મારી સાથે આવો."

રાજાએ કહ્યું-"અમે પરોણાગત સ્વાર્થ સાથેજ સ્વીકારીએ છીએ."

"આપની શું ઇચ્છા છે ?"

"આપ અમારી ઇચ્છા પૂરી કરી શકશો ?"

"હા. મારાથી થઇ શકતી હશે તો જરૂર પૂર્ણ કરીશ."

"તમારાથી થઇ શકે એવીજ છે."

"તો હું પૂરી કરીશ"

"વચન આપ." એમ કહી રાજાએ પોતાનો હાથ ધર્યો.

તરતજ એ હાથ પર કન્યાનો સુકોમળ હસ્ત પડ્યો. ધીમો રવ થયો. રાજા મૃદુ કર સ્પર્શથી રોમાંચ અનુભવવા લાગ્યો.

રાજાએ કહ્યું- "તારા સુંદર સ્વરૂપથી મારો આ સેવક તારા પર મોહાંધ બન્યો છે. એ તને ખરા હૃદયથી ચહાય છે. તું એની બન. એને તારા પ્રિયતમ તરીકે સ્વીકારી લે."

આ શબ્દો સાંભળતાંની સાથેજ કન્યા ધ્રુજી ઊઠી. જેની તેણે આશા રાખી નહોતી તે શબ્દો નીકળતાં જ તે અવાચક જેવી બની ગઇ.

રાજાએ પૂછ્યું:-"તમે ધ્રુજો છો કેમ? વચન ન પાળવું હોય તો ના કહી દો."

કન્યાએ મહા વેદના અનુભવતાં કહ્યું-"મેં મારૂં ચિત્ત

આપનેજ સમર્પ્યું છે. હું આપને આધીન બનવા માંગુ છું. આપની દાસી થવાની મારી ઉત્કટ અભિલાષા છે. આપજ મારો સ્વીકાર કરો."

"આ મારો સેવક આગળ પણ અહીં તારી પાસે આવી ગયો હતો. એ તને જોઇનેજ પ્રેમમાં ડૂબી ગયો છે. તેં એની સાથે ચાલાકી કરી એને પાછો મોકલી આપ્યો હતો. હવે એ મને લઇને અહીં આવ્યો છે. મેં એને વચન આપ્યું છે કે હું તને એ કન્યા મેળવી આપીશ. હવે મારાથી તારો સ્વીકાર થઇ શકે એમ નથી. અને તું મારે આધીન બનવા માંગે છે નહિ ?"

"હા."

"જો તું ખરેખર જ મારા આધીનમાં હોય તો મારી તને આજ્ઞા છે કે તું આ પુરૂષની સાથે લગ્ન કર. તેને તારો પ્રેમ આપી દે. એ પણ વીર છે. ક્ષત્રિય છે. મારો બાંધવ પણ છે."

સ્ત્રી લજ્જાળુ બની સાંભળી જ રહી. એક પણ શબ્દ એ બોલી શકી નહિ. એ મહામંથન અનુભવી રહી હતી. હૃદય કહેતું હતું–તેં જે વચન આપ્યું છે. એને માની રાજા જે કહે છે તે સ્વીકારી લે. આંખો અને મોહ કાનમાં કહી રહ્યા હતા– 'રાજાને છોડીશ નહિ. એના જેવો દેવાંશી તને ક્યાંય મળવાનો નથી.'

પણ અન્તે હૃદય વિજયી બન્યું. કન્યાએ કહ્યું–"આપને હું આધીન બની ગઇ છું હવે આપ ગમે તે કરી શકો છો."

"તો તું મારા સેવક સાથે લગ્ન કરવા તૈયાર છે ને ?"

"હા."

રાજાએ તરત જ કન્યાનો હાથ પોતાના હાથમાં લીધો. અને ચિરંદેવના હાથ સાથે તે મેળવી દીધો. 'તથાસ્તુ' કહ્યું અને યુગલને આશીર્વાદ આપ્યા.

ચિરંદેવના મનની ઇચ્છા પૂરી થઇ હતી એટલે તેના આનંદનો પાર ન રહ્યો. એણે કૃતજ્ઞ બની રાજા આગળ પોતાનું શિર નમાવી દીધું.

એ બન્નેને લઇ રાજા પોતાના નગરમાં આવ્યો. ચિરંદેવને તેણે કહ્યું–"તેં મને ચણાના બે દાણા આપ્યા હતા. તેમાંથી એક દાણાનો બદલો તો મેં તને વાળી આપ્યો છે. બીજાનો બદલો વાળી શકું એમ નથી!"

ચિરંદેવે વિનયથી નમીને કહ્યું:–"મહારાજ! હવે આ સેવકને શા માટે શરમાવો છો? બદલાની વાત જ કયાં છે. ઉલટું હું તમારો જન્મભરનો ઋણી બન્યો છું."

ચિરંદેવ એ લલના સાથે આનંદથી યથેચ્છ વૈભવસુખ ભોગવવા લાગ્યો.



વાર્તા પૂરી થઈ. વૈતાળ બોલ્યો:–

"હે વિક્રમ! બોલ, હવે આ બેમાં વધુ ગુણી કોણ? રાજા કે ચિરંદેવ?"

"ચિરંદેવ." વિક્રમે જવાબ આપ્યો.

"પરન્તુ રાજાએ પોતાને યોગ્ય અને ન મળે એવી રૂપવતી સ્ત્રી સેવકને આપી તે ગુણ મોટો ખરો કે નહિ? માટે રાજાજ વધુ ગુણી હોવો જોઇએ" વૈતાળે કહ્યું.

"ના ચિરંદેવ જ"

"કારણ?"

"ઉપકાર કરવો એ રાજાનો ધર્મ છે. રાજાએ એની ઉપર ઉપકાર કર્યો તેમાં એણે કંઇજ મહાન કાર્ય કર્યું નથી અને જો રાજા ઉપકાર ન કરે તો બીજું કોણ કરે?"

"ત્યારે ચિરંદેવ ગુણી કેવી રીતે ગણાયો ?" વૈતાલે અધીરા બની જઇને પૂછયું.

"કારણ, પોતાનું કામ સાધવું એવો જેનો ધર્મ છે તે માણસ જ્યારે પરકાર્ય કરે ત્યારે તે ગુણી કહેવાય છે. રાજા જ્યારે શિકારે હતો ત્યારે ચિરંદેવ એનો સેવક નહોતો છતાં પણ તેણે તે સમયે એની સ્વામી જેવી જ સેવા કરી તેનો જીવ ઉગારી લીધો હતો અને એમ કરીને તેણે પોતાની ફરજ ઉપરાંતનું કાર્ય કર્યું હતું એટલે તે વધુ ગુણી કહેવાય."

આ સમયે રાજાએ જોયું તો વૈતાળ તેના ખભા પર નહોતો. શબ પાછું એના મૂળ સ્થાને અદ્રષ્ય થઇ ગયું હતું.

રાજાએ પુનઃ તેને લેવા માટે વૃક્ષ તરફ ઉતાવળા પગલા માંડયા.



# મદનસેનાનું વચન

[ ૯ ]

રાજા વિક્રમ દોડતો દોડતો વૃક્ષ પાસે ગયો અને તેના ઉપર ચઢી, શબને નીચે ઊતારી પોતાની ખાંધ ઉપર નાંખ્યું અને ચાલવા માંડયું.

રાજાના ખભા ઉપર બેઠેલા વૈતાળે કહ્યું -"હે વિક્રમ! તારા ચિત્તના આનંદ માટે હું એક વાત કહું છું તે તું સાંભળ."

વૈતાળે વાર્તા કહેવા માંડી.

મદનપુર કરીને એક વિશાળ નગર છે. આ નગરમાં પૂર્વે વીરસેન નામનો એક રાજા રાજ્ય કરી ગયો હતો. વીરસેન નામ પ્રમાણે જ શૂરવીર અને પ્રજાપાલક હતો. રાજાને યોગ્ય તમામ ગુણ તેનામાં હતા.

એ સમયે મદનપુરમાં હિરણ્યદત્ત નામનો એક શ્રીમન્ત વ્યાપારી પણ રહેતો હતો. આ વ્યાપારીને ધનદત્ત નામનો એક પુત્ર અને મદનસેના નામની પુત્રી હતી. મદનસેના રૂપ અને

ગુણુમાં એક તેજસ્વી રત્ન સમાન હતી. એના જેવું શ્રેષ્ઠ કન્યા રત્ન આખા મદનપુરમાં પણ નહોતું.

એક દિવસે મદનસેના પોતાના ઉદ્યાનમાં સખીઓ સાથે આનંદથી કિલ્લોલ કરી રહી હતી. એવામાં તેના ભાઇનો મિત્ર સોમદત્ત કે જે ધર્મદત્ત નામના શ્રીમન્ત શાહુકારનો પુત્ર હતો તે ત્યાં ફરતો ફરતો આવી ચઢયો.

યૌવનના ઉલ્લાસમાં આવેલી મદનસેના ત્યાં સ્વચ્છંદે વિહાર કરી રહી હતી. તેનું યૌવન અખંડ ધારા રૂપે તેના દેહમાંથી ઝરી રહ્યું હતું. શરીરનું એક પણ અંગ વાંકુ, બેડોળ કે અવ્યવસ્થિત નહોતું. બધાજ અંગો ઘાટીલા, વ્યવસ્થિત, રૂપથી ભરેલાં અને લાવણ્યરસથી નીતરતાં હતાં. મુખ, હૃદય, નાભિ, જાંઘ અને ચરણો એ બધામાંજ એકએકથી ચઢી જાય એવું આકર્ષણ તત્વ હતું અને એટલેજ એની સામે જોનાર કોઇ પણ પુરુષ પછી તે ગમે તેવો જ્ઞાની હોય તોપણ તે આકર્ષાયા વગર ન રહે. સોમદત્ત પણ તે રૂપવતી કન્યાને જોઇ પોતાનું ભાન ભૂલી ગયો.

એ વિચારવા લાગ્યો. બ્રહ્માએ આ રૂપરૂપની પરી જેવી કન્યાને શા માટે ઘડી હશે ? શું એ મારેજ માટે સર્જાઈ હશે ? હું એને પામી શકીશ ખરો ? જેમ જેમ એ કન્યાના વિચાર કરવા લાગ્યો તેમ તેમ એના હૃદયમાં કામના બાણો સચોટ લાગી ઊંડા ઊતરવા લાગ્યા. સોમદત્ત પર કામદેવનું નિશાન બરાબર તકાયું હતું.

પણ એટલામાં સૂર્યાસ્ત થયો. મદનસેના પોતાની રમત પૂરી થતાં ઘેર ચાલી ગઇ. એ હતી ત્યાં સુધી તો સોમદત્ત તેની રૂપસુધાનું એકીટશે પાન કરી રહ્યો હતો પરન્તુ તેના ચાલી જવા પછી એ એકદમ હતાશ બની ગયો અને હવે એ કન્યાનું દર્શન થશે કે નહિ તે વિચારમાં શંકા—આશંકા કરતો કરતો

પોતાને ઘેર ગયો.

આ સમયે સોમદત્તની સ્થિતિ વિરહ વેદના અનુભવતી હતી. પોતાની વર્ષો જુની કોઇ પ્રિય વસ્તુનો તેને વિયોગ થઇ ગયો હોય અને તેથી જેટલું મહાદુઃખ થાય તેવું ઘોર દુઃખ એ આ વખતે અનુભવી રહ્યો. રાત્રિના પલંગ પર સુતો પણ ઊંઘ આવે જ નહિ. અધૂરામાં પૂરું ચન્દ્રના શિતળ કિરણો તેના પર પ્રહાર ચલાવી રહ્યા હતા એટલે તેના મારથી પણ એની વેદના વધુ તીવ્ર બનતી હતી.

એ આખી રાત્રિ એણે પોતાની પ્રિયાના ચિન્તનમાં જ ગાળી. એનાજ સ્વપ્નામાં, એની જ માળા જપવામાં તેણે દિવસ ઉગાડી કાઢયો.

રાતનું સામ્રાજ્ય પૂરું થયું. પ્રભાત પ્રકટયું. સોમદત્ત શય્યા પરથી ઊઠયો અને દંતધાવન વગેરે કરી મદનસેના આગલે દિવસે જે ઉદ્યાનમાં હતી ત્યાં ગયો. ત્યાં તેણે જોયું તો તે પોતાની કોઇએક સખીની રાહ જોતી ઊભી રહી હતી. એ સમયે તે માત્ર એકલી જ હતી.

સોમદત્ત પોતાની પ્રિયાને જોતાંજ ભાન ભુલી ગયો. તેને આલિંગન કરવા તેના બે હસ્ત સળવળી રહ્યા. પરન્તુ તેની જ્ઞાનબુધ્ધિ તેની મદદે આવી. સોમદત્ત એકદમ તેની સમીપ જઇ તેના ચરણોમાં પડી ગયો.

મદનસેના પરપુરુષને જોઇ સ્થંભી ગઇ. જેની કલ્પના પણ નહોતી અને જે બનાવ માટે તે તૈયાર નહોતી તે બનાવ બનતાંજ તેને એકદમ વિસ્મય અને ભય પણ થયો. એ તત્કાળ જ બોલી ઊઠી—"હાં! હાં! શું કરો છો?" અને એ બે ડગલાં પાછળ ખસી ગઇ.

સોમદત્તે કહ્યું:–"હું તારું શરણ સ્વીકારું છું. તું જ હવે મને મારે કે તારી શકે એમ છે."

"તમે શું કહેવા ઇચ્છો છો તે હું સમજી શકતી નથી. કૃપા કરીને જે કહેવું હોય તે સ્પષ્ટ કહો."

સોમદત્તે કહ્યું:– "મેં તને કાલે આજ સ્થળે જોઇ હતી અને ત્યારનો હું તારામાં આસક્ત થયો છું. મને ખાવાનું ભાવતું નથી, ઊંઘ આવતી નથી અને તારા સિવાય બીજા કશામાં મારું ચિત્ત ચોંટતું નથી. હું તને મારા પ્રાણથી પણ અધિક ચ્હાઉં છું. તું મારી ઇચ્છા પૂરી કર."

કન્યા બોલી:–"હું હજી કન્યા છું. વળી બીજા યુવાનની સાથે મારા વિવાહ થયેલા છે, તો પછી હું તમારી પ્રિયા કેવી રીતે થઈ શકું ? મારા લગ્ન પણ તે જુવાન સાથે ટૂંક સમયમાં જ થશે. માટે તું અહીંથી ચાલ્યો જા. કોઇ આપણને આ સ્થિતિમાં જોશે તો મોટી વિપત્તિ આવી પડશે. મને લાંછન લાગશે."

પણ સોમદત્ત ત્યાંથી ન જ ખસ્યો. એણે કાલાવાલા કરી મદનસેનાને પોતાની થવા સમજાવી. તે બોલ્યો–"જે થવાનું હોય તે ભલે થાઓ. પરન્તુ હું તારા વગર જીવી શકું એમ નથી. તું જો મારો તિરસ્કાર કરશે તો હું અહીં જ માથું પટકીને મરી જઇશ. તારા વગરની મારી જીંદગી નકામી છે."

મદનસેનાને આ યુવાનના ગાંડપણથી આશ્ચર્ય અને ભય પણ ઉપજ્યો. એ વિચારવા લાગી, રખેને આ યુવાન તેના પર બળાત્કાર કરે અને તેના અખંડ યૌવનને ખંડિત કરે. આ ભય આવતાંની સાથે જ તે થરથરી ગઈ.

એણે કહ્યું:–"તારી જો આવી જ ઇચ્છા છે તો હમણાં મારા લગ્ન થવા દે અને મારા પિતાની લાંબા વખતની જે

ઇચ્છા છે કે, પોતાની પુત્રીનું કન્યાદાનજ કરવું-તે ઇચ્છા પૂર્ણ થવા દે. પછી હું તારી સ્ત્રી થઇને રહીશ. કેમકે, તારા દૃઢ પ્રેમે મારૂં હૃદય હરી લીધું છે. માટે હમણાં નિશ્ચિંત રહે અને તું અહીંથી ચાલ્યો જા."

સોમદત્તે કહ્યું:-"તારી વાત તો સાચી છે. પરન્તુ હું સાચ્ચો પ્રેમી છું. જે સ્ત્રીએ બીજાને આલિંગન આપ્યું હોય તેવી સ્ત્રી ઉપર મારો પ્રેમ ચોંટતો નથી. બીજાએ ભોગવેલા કમળ સાથે પ્રેમી ભ્રમર કદી પ્રેમ કરી શકે છે ખરો ?"

સોમદત્તનો આ ભાવ સાંભળી મદનસેના બોલી:-"જો એમજ હોય તો હું તને વચન આપું છું કે લગ્ન થયા પછી પહેલ વહેલી હું તારી પાસે જ આવી જઇશ અને તે બાદ મારા પરિણીત પતિ પાસે જઇશ. મારા શબ્દો પર તું વિશ્વાસ રાખ અને મને હાલ મુક્ત કર."

આમ છતાંપણ સોમદત્તને તેના વચન પર ખાત્રી ન થઇ. આખરે મદનસેનાની આજીજી અને તેની સત્યવાણીને એ વશ બની ગયો. તેણે મદનસેનાને જવા દીધી. સોમદત્ત ઉદાસ ચહેરે પાછો પોતાને ઘેર આવ્યો.

થોડાંક દિવસ પસાર થયા બાદ મદનસેનાના લગ્નનો નકકી કરેલો દિવસ આવ્યો. મદનસેનાના પિતાએ ધામધુમ સાથે પોતાની પુત્રીનાં લગ્ન કર્યાં. પતિની સાથે મદનસેના સાસરે સિધાવી. આખો દિવસ તો તેણે ઉત્સવની ધમાલમાં કાઢી નાખ્યો. પણ જ્યારે રાત થઇ ત્યારે તેની મુંઝવણનો પાર ન રહ્યો.

એ ભારે હૈયે અને ગૂંચવાતા મને શયનગૃહમાં પ્રવેશી. પતિ આતુરતાથી તેની રાહજ જોઇ રહ્યો હતો. એ જેવી અંદર પ્રવેશી કે તરત જ તેના પતિએ તેનો ઉમળકાથી સત્કાર કર્યો અને વિનોદવાણીથી તેનું મન રંજન કરવા લાગ્યો.

પણ આ બધો સમય મદનસેના મૂઢ જેવી જ બની બેસી રહી. પતિની સાથે એ વાતો કરતી હતી ખરી પરન્તુ તે વાતોમાં તેનો પ્રાણ નહોતો. જવાબો સ્થિર નહોતાં અને ક્યારેક છબરડો પણ થઇ જતો હતો.

પતિએ તેના મનની આ અસ્થિરતા જોઇ લીધી પરન્તુ કદાચ તે સંકોચવૃત્તિનું પરિણામ હશે એમ સમજી તેણે તે તરફ કંઇપણ ધ્યાન આપ્યું નહિ. એણે પોતાની પત્નીને કહ્યું:— "પ્રિયે! આપણા લગ્નજીવનની આ પ્રથમ શુભ અને પવિત્ર રાત છે. તું મને આલિંગન આપ."

પણ મદનસેના નિરુત્તર જ રહી.

પતિએ જાણ્યું કે નવોઢા શરમાય છે એટલે તે પોતે પલંગ પરથી ઉઠ્યો અને તેને ખેંચી પોતાની પાસે બેસાડી. સ્ત્રી તેની સમીપ સોડમાં બેઠી ખરી. પણ પતિ જ્યારે તેને ચુમ્બન કરવા ગયો ત્યારે તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા. એ તરત જ ઊઠી ઊભી થઇ ગઇ.

પતિએ જાણ્યું કે સ્ત્રીનો પ્રેમ મારા પર જણાતો નથી અને એથી જ તે મને તિરસ્કારી રહી છે. આથી તે ક્રોધે ભરાઇ બોલ્યો—"હે સ્ત્રી! હું જો તને ન ગમતો હોઉં તો મારે તારૂં કંઇ જ કામ નથી. જેનામાં તારૂં ચિત્ત હોય, જે તને વહાલો લાગતો હોય તે પુરુષ પાસે તું જા. મને પછી તારી કે તેની દરકાર નથી."

મદનસેનાએ પતિના આ વચનો સાંભળી શરમથી પોતાનું મુખ નીચું નમાવી દીધું. એ નત્ મસ્તકે જ ધીમે ધીમે બોલવા લાગી:—

"પ્રાણપતિ! હું મારા પ્રાણ કરતાં પણ તમને અધિક ચ્હાઉં છું. પરન્તુ મારી એક વિનંતિ છે. આનંદથી તમે ઊભા થાવ અને હું જે કહું

તે તમે સાંભળો. મારો ગુન્હો માફ કરો. મારા પર દયાની દ્રષ્ટિ નાંખો અને મને શિક્ષામાંથી મુક્ત કરવાની પ્રતિજ્ઞા લો તો હું તમને મારી એક વાત સંભળાવું."

સ્ત્રીના આ શબ્દો સાંભળી પતિ આશ્ચર્ય પામી ગયો. સાથે સાથે તેને દિલગીરી પણ વ્યાપી ગઇ તોપણ તેના કહેવા મુજબ તેણે તેને વચન આપ્યું.

મદનસેનાએ લજ્જા, નિરાશા અને ભય સાથે સોમદત્તને જે વચન આપ્યું હતું તે બધી વાત વિગતવાર કહી બતાવી. તે બોલી–"પ્રાણેશ! હું આવું વચન તેને આપતે જ નહિ. પરન્તુ તે સમયે હું અસહાય, એકલી હતી. એને જો ના પાડત તો તે મારા પર બળાત્કાર કરે તેમ હતું અને તેથી મારૂં બાળબ્રહ્મચર્યવ્રત ખંડિત થાય તેમ હતું. આથી જ મેં સોમદત્તને વચન આપ્યું હતું કે–'જો તું મને હમણાં જવા દેશે તો હું પરણ્યા પછી પ્રથમ તારી પાસે આવીશ, અને તે બાદ મારા પતિની સાથે પ્રેમવિહાર કરીશ.' માટે હે પ્રાણેશ! મેં જે વચન એને આપ્યું છે તે પાળવાની મને રજા આપો. હું તેની પાસે જઇ એક ક્ષણમાં જ તમારી પાસે પાછી આવીશ. આ મોટું પાપ કર્મ છે. પરન્તુ મેં બાલ્યાવસ્થાથી જે સચ્ચાઇ પાળી છે, તે સચ્ચાઇનો આજે મારાથી ત્યાગ કરી શકાતો નથી મારા શિયળની રક્ષા તો પ્રભુ કરશે. એની ઇચ્છા હશે તો મારો વાળ પણ વાંકો થશે નહિ અને હું અખંડ યૌવને તમારી સેવામાં હાજર થઇ શકીશ. માટે મને તેની પાસે જવાની આજ્ઞા આપો."

પતિ પોતાની નવવધુના આ ન ધારેલાં શબ્દો સાંભળી જડ–અવાચક જેવો બની ગયો. તેને આવી વાતની જરાપણ કલ્પના નહોતી એટલે આ ઓચિંતા વચનરૂપ પ્રહારથી તે તત્કાળ જ ઘવાઇ ગયો. પરન્તુ તેણે સ્ત્રીને નિર્ભયતાનું વચન આપ્યું

હતું એટલે તે કંઇ કરી શકે એમ નહોતું. તે નિરૂપાય જ હતો.

તેણે વિચાર કર્યો—હાય! મને ધિક્કાર છે! એને પણ ધિક્કાર છે! એ બીજા ઉપર આસક્ત છે એટલે તેની પાસે જશેજ. અને હું એને રોકું પણ શા માટે? જે સ્ત્રીએ બીજા પુરુષને પોતાના ચિત્તમાં ધર્યો હોય તે, પતિને કેવી રીતે વફાદાર રહી સુખ આપી શકે. ખરૂં જ કહ્યું છે કેઃ—

न स्त्रीणामप्रियः कश्चित् प्रिये वापि न विद्यते ।
गाव स्तृणमिवारण्ये प्रार्थयन्ति नवम् नवम् ॥

"સ્ત્રીઓને કોઇ અપ્રિય તેમ કોઇ સદા પ્રિય જ છે, એવું કંઇ હોતું નથી. જેમ ગાયો અરણ્યમાં નવાં નવાં આવતાં જતાં ઘાસ ઉપર પ્રીતિ કરતી જાય છે તેમ સ્ત્રીઓ પણ નવનવા પુરૂષો પ્રત્યે પ્રીતિ ધરાવે છે."

માટે જ્યાં સ્ત્રી જ આવી દુર્ભાગી નીકળી છે ત્યાં હું એને રાખીને પણ શું કરૂં? એ હવે મારી સ્ત્રી-પત્ની છે, એવા ભાવ પણ મારે શા માટે આણવા જોઇએ? આમ વિચારી પતિએ તેને મરજી મુજબ, યથેચ્છ સ્થળે જવાની આજ્ઞા આપી.

મદનસેના ઊભી થઇ. પતિને પ્રણામ કર્યા અને ત્યાંથી તરત જ બહાર નીકળી પડી.

ચાંદની રાત ચમકી રહી હતી. રસ્તો નિર્જન હતો. એ નિર્જન રસ્તાને ભેદતી કોઇ ચમકતી ચંદા સરીખી મદનસેના ત્વરિત વેગથી પોતાનો માર્ગ કાપી રહી હતી. નગરજનો ગાઢ નિંદ્રામાં પોઢેલા હતા.

એ સમયે એક ચોરે મદનસેનાને ઝડપથી ચાલી જતી જોઇ. યૌવનવતી અને સોળે શણગારથી સજેલી સ્ત્રીને એકાંત સ્થળે જોતાં તેનું હૃદય હર્ષથી રાચી ઊઠયું. તેણે તરત જ દોડીને તેનો પાલવ ઝાલ્યો. કહ્યું:—"શ્રીમતીજી! કયાં જાવ છો? આ

અડધી રાત્રિના ?"

મદનસેના ઓચિંતા માર્ગ રૂંધનથી ગભરાઇ. તે બોલી:–"ભાઇ! તારે તેનું શું કામ છે? મને મોડું થાય છે; માટે જવા દે."

"કયાં ? કોને ખૂશ કરવો છે ?"

"તું શા માટે મને હેરાન કરે છે ? મને મુક્ત કર. હું તને મારા ઘરેણાં કાઢી આપું છું."

"એકલાં ઘરેણાંથી કંઇ ચાલે ? હું તો ચોર છું. ઘરેણાં પણ લઇશ અને તારૂં યૌવન પણ લુંટીશ. અનાયાસે આ તક મળી છે એને છોડે એ બીજો. આ બદો નહિ."

ચોરના આ શબ્દો સાંભળી સ્ત્રીના મોતીયા મરી ગયા. આ સમયે તેની વહારે ધાય એવું કોઇ જ નહોતું. રાત્રિ ઝડપથી પસાર થતી હતી. સ્ત્રીને નિર્ણય તરત જ કરી દેવાનો હતો. પ્રભાત થાય તે પહેલાં તો તેને પોતાને ઘેર પહોંચી જવાનું હતું.

સ્ત્રીએ ચોરને પોતાની બધી વાત કહી દીધી. શા માટે તે આવા કસમયે એકલી જઇ રહી છે તેનું કારણ પણ સંકોચ વગર બતાવી દીધું. તેને પ્રાર્થના કરતાં તે બોલી !–"તું મારા ઉપર ઉપકાર કર અને આ ક્ષણે મને જવાની રજા આપ. જેથી હું મારી પ્રતિજ્ઞા પૂરી કરૂં. જો તું ઊભો રહેશે તો તે પ્રતિજ્ઞા પૂર્ણ થતાં જ હું અહીં તારી પાસે પાછી આવીશ ! માટે હે સજ્જન પુરૂષ ! મારી આ માંગણી સ્વીકારી લે ! હું કદી પણ મારૂં આપેલું વચન ભંગ કરીશ નહિ !" સ્ત્રી તેની આગળ ઘુંટણીયે પડી કાલાવાલા કરવા લાગી.

ચોરના હૃદયમાં પ્રભુ વસ્યો. તેને આ સ્ત્રીના વચન માટે પૂર્ણ આદરભાવ પ્રકટયો. તેણે કહ્યું:–"હું તારા પર વિશ્વાસ રાખી તને હમણાં જવા દઉં છું પરન્તુ આજ સ્થળે હું તારા

પાછા આવવાની રાહ જોતા બેસી રહીશ. તું તારા વચન મુજબ જલદીથી મારી પાસે પાછી આવજે."

હરિણી જેમ શિકારીના પંજામાંથી છટકી દોડે તેમ મદનસેના ચોરના પંજામાંથી છૂટતાં દોડવા લાગી અને ઝડપથી એ સોમદત્ત પાસે આવી પહોંચી.

સોમદત્તે જ્યારે પોતાની વહાલી પ્રિયાને એકાન્તના સમયે પૂર્ણ બહાર સાથે આવેલી જોઇ ત્યારે તેનો હર્ષ સમાયો નહિ. એ તને આલિંગવા ગયો પણ તેજ અરસામાં તેના મનમાં એક વિચાર વિજળીની ત્વરાથી ઝબૂકી ગયો. એણે મદનસેનાને પૂછ્યું:

"તારા પતિએ મારી પાસે આવવાની તને રજા આપી છે કે તું એકલી જ તેને કહ્યા વગર ચોરી છૂપીથી અહીં આવી છે?"

મદનસેનાએ એના જવાબમાં બધી વાત વિસ્તારપૂર્વક કહી સંભળાવી. ચોરની વાત પણ તેણે કરી. પછી બોલી:–"હે યુવાન! હવે વિલંબ ન કર. મારે પ્રભાત પહેલાં તો ઘેરે પહોંચી જવાનું છે! તું તારી ઇચ્છા પૂરી કર અને મને વચનમાંથી મુક્ત કર."

સ્ત્રીના આ શબ્દો સાંભળતાં જ સોમદત્તના જ્ઞાનચક્ષુ ઉઘડી ગયા. તેને પોતાના આ કૃત્યથી લજ્જા આવી. નીચું મુખ કરી એ ઊભો જ રહ્યો.

મદનસેનાએ પાછું તેને પોતાનું વચન યાદ દેવડાવ્યું.

સોમદત્તે આખરે જીભ ઉઘાડી. એ બોલ્યો:–"હું મૂર્ખ છું કે તારી સાથે–એક અજાણી સ્ત્રી સાથે મેં આ કૃત્ય કર્યું. પારકી સ્ત્રી નરકની ખાણ છે. રાક્ષસ જો કોપાયમાન થાય તો તે પ્રાણ જ લે પરન્તુ પરસ્ત્રી તો આલોક અને પરલોક એ બન્નેનો નાશ કરે છે. મારે તારી જરૂર નથી. હું અંધ હતો કે મેં તારામાં

મારી દ્રષ્ટિ ઉઘાડી. હું હવે પરિણીતા સ્ત્રી છે. તારા પતિને તારે વફાદાર રહી તેને જ આધિન બનવું જોઇએ એ તારી સ્પષ્ટ ફરજ છે. અને જે પરણેલી સ્ત્રી પર કુદ્રષ્ટિ કરે છે, જે એવી સાથે વિલાસ ભોગવે છે તે રૌરવ નરકનો અધિકારી બને છે. માટે તું જેવી રીતે અહીં ગૂપચૂપ આવી તેવી જ રીતે તું પાછી ચાલી જા. મારી આંખો હવે ઉઘડી ગઇ છે. ચાલી જા."

મદનસેનાએ કહ્યું:—"જેવી આપની ઇચ્છા. આપનામાં આ સદ્બુધ્ધિ આવી છે તે માટે હું આપનો આભાર માનું છું."

અને એમ કહીને તે ત્યાંથી ઉતાવળે પગલે ચાલી ગઇ.

ચોર તેની વાટ જ જોઇ રહ્યો હતો. મદનસેનાને તરત જ પાછી આવેલી જોઇ એ બોલ્યો:—"હે સ્ત્રી! તું જ્યાં તારૂં વચન પાળવા ગઇ હતી ત્યાં શું કરી આવી?"

સોમદત્તે કેવી રીતે તેને પરસ્ત્રી ગણી છોડી દીધી હતી તે વાત મદનસેનાએ વ્યવસ્થિત રીતે ચોરને કહી સંભળાવી.

આ સાંભળી ચોર બોલ્યો:-"ઓહોહો! જો એમજ છે તો હું પણ તારી સચ્ચાઇ ઉપર ઘણો પ્રસન્ન થયો છું. તને મુક્ત-દાન આપું છું. તું તારી ઇચ્છા આવે ત્યાં જઈ શકે છે. પર-સ્ત્રીનો સંગ કરી હું શા માટે નર્કનો કીડો બનું?" અને એમ કહીને તેણે સ્ત્રીને જવા દીધી. એટલું જ નહિ. એકાન્ત હતું. ઘોર રાત્રિ હતી એટલે ઠેઠ સુધી તેને મૂકી પણ આવ્યો.

મદનસેના પોતાના અખંડિત શિયળ સાથે પ્રસન્ન થતી થતી સ્વામીને ત્યાં આવી અને કોઈ ન જાણે તેમ ધીમે ધીમે ઘરમાં પ્રવેશી પોતાના શયનખંડમાં દાખલ થઇ ગઇ. પતિને પ્રણામ કરીને એ ઊભી રહી.

પતિએ પુછ્યું:—"કેમ તારા પ્રેમીને સંતોષી તારૂં વચન પાળ્યું ને?"

મદનસેના મૌન જ ઊભી રહી. શું બોલવું તેની તેને સમજ પડી નહિ.

પતિએ ક્રોધથી કહ્યું:–"મોઢામાંથી બોલ તો ખરી કે ત્યાં જઇને તેં શા રંગ માણ્યા? તારા પ્રેમીએ તને કેવી રીતે રાજી કરી!"

મદનસેના પતિના પગ સમીપ બેસી ગઇ અને જે પ્રમાણે બન્યું હતું તે તમામ વાત સત્યરૂપમાં કહી બતાવી.

આ સાંભળતાં જ પતિ આશ્ચર્ય પામી ગયો. પ્રથમ તો તો તે સ્ત્રીનાં આ શબ્દો પર વિશ્વાસ કરી શક્યો નહિ પરન્તુ જ્યારે તેણે તેની મુખમુદ્રા જોઇ ત્યારે તે વાતની તેને પ્રતીતી થઇ. સ્ત્રીના મુખ પર કૌમારના સ્પષ્ટ ચિન્હ જણાતા હતા. શરીર પર સંભોગના કશાં પણ ચિન્હ દેખાતાં નહોતાં!

પતિને સંતોષ થયો કે તેની સ્ત્રી પવિત્ર અને સતી છે! તેણે આનંદથી તેનો સ્વીકાર કર્યો.

અને મદનસેના પતિની સાથે આનંદથી સુખચેનમાં પોતાના દિવસો કાઢવા લાગી.



વાર્તા પૂરી થઇ. વૈતાળ બોલ્યો:–"હે રાજા! બોલ! આ ત્રણમાં વધુ ઉદાર કોણ? ચોર, સોમદત્ત કે તેનો પતિ? તું જો એનો જવાબ ન આપશે તો તારા મસ્તકનાં ટૂકડે ટૂકડાં થઇ જશે!"

રાજા બોલ્યો:–"ચોર."

"કારણ? પતિ કેમ નહિ?"

"પતિ ઉદાર થયો નથી. કેમકે તેણે જ્યારે જાણ્યું કે તેની સ્ત્રી પરપુરુષને ચહાય છે ત્યારે તેણે વિચાર્યું કે આવી બેવફા સ્ત્રીને ઘરમાં રાખવાથી લાભ શો? અને આથીજ તેણે તેને મરજી મુજબ વર્તવા માટે કહ્યું. પરન્તુ પતિ જો આગળથી જાણતે

કે તેની સ્ત્રી બીજા પર મોહ પામેલી છે તો તે તેની સાથે લગ્ન જ કરતે નહિ."

"તો પછી સોમદત્તને ઉદાર શા માટે નહિ ગણવામાં આવે? તેણે સ્ત્રીને અખંડ શિયળ સાથે જ પાછી મોકલી એ તેની ઉદારતા નહિ?" વૈતાળે કહ્યું.

"ના. સોમદત્તનું મન ઘણાં દિવસ થઇ જવાથી મદનસેના પરથી ઊતરી ગયું હતું. તેનો મોહ પહેલાંના જેવો તીવ્ર રહ્યો નહિ અને વળી જ્યારે તેણે જાણ્યું કે તેના પતિએ આ વાત જાણી છે ત્યારે તેને ભય પણ લાગ્યો હશે કે રાજાને આ વાત જણાવી તે તેના બુરા હાલ કરાવશે અને આથી તેણે તેનો ત્યાગ કર્યો હોય એ બનવાજોગ છે."

"તો પછી ચોર ઉદાર કેવી રીતે ગણાયો?"

"એજ હવે કહું છું ને?" રાજા બોલ્યોઃ—"ચોરને કોઇનો ભય કે તેને કોઇની ગરજ નહોતી તે તો એકાંતમાં જ ફર્યા કરતો અને પાપ કાર્યમાં પ્રવૃત્ત રહેતો. તેને મધ્યરાત્રિએ, એકાન્ત સમયે, અલંકારો વગેરેથી સજ્જ નવયૌવના સ્ત્રી મળી તો પણ તેને તેણે જવા દીધી, એટલુંજ નહિ પણ તેના શિયળની રક્ષા કરવા તે તેને છેક એના ઘર સુધી મૂકી પણ આવ્યો. આમ હાથમાં પૂરેપૂરા સપડાયલા શિકારને તેણે સ્વેચ્છાએ જવા દીધો અને આજ તેનું ઉદારચરિતપણું છે. માટે જ આ ત્રણેમાં ચોર વધુ ઉદાર છે."

રાજાના આ શબ્દો પૂરા થયા કે તરત જ શબ ખભા પરથી ઉડી ગયું અને પેલા ઝાડ પર જઇ લટકવા લાગ્યું.

રાજા વિક્રમ પાછો તેને લેવા માટે ઝડપભેર દોડવા લાગ્યો.



# ઇંદુલેખા—તારાવળી અને મૃગાંકવતી

## [૧૦]

રાજા વિક્રમ પાછો સ્મશાનમાં દોડ્યો. ઝાડ ઉપરથી શબને ઊતાર્યું અને પોતાની ખાંધ પર નાંખી આગળ ચાલવા માંડ્યું.

થોડુંક ચાલ્યો ન હશે ત્યાં તો ખભા ઉપર બેઠેલો વૈતાળ બોલ્યો:—"રાજા પેલા જોગી માટે તું જે જહેમત ઉઠાવી રહ્યો છે તે પ્રશંસનીય છે. હું તારી હિમ્મત અને દિલાવરી ઉપર પ્રસન્ન થયો છું. રસ્તામાં તને થાક ન લાગે અને આનંદથી માર્ગ કપાય તે માટે એક મનોરંજક વાર્તા કહી સંભળાવું છું તે તું સાંભળ:—

વૈતાળે વાર્તા શરૂ કરી.

પૂર્વે ગૌડ દેશમાં વર્ધમાન નામનું એક નગર હતું. આ નગરમાં ગુણશેખર નામનો એક રાજા રહેતો હતો. આ રાજાને એક જૈન પ્રધાન હતો અને તેનું નામ અભયચંદ હતું.

અભયચંદમાં ધાર્મિક અભિમાન હતું. અન્ય માર્ગીઓને જૈન ધર્મમાં લાવવાની તેની મુરાદ હતી અને એને લઈને તે પોતાના ધર્મનો પ્રચાર પણ છૂટથી કર્યા કરતો હતો.

રાજા ગુણશેખર પર પ્રભાવ નાખી તેણે તેને જૈન ધર્મી બનાવ્યો. શૈવમાર્ગી રાજાએ જૈન ધર્મ સ્વીકારી શૈવપૂજન, બળિદાન, પિંડપ્રથા આદિની મના ફરમાવી.

શૈવધર્મી પ્રજા આ અત્યાચારથી ત્રાસી ગઇ. પણ પ્રધાને પોતાની સત્તાના મૂળ ખૂબ જ ઊંડા નાંખેલા હતા એટલે તેમનું કંઇ જ ચાલ્યું નહિ. પ્રજા પર જુલ્મની ઝડી વર્ષવા માંડી.

આજ અરસામાં રાજા ગુણશેખરનું આકસ્મિક નિધન થયું. પ્રજાએ છૂટકારાનો દમ ખેંચ્યો. રાજાના પાટવીપુત્ર ધર્મધ્વજે સત્તાના સુકાન હાથમાં લીધા.

આ રાજા કટ્ટર શૈવપંથી હતો. ગાદી પર આવતાંની સાથે જ તેણે પ્રધાન અભયચંદને ગિરફતાર કર્યો અને તેને મોઢે ચુનો ફેરવી તેને નગર બહાર કાઢી મૂકયો. ફરી પાછી શૈવધર્મની ધજા વર્ધમાન નગરમાં ફરકવા લાગી.

ધર્મધ્વજ પ્રજાપ્રિય અને ન્યાયી હતો. એના શાસનકાળમાં પ્રજા સુખી અને આબાદ હતી.

આ રાજાને ત્રણ રાણીઓ હતી. મુખ્ય રાણીનું નામ ઈંદુબાળા. બીજીનું નામ તારાવળી અને ત્રીજીનું નામ મૃગાંકવતી હતું. ત્રણે રાણી રૂપ અને સુન્દરતામાં એકએકથી ચઢે એવી હતી. દરેકના રંગ ફુટડા, આકર્ષક અને કાંચનસમા હતા. ત્રણે નિપૂણ હતી.

રાજાનો પ્રેમ આ ત્રણે રાણીઓ પર એકસરખો જ હતો. ત્રણેને એ ચાહતો અને થોડોક થોડોક સમય દરેકના સહવાસમાં ગાળતો. રાણીઓ પણ સંપથી રહેતી અને રાજાને દરેક પ્રકારનું સુખ આપવા પ્રયત્ન કરતી હતી. રાજાએ બધા શત્રુઓને પરાજિત બનાવી તેમને પોતાના દાસ બનાવ્યા હતા એટલે તેને હવે કોઇપણ જાતની ફિકર-ચિન્તા નહોતી. આનંદથી એ પોતાનો

સમય રાણીઓના સહવાસમાં ગાળી પોતાનો કાળ ગુજારતો હતો.

એક સમયે વસંતઋતુનો સમય હતો. સારી ય પૃથ્વી નવપલ્લવિત બની આનંદને હિલોળે ચઢી હતી. જ્યાં જુવો ત્યાં રસ અને રંગનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું.

રાજા પોતાની મુખ્ય રાણી ઇંદુલેખાને લઇને એક વસંત ઉદ્યાનમાં વિહાર કરવા માટે ગયો. ઉદ્યાનની શોભા અનુપમ બની હતી. ઠેકાણે ઠેકાણે ભમરાઓનો ગુંજારવ થઇ રહ્યો હતો. નવાં નવાં મધુર પુષ્પોમાંથી ભોગી ભમરો રસ ચુસી રહ્યા હતા. વાતાવરણ રસમય અને કામ પ્રેરક બન્યું હતું. રાજાના મનમાં શૃંગારરસનો આવિર્ભાવ થયો અને તે ઇંદુલેખાની સાથે રસમસ્તીએ ચઢયો.

રમતાં રમતાં રાજાએ ઇંદુલેખાની વેણીની લટ પકડી કે તરત જ તેના કાન ઉપર ખોસેલું કમળ-પુષ્પ ઇંદુલેખાના ખોળામાં પડી ગયું ! પુષ્પના પડવાથી મહારાણીની સુકોમળ સાથળ ઉપર એક ઘા પડી ગયો. એની વેદનાથી તેના મુખમાંથી 'હાય હાય' ! શબ્દો નીકળી પડયા અને એ તરત જ મૂર્છાગત થઇ જમીન ઉપર ઢળી પડી.

રાજા આ આકસ્મિક બનાવથી ગભરાઈ ગયો. સેવકો-વૈદો દોડી આવ્યા. ગુલાબજળ છાંટવામાં આવ્યું. મૃદુ ઉપચારો કરવામાં આવ્યા. રાજવૈદે જ્યાં ઘા થયો હતો ત્યાં ઉત્તમ પ્રકારના ઔષધોવાળી મલમપટ્ટી લગાવી. તે પછી રાણીને રાજમહેલમાં લઇ જવામાં આવી. અહીં ધીમે ધીમે તે પોતાની મૂળ સ્થિતિએ આવવા લાગી.

રાજાએ જ્યારે જોયું કે હવે ઇંદુલેખાને આરામ છે અને તેને કોઇપણ પ્રકારનો વાંધો આવે એમ નથી એટલે તે પોતાની બીજી રાણી તારાવળીને લઇને ચન્દ્રપ્રાસાદ નામના ક્રીડા ભવ-

નમાં વિહાર માટે ગયો.

રાજા અને તારાવળી બન્ને આનંદથી ક્રીડા કરવા લાગ્યા. મંદમંદ સમીર વાઈ રહ્યો હતો. માદક ઋતુ હતી. પાસે જ સ્વરૂપવતી અને યૌવનથી ખિલેલી સુંદરી હતી; એટલે રાજા પોતાપણું ભૂલી રસરંગમાં ચકચૂર બન્યો.

ક્રીડા કરતાં કરતાં સુકુમાર રાણી થાકી ગઇ, અને રાજાના ખોળામાં જ સૂઇ ગઇ. રાણીના શરીર ઉપરથી વસ્ત્રો ખસી ગયા હતાં એટલે તેનું શરીર લગભગ નગ્ન જેવું જ થઇ ગયું હતું.

આજ અરસામાં વાદળામાં છૂપાયલો ચન્દ્ર બહાર નીકળી આવ્યો. ચન્દ્રના કિરણો જાળી વાટે રાણી તારાવળીના નગ્ન દેહ ઉપર પડયા. રાણી તત્કાળ જ જાગ્રત થઇ ગઈ અને "વોય! વોય! હું બળું છું! બળું છું! એમ ચીસો પાડવા લાગી અને પલંગ ઉપરથી ઊભી થઇ પોતાના શરીરને પંપાળવા લાગી.

રાજા કે જે અર્ધ નિદ્રામાં હતો, તે ચોંકીને જાગી પડયો. 'શું છે? શું છે?' એમ તેણે રાણીને પૂછવા માંડયું. રાણીએ પોતાના દેહ પર થયેલા ફોલ્લા બતાવ્યા. રાજા એ ફોલ્લા જોઇ આશ્ચર્ય પામી ગયો. ફોલ્લાથી રાણીને આખા શરીરે પીડા થતી હતી.

રાજાએ પૂછયું:– "પ્રિયે! આ ફોલ્લા આમ એકાએક કેવી રીતે ફુટી નીકળ્યાં?"

તારાવળીએ કહ્યું:–"મારા ખુલ્લા શરીર ઉપર ચન્દ્રના કિરણો પડયાં અને તેને લઇને આ ફોલ્લા ફુટી નીકળ્યા છે."

રાજાએ અનુચરો તથા સેવિકાઓને બોલાવી સુંદર કમળ-પુષ્પોની શય્યામાં રાણીને સુવાડવામાં આવી. રાજવૈદે આવી તેના અંગ પર ઔષધો અને ચંદનોનો લેપ લગાવ્યો. આ તાત્કાળિક ઉપાયોથી રાણીને કંઇક રાહત મળી.

ત્રીજી રાણી મૃગાંકવતીને આ બનાવની ખબર પડી એટલે એ તરત જ તારાવળીને મળવાને માટે પોતાના મહેલમાંથી બહાર નીકળી. રસ્તો ખુલ્લા મેદાનમાંથી જતો હતો. રાણી આ ખુલ્લા મેદાનમાં ઝડપથી આગળ વધવા લાગી.

આ જ અરસામાં કોઇના ઘરમાં ધાન્ય ખંડાતું હતું: રાત્રિનો સમય અને નિર્જન વસ્તી હતી. એટલે એ અનાજ ખાંડવાનો અવાજ તેના કાન પર તરત જ આવ્યો. અને એ આવતાંની સાથે જ રાણી પોતાના બે હાથ હલાવતી હાય! હાય! પોકારવા લાગી. વેદનાથી તેનું અંગે અંગ કંપવા લાગ્યું. એ માર્ગમાંજ બેસી ગઇ અને પછી જ્યારે થોડીક શાન્તિ વળી ત્યારે તે ઉઠીને ચાલતી ચાલતી મહેલમાં પહોંચી.

પોતાના અંતઃપુરમાં આવીને તે શય્યા ઉપર પડી અને વેદનાથી ચીસો પાડવા લાગી. દાસીઓ તથા પરિજનો દોડી આવ્યા. રાજા પોતે પણ તેની સમીપ આવી પહોંચ્યો.

રાણીના બન્ને સુકોમળ હાથ ઉપર બે મોટાં કાળા ચાંઠા પડી ગયાં હતાં. રાજાએ એ જોયાં અને પૂછ્યું:—"પ્રિયે! તું તો સારીસમી હતી અને આ ચાંઠા કેવી રીતે પડી ગયા? શું કોઇ અકસ્માત થયો કે પછી તું અગ્નિથી બળી!"

રાણીએ આંખમાં આંસુઓ સાથે પોતાના બે હાથ બતાવી કહ્યું:—"પ્રાણપતિ! જેવો મેં અનાજ ખંડાતા સાંબેલાનો અવાજ સાંભળ્યો, તેવા જ મારા હાથમાં આ ચાઠાં પડી ગયાં છે!"

રાજા આ આકસ્મિક બનાવથી મહા આશ્ચર્યમાં પડી ગયો. એ વિચારવા લાગ્યો આવી તે કેવી સુકુમારતા! રાજવૈદે આવીને રાણીના હાથો પર મલમ આદિનો લેપ કર્યો. રાણીએ શાન્તિ અનુભવી.



અહીં વાર્તા પૂરી થઈ. શબમાં પ્રવેશેલા વૈતાળે રાજા વિક્રમને પ્રશ્ન કર્યો– "બોલ, રાજા! આ ત્રણ રાણીઓમાંથી વધારે સુકોમળ અને મૃદુ કોણ? રાણી ઇંદુલેખા કે રાણી તારામતી કે પછી રાણી મૃગાંકવતી? તું એનો ઉત્તર નહિ આપશે તો તારા મસ્તકના ટૂકડે ટૂકડા થઇ જશે."

વિક્રમે કહ્યું:– "સાંબેલાંને અડકયા વગરજ, તેનો અવાજ સાંભળવાથી માત્ર જેના હાથમાં ચાઠાં પડી આવ્યા તે જ રાણી મૃગાંકવતી અતિ સુકુમાર ગણાય."

વૈતાળે કહ્યું:–"રાણી મૃગાંકવતી કેમ? ઇંદુલેખા અને તારાવળી કેમ નહિ?"

વિક્રમે કહ્યું:– રાણી ઇંદુલેખાને કમળ પડયાથી ઘા થયો હતો જ્યારે રાણી તારાવળીને ચન્દ્રના કિરણોના સ્પર્શથી દાહ થઇ ફોલ્લા પડ્યા હતા. એટલે આ બન્નેને બીજાં પદાર્થ સાથે સંબંધ થઇને ઇજા થઇ હતી. જ્યારે મૃગાંકવતીને તો માત્ર અવાજ સાંભળતાંજ હાથે ચાઠાં પડી ગયા હતાં; એટલે પહેલી અને બીજી રાણી કરતાં એ વધુ સુકોમળ કહી શકાય."

આમ વિક્રમે મૌન મૂકીને ઉત્તર આપ્યો એટલે વૈતાળ તેના ખભા પરથી અદૃષ્ય થઇ ઝાડે લટકી ગયો.

રાજા વિક્રમ પુનઃ શબને લેવા માટે ઝાડ તરફ જવા લાગ્યો.



# સમુદ્રસુંદરી

## [૧૧]

સમ્રાટ વિક્રમ પાછો ઝાડ પર ચઢયો અને શબને ખભા ઉપર નાંખી યોગીની પાસે ઉતાવળે પગલે જવા નીકળ્યો.

થોડુંક ન ચાલ્યો ત્યાં તો શબમાં પ્રવેશેલા વૈતાળે ઉચ્ચાર્યું:– "હે વિક્રમ! તારી અથાગ મહેનત જોઇ મને તારા પ્રતિ પ્રેમ ઉપજે છે. તું થાકી જતો હોઇશ. માટે તારો થાક ઉતારવા હું તને એક સુંદર વાત કહું છું તે તું સાંભળ:–

વૈતાળે વાર્તા કહેવા માંડી:–

પૂર્વે પણ્યપુર નામની એક નગરી હતી. આ નગરીમાં વલ્લભનામ નામનો એક બળવાન રાજા રાજ્ય કરતો હતો. રાજાએ પોતાના બળથી દુશ્મનોને હરાવી તાબે કર્યાં હતાં આથી શત્રુની ચિન્તામાંથી તે મુક્ત થયો હતો. રાજકારભાર સત્યપ્રકાશ નામનો એક કુશળ પ્રધાન ચલાવી રહયો હતો. એટલે રાજાને તેની પણ

કોઇ ચિન્તા નહોતી. સત્યપ્રકાશ બુદ્ધિશાળી અને કુશળ વહીવટી હતો. રાજાની બેદરકારી હોવા છતાંપણ તે વફાદારી પૂર્વક રાજ્ય વહીવટ કરી ન્યાય અને નીતિથી વર્તતો હતો. રાજા યુવાન હતો. રાજ કારભારનો ભાર નહોતો એટલે તેણે અન્તઃપુરમાં જ રહી પોતાના દિવસો રંગરાગમાં ગુજારવા માંડ્યા.

સત્યપ્રકાશનો રાજ વહીવટ ખામી વગરનો હતો. તોપણ લોકો અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા. કેટલાકો તેના વહીવટની પ્રશંસા કરતા તો કેટલાકો તેને વગોવવા પણ લાગ્યા. કોઇક કહેતું પ્રધાન સ્વાર્થી છે. પોતાના ખીસાં તર કરવા માટે તે રાજાને સદા રણવાસમાં જ રાખે છે. એને બહાર પણ આવવા દેતો નથી. સત્યપ્રકાશને કાને આ બધી વાતો આવતી. પરન્તુ તે તેના તરફ ધ્યાન આપતો નહિ.

દિવસે દિવસે તેની વિરૂદ્ધ વાતાવરણ વધુને વધુ ઉગ્ર થતું ગયું એટલે પ્રધાનને તેના ઉપર ધ્યાન આપવાની જરૂર પડી. એક દિવસે તે વિચારવા લાગ્યો. આટલી આટલી રાજા અને પ્રજાની સેવા કરૂં છું તો પણ મને યશ મળતો નથી. પ્રજા મને સ્વાર્થી, દગલબાજ અને કપટી સમજે છે. રાજાને પોતાનું ભાન નથી. એ રંગરાગમાં જ સર્વસ્વ જોઇ રહ્યો છે. હવે હાથે કરીને આ ભાર શા માટે સહેવો ? એમાંથી મુક્ત જ થઇ જવું. પરન્તુ રાજા પાસેથી કેવી રીતે રજા લેવી અને આ ભાર ત્યજી દેવો તેનો નિર્ણય એ કરી શકયો નહિ.

પોતાની સ્ત્રી લક્ષ્મીને તેણે આ વિચાર જણાવ્યો. લક્ષ્મી નામ મુજબ જ પ્રભાવશાળી અને બુદ્ધિમાં તેજ હતી. તેણે કહ્યું:—"તમે રાજા પાસેથી તીર્થયાત્રાનું નામ લઇ રજા માગી લો. કહો કે—'મારે તીર્થયાત્રાએ જવું છે. રજા આપો.' રાજા રજા આપશે જ. ન આપે તો પણ તમે જવાનો નિશ્ચય એને

સંભળાવી દો. એટલે એનો છૂટકો થશે નહિ. આમ થોડોક સમય પરદેશમાં ગાળશો ત્યારે તમારી નિઃસ્પૃહતા લોકોના જાણવામાં આવશે. અને તમારા શિર ઉપરથી લોકાપવાદનો ભાર ઊતરી જશે."

સ્ત્રીનો આ વિચાર પ્રધાનના મનમાં ઠસી ગયો. તેને ઉકેલ મળી આવતાં આનંદ થયો. પોતાની સ્ત્રીની તેણે પ્રશંસા કરી અને બોલ્યો– "તારૂં કહેવું વ્યાજબી છે. હું આમજ કરીશ."

એ પછી તે રાજા પાસે ગયો અને તીર્થયાત્રાએ જવા માટે થોડાક દિવસની રજા માગી. રાજાએ કહ્યું:– "પ્રધાનજી! તીર્થયાત્રાની જરૂર શી છે? અહીંજ રહ્યા રહ્યા પ્રભુભક્તિ કરો અને જીવનને ધન્ય માનો."

પ્રધાને કહ્યું:– "એમ ન થઇ શકે. આ જીવનનો હવે ભરોસો નથી. જે જીંદગી રહી છે તેમાં તીર્થાટન કરી જીવનને પવિત્ર બનાવું."

રાજાએ કહ્યું:–"તીર્થાટન કર્યા વગર શું મુક્તિ ન મળી શકે?"

"ના, મુક્તિ માટે ભગવદ્ભજન આવશ્યક છે. અને એ ભગવદ્ભજન એકાન્ત સ્થળમાં બેસીને કે પછી પવિત્ર તીર્થોમાં ફરીને જ કરી શકાય છે."

આખરે પ્રધાનનો ભારે આગ્રહ જોઇ રાજાએ તેને કમને રજા આપી.

સત્યપ્રકાશે ઘેર જઇ પોતાની સ્ત્રીને કહ્યું:– "હું યાત્રા કરવા જાઉં છુ. તું ઘર સંભાળજે."

સ્ત્રીએ કહ્યું:– "હું પણ તમારી સાથે આવીશ."

પ્રધાને તેને સમજાવી અને કહ્યું:– "આ વખતે મને એકલોજ જવા દે. પછી બીજી વખત મોટી યાત્રાએ સાથે જઇશું."

અને એમ કહી સત્યપ્રકાશ યાત્રા માટે ચાલી ગયો.

ચાલતાં ચાલતાં તે શ્વેતબંધુ રામેશ્વર આવી પહોંચ્યો. મંદિરમાં શિવના દર્શન કર્યા. પૂજા કરી અને પછી જેવો બહાર નીકળે છે તેવીજ તેની નજર સામે સમુદ્રમાં ગઇ. ત્યાં એણે જે જોયું તેનાથી તે આશ્ચર્ય પામી ગયો.

તેણે સમુદ્રમાં એ પ્રચન્ડ મોજાને ઉછળતાં જોયાં તે પછી તરતજ તેની પાછળ પાંદડાં અને ડાળીઓથી મનોહર, સુવર્ણ જેવા શોભીતા એક વૃક્ષને જોયું. અને એ વૃક્ષની એક સુંદર ડાળી ઉપર આશ્ચર્ય ઉપજે એવી એક દિવ્ય રૂપસુંદરીને રત્ન-જડિત્ પલંગમાં સૂતેલી દીઠી.

આ દિવ્યાંગનાને જોઇને—તેનું અનુપમ સ્વરૂપ જોઇને પ્રધાન દિંગ્મૂઢ બની બોલી ઉઠયો—"અહાહા! આ તે શું આશ્ચર્ય હશે? આ સમુદ્રકન્યા છે કે પછી કોઇ દેવબાલા છે?"

તે પછી એ દિવ્યાંગનાએ પોતાના હાથમાંની વીણાને ઉંચકી અને સૂર મેળવી મધુર કંઠે આલાપવા માંડયું :—

यत्कर्मबीजमुप्तं येन पुरा निश्चितं स तम्दुंक्ते।
पूर्वकृतस्य हि शक्यो विधिनापि न कर्तुमन्यथाभावः॥

"જે મનુષ્યે પૂર્વ જન્મમાં જેવા કર્મ કર્યાં છે, તે કર્મરૂપી બીજમાંથી ઉત્પન્ન થયેલાં ફળ, તે અવશ્ય ભોગવે છે. પૂર્વ જન્મમાં કરેલાં કર્મને ફેરવી શકવા, તેમાં મીન-મેખ મારવા દૈવ પણ તાકાતવાન નથી."

ગાયન પૂરૂં થતાં જ એ સમુદ્રકન્યા વૃક્ષ સાથે જ જેવી આવી હતી તેવી અલોપ થઇ ગઇ. પ્રધાન સત્યપ્રકાશ આ અદ્દભૂત દ્રષ્ય જોઇ વિચારમાં જ ડૂબી ગયો.

પ્રધાનના મન પર આ અજબ દ્રષ્યે અતિ કુતૂહળ ઉત્પન્ન કરાવ્યું.

તીર્થાટન કરવાનો વિચાર ક્યાંનો ક્યાં અલોપ થઇ ગયો. નગરીમાંથી લાંબા સમય સુધી ગેરહાજર રહેવાનો તેનો નિશ્ચય પણ ચળી ગયો. આ દેવાંશી સમુદ્રકન્યાએ તેના મન પર વર્ચસ્વ જમાવી દીધું. ક્ષણે ક્ષણે એની મૂર્તિ તેના મનપટ પર રમવા લાગી. તેણે વિચાર્યું રાજા વલ્લભનામને આ અદ્દભુત અનન્ય બનાવની જાણ અવશ્ય કરવી જ જોઇએ. એ રૂપરાશિ એ સમુદ્રલક્ષ્મી જરૂર તેને જ યોગ્ય છે. અને આ વિચાર મનમાં પ્રવેશતાંની સાથે જ એ ઝડપભેર પાછો પોતાના નગરમાં આવ્યો.

રાજાને એ મળ્યો. રાજાને પણ તેની ગેરહાજરી દુષ્કળ થઇ પડી હતી. તેને જોતાં જ એ ભેટી પડયો.

પ્રધાને કહ્યું:- "મહારાજ! કોઇએ પણ ન જોયું હોય એવું અજબ આશ્ચર્ય મેં જોયું છું."

"શું ?"

એ પછી પ્રધાને સમુદ્રના મોજાં પર વૃક્ષની ડાળી પર બેઠેલી પેલી અનુપમ સુંદરીની વાત વર્ણવી બતાવી. તેના રૂપના, તેની દેવાંશી જ્યોતિના, તેના મધુર કંઠના વખાણ કર્યાં. એ રૂપસુંદરીનું તેણે એવું તો અનુપમ વર્ણન કર્યું કે રાજા તે સાંભળતાં જ તેને જોવા-પામવા ગાંડો બની ગયો.

તેણે પ્રધાનને કહ્યું-"હું એ સુંદરીને જોવા માટે અતિ ઉત્સુક બની ગયો છું. જ્યાં સુધી હું એને મારી આંખોથી જોઇશ નહિ ત્યાં સુધી મને જંપ વળશે નહિ. માટે તું રાજ્ય કારભાર હાથમાં લે અને મને ત્યાં જવા દે."

પ્રધાન રાજાના આ ઓચિંતા નિર્ણયથી આભો બની ગયો. રાજા એકાએક જ તે સુંદરીને જોવા જવા માટે આગ્રહ કરશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. વળી રાજા આવી રૂપવતી નારીના પંજામાં સપડાય અને પોતાનું રાજકાર્ય પણ ભૂલી જાય

તે એને ગમતું નહોતું. રાજાને તેણે કહ્યું:-"એ સ્રી જરૂર દેવાંશી હતી. સમુદ્રકન્યા જ હશે એમ હું માનું છું. માનવીને મળવી એ દુર્લભ છે. તમે ત્યાં જશો તો પણ એને પામી શકશો નહિ. માટે એની આશા ત્યજી દો. નજરે જોતાં એની પીડા વધશે અને ચિન્તામાં ને ચિન્તા તમે અડધા થઈ જશો. માટે એને જોવાનો મોહ પણ ત્યજી દો. ડાહ્યા પુરૂષોએ કહ્યું છે કે-જે વસ્તુ અપ્રાપ્ય હોય, જે મળી શકે એવી ન હોય તેનો વિચાર-તેનું ચિન્તન પણ ન કરવું જોઇએ. માટે એનો વિચાર જ આપ પડતો મૂકો અને રાજકારભારમાં પ્રવૃત્ત રહો."

પણ રાજાએ તેનું કહેવું ધ્યાનમાં ન લીધું. એણે નિશ્ચય જ કર્યો- 'હું એ કન્યાને નજરે નજર જોઇશ.'

અને પોતાનાં આ નિશ્ચય અનુસાર રાજ્યની લગામ પ્રધાનને સોંપી એણે રામેશ્વરને માર્ગે પ્રયાણ કર્યું.

દેશો, નદીઓ, પહાડો વગેરેને વટાવીને રાજા કેટલેક દિવસે રામેશ્વર આવી પહોંચ્યો. શિવની મૂર્તિને તેણે સાષ્ટાંગ દંડવત્ કર્યાં અને તેની પૂજા વગેરે કરી પોતાનું કામ પૂર્ણ કરવા તેણે તેને પ્રાર્થના કરી.

એ મંદિરની બહાર નીકળ્યો અને સમુદ્ર તરફ ગયો. પણ ત્યાં જે દ્રશ્ય તેણે જોયું તેથી તે ત્યાંજ સ્થંભી ગયો.

રાજાએ સમુદ્રમાં એ પ્રચન્ડ મોજાઓને ઉછળતાં જોયાં. તે પછી તરત જ તેની પાછળ પાંદડાં અને ડાળીઓથી મનોહર, સુવર્ણ જેવા શોભીતા એક વૃક્ષને જોયું. અને એ વૃક્ષની એક સુંદર ડાળી ઉપર આશ્ચર્ય ઉપજે એવી એક દિવ્ય રૂપસુંદરીને તેણે રત્નજડિત પલંગમાં સૂતેલી જોઈ.

રાજા મુગ્ધ બની આ રૂપરાશિને એકી નજરે જોઇજ રહ્યો.

સમુદ્રસુંદરીએ પોતાની હાથમાંની વીણાને ઉપાડી અને મંજુલ સ્વરે ગાવા માંડયું:–

यत्कर्मबीजमुप्तं येन पुरा निश्चितं स तम्दुक्ते।
पूर्वकृतस्य हि शक्यो विधिनापि न कर्तुमन्यथाभावः॥
तस्माद्यत्र यथा यम्द्भवितव्यं यस्य दैवयोगेन।
तत्र तथा तत्प्राप्त्यै विवशोऽसौ नीयतेऽत्र न भ्रांतिः॥

"જે માણસે પોતાના પૂર્વજન્મમાં જેવાં કર્મ કર્યાં છે, તે કર્મરૂપી બીમાંથી ઉત્પન્ન થયેલાં ફળ તેને અવશ્ય ભોગવવા પડે છે. નસીબ પણ પૂર્વજન્મમાં કરેલાં કર્મને ફેરવવામાં શકિતમાન નથી. તેને પણ તેનાં કર્મ અનુસાર ફળ મળે છે. માટે જે માણસને દૈવયોગે જે થવાનું હોય છે, તેને તેવું ફળ આપવા માટે દૈવ, તે કર્માધિન મનુષ્યને તે તરફ, તે ફળ ભોગ-વવા માટે ખેંચી લાવે છે, એમાં જરા પણ શક–ભ્રાંતિ નથી."

રાજા આ મંજુલ કંઠમાંથી ગવાયલું સંગીત સાંભળી ચકિત બની ગયો. આશ્ચર્યભરી આંખોએ તે એના તરફજ મીટ માંડી રહ્યો.

પરન્તુ એજ અરસામાં પેલી સમુદ્રસુંદરી વૃક્ષ અને વીણા સહિત પાણીમાં અદ્રષ્ય થઇ ગઇ.

રાજાએ ભાન ગૂમાવ્યું. તેની બુધ્ધિ અલોપ થઇ ગઇ. એ પોતે પણ જળસુંદરીની પાછળ જવા સમુદ્રમાં કૂદી પડયો.

રાજા સમુદ્રમાં પડયો કે તરત જ નીચે સરી પડયો. અંદર ભૂગર્ભમાં જતાં એણે એક વિશાળ શહેર જોયું. આ શહેર સમૃદ્ધિમાં અતિ ભવ્ય અને અનુપમ હતું. સુવર્ણની ભીંતો, મોતીઓથી ભરેલાં ચક અને રત્નજડિત સ્થંભોથી તે દીપી રહ્યું હતું. તેનો માર્ગ અખંડ રત્નની શીલાઓથી બાંધેલો હતો. ઠેકાણે ઠેકાણે વાવકુવાઓ સ્વચ્છ સ્ફાટિક જેવા જળથી ભરેલાં

દેખાતાં હતાં. રાજા આવી અનુપમ નગરીનાં દર્શન કરતો કરતો ઘરેઘર ફરી વળ્યો. પરન્તુ કોઇ પણ ઘરમાંથી તેને પેલી જળ-સુંદરીના દર્શન થયાં નહિ. બધાંજ ઘર શૂન્ય હતાં. માનવ વસ્તીનું તેમાં નામ નિશાન પણ નહોતું.

શોધતાં શોધતાં તેની નજર એક અતિ રમણિય મહેલ પર પડી. મહેલના દ્વાર ઉઘાડાં અને નિર્જન હતાં. રાજા અંદર પ્રવેશ્યો. મહાલય વિશાળ હતો. એક પછી એક ઓરડા વટાવતો રાજા એક મોટા ભવ્ય ઓરડામાં આવ્યો અને અહીં આવતાંજ તે અટકી ગયો.

આ ઓરડામાં એક રત્નજડિત પલંગ હતો. એ પલંગ પર એક મનુષ્ય ઉચ્ચ પ્રકારની શાલ ઓઢી પોતાનું આખું અંગ ઢાંકી સૂતેલો હતો.

રાજાએ વિચાર્યું-આ આખા વિશાળ મહાલયમાં આ સૂતેલું માનવી કોણ હશે? શું પેલી દિવ્ય સમુદ્રસુંદરી તો નહિ હોય? આમ વિચારીને તેણે એ માનવીના અંગ ઉપરનું વસ્ત્ર ઉંચક્યું અને તેનું મુખ જોયું. મુખ જોતાંની સાથે જ તે ચમકી ગયો અને એકદમ જ બે ડગલાં પાછળ હટી ગયો.

એણે જોયું તો એ પોતાની પ્રિયતમા હતી. જેનું તે ચિન્તન કરી રહ્યો હતો, જેને જોવા માટે તેણે સમુદ્રમાં ડૂબકી મારી હતી તેજ સુંદરીને પોતાની સમીપ જોતાં તેનો હર્ષ માયો નહિ. ધરાઈ-ધરાઇને તેણે એ રૂપરાશિને અવલોકયા કરી.

સ્ત્રીએ પોતાની આંખો ઉઘાડી. જોયું તો પોતાની સામે જ એક રૂપગુણયુક્ત યુવાનને ઉભેલો જોયો. એ યુવાનના અચાનક આગમને તથા પરપુરુષને જોઇને એ ક્ષણભર શરમાઈ નીચું જોઈ રહી પરન્તુ તે બાદ તે ઉત્સાહ સહ શય્યા ઉપરથી નીચે ઊતરી અને રાજાને આવકારતાં બોલી:-"આપ કોણ છો? અને આ પાતાળમાં કેવી રીતે આવ્યા છો?"

રાજાએ કહ્યું–"હે સમુદ્રસુંદરી! હું પુણ્યપુર નગરનો રાજા વલ્લભનામ છું. તને જોવા માટે જ હું અહીં તારી પાછળ પાછળ ચાલ્યો આવ્યો છું."

યુવતી રાજાનું બોલવું નીચા મુખે જ સાંભળી રહી.

રાજાએ પૂછ્યું:–"હવે તું તારો પરિચય આપ. તું કોણ છે અને શા માટે વીણા વગાડી લોકોના મન હરી રહી છે!"

સ્ત્રીએ લજ્જાસહ કહ્યું:–"હે યુવાન! હું મૃગાંકસેન નામના રાજાની કન્યા છું. મારું નામ મૃગાંકવતી છે. મારા પિતા એક દિવસે મને અહીં એકલી જ મૂકીને આખી પ્રજા સાથે ક્યાંક ચાલ્યા ગયા છે. તે દિવસથી હું આ આખા નગરમાં એકલી જ રહું છું. એકાન્તથી જ્યારે કંટાળું છું ત્યારે સમુદ્રની ઉપરના ભાગમાં આવી વૃક્ષ ઉપર બેસી વીણા વગાડી મારા દૈવનો શોક પૂરો કરું છું. વીણાવાદનનું આ મારું રહસ્ય છે."

રાજાએ મૃગાંકવતીને ઉત્સાહ પ્રેરક વચનો કહ્યાં. તેના રૂપની પ્રશંસા કરી. મૃદુ પ્રેમ શબ્દો કહી તેને પ્રેમાતુર બનાવી. સુંદરી ટૂંક સમયમાં જ રાજાના મોહમાં લુબ્ધ બની ગઇ.

રાજાએ તેની આગળ પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો. અને પોતાની પ્રિયતમા થવા તેને વિનવી.

સમુદ્રસુંદરી પણ રાજા પ્રતિ આકર્ષાઇ હતી. તેણે એની પત્ની થવાનું સ્વીકાર્યું. પરન્તુ એ બોલી:–"આ માટે મારી એક શરત છે?"

"કઇ?"

"હું દર મહિને ચાર દિવસ તમારાથી અલગ રહીશ. એ ચાર દિવસ હું ગમે ત્યાં જાઉં, પણ તે સંબંધી તમારે મને કંઇપણ પૂછવું નહિ. તેમ તમારે મને જતાં રોકવી પણ નહિ. કારણ, એનું રહસ્ય ગુપ્ત છે."

રાજા તેના પ્રેમમાં એટલો તો મોહાંધ બની ગયો હતો કે તેણે આ શરત કબૂલ કરી અને તે સ્ત્રીની સાથે ગાંધર્વવિધિએ લગ્ન કર્યાં.

રાજા સમુદ્રસુંદરીની સાથે પાતાળમાં જ રહીને વિલાસસુખ ભોગવી રહ્યો. સુંદરી પણ તેને અપૂર્વ પ્રેમથી સત્કારી તેને આનંદ આપવા લાગી. બન્ને તરૂણ પ્રેમીઓ એકબીજાના પ્રેમમાં નિમગ્ન બની પોતાપણું વિસરી ગયા. રાજા રાત અને દિન એ વિલાસવતી નારીના પ્રેમમાં જ મગ્ન રહેવા લાગ્યો.

દિવસ પર દિવસ જવા લાગ્યા. એટલામાં ચૌદશ આવી પહોંચી સમુદ્ર સુંદરીએ કહ્યું:– "આપ અહીં જ બેસી રહેજો. હું હમણાં કંઇક કામસર બહાર જઇ આવું છું. પણ એકવાતનું ધ્યાન રાખજો આ સ્ફાટિક મણિભુવનના અંદરના ભાગમાં જશો નહિ. તેમ આ વાવમાં પડી મર્ત્યલોકમાં પણ જતા રહેશો નહિ. હું હાલમાં જ પાછી ફરૂં છું."

શરત મુજબ રાજા કંઇજ બોલી શક્યો નહિ. એ પોતાની પ્રિયાને બહાર જતી જોઇજ રહ્યો.

પણ આ જ અરસામાં રાજાના મનમાં એક વિચાર સ્ફુર્યો. એ ઝડપથી ઊભો થયો. તલવાર પોતાના હાથમાં લીધી અને મૃગાંકવતી જે માર્ગે ગઇ હતી તે માર્ગે એ નીકળી પડયો.

એવામાં રાજાએ એક મહા ભયંકર અને શ્યામ વર્ણવાળા રાક્ષસને એ નિર્જન જંગલમાં આવતો જોયો. મૃગાંકવતી તેને જોતાં જ ક્ષણભર ધ્રુજી પરન્તુ તે બાદ તેની સામે ગઇ. રાક્ષસે એક મહા ભયંકર ગર્જના કરી અને તેને પોતાના મુખમાં મૂકી દીધી.

રાજા ફાટી આંખોએ આ અદ્દભૂત અને વિકાળ દ્રશ્ય જોઇ રહ્યો. પોતાની પ્રિય પત્ની સાથેનો આવો વર્તાવ રાજાને અસહ્ય થઇ પડયો. ક્રોધથી તે ઉન્મત્ત બની ગયો અને તત્કાળ જ ગાંડો-

તુર બની તે રાક્ષસના ઉપર ધસી પડયો.

એક ક્ષણવારમાં જ તે રાક્ષસની સમીપ આવી પહોંચ્યો. ક્રોધમાં ઉન્મત્ત બનેલા રાજાએ પોતાની તલવાર વીંઝી અને રાક્ષસ પર ઘા કર્યો. પણ રાક્ષસે તે ઘા ચૂકાવી દીધો.

રાક્ષસ રાજા પર ધસ્યો પરન્તુ તેટલામાંજ રાજાએ પોતાની તલવારને તેના શિર પર ફેરવી દીધી. એક વિજળી જેવો કડાકો થયો અને શિર ધડ પરથી નીચે ગબડી પડયું. રાક્ષસના દેહમાંથી ફુવારાની જેમ લોહીની ધારા વહેવા લાગી.

પરન્તુ રાક્ષસના મરણથી પ્રિયતમાનો વિરહ દૂર ન થયો. એ શોકમાં ડૂબી ગયો અને થોડીક વારે–વારે મૃગાંકવતી ! મૃગાંકવતી ! કહી વિલાપ કરવા લાગ્યો.

એટલામાં તો તેણે જે જોયું તેનાથી તે આનંદ અને વિસ્મય પામ્યો. મૃગાંકવતી સાજી અને તદ્દન ક્ષેમકુશળ હાલતમાં તેની સામે ઊભેલી જણાઇ.

રાજા તેની સામે દોડયો અને તેને ભેટી પડયો. બોલ્યો– "વહાલી ! આ શું આશ્ચર્ય ? તું કયાં હતી ? રાક્ષસના પેટમાંથી કેવી રીતે નીકળી ? શું આ સ્વપ્ન છે ? માયા છે કે પછી કોઇ ઐન્દ્રજાલિકનો ખેલ છે ?"

સમુદ્રસુંદરી પ્રિયતમના વહાલભર્યા આલિંગનમાંથી મુક્ત બની અને બોલી:–"વહાલા ! આ સ્વપ્ન–માયા કે કોઇ કરામત નથી. મારા પિતા એક વિદ્યાધર હતા અને તેમના શ્રાપનું જ આ પરિણામ છે."

"શ્રાપનું ? કોને શ્રાપ આપ્યો હતો ?"

"મને. મારા પિતાને અનેક સંતાનો હતા. પરન્તુ એ બધામાં હું તેમને અતિ પ્રિય હતી. મારા વગર તેમને ચેન

પડતું નહોતું. જમતી વખતે તેઓ મને સાથે લીધા વગર જમ-તા જ નહોતા. હું પણ તેમને અપાર પ્રેમથી ચાહતી હતી.

"મારે એક વ્રત હતું. દર આઠમ અને ચૌદશને દિવસે હું શંકરનું પૂજન કરવા જતી. અને ત્યાર પછી જ જમતી. એક ચૌદશને દિવસે હું અહીં આવીને પૂજન કરવા બેઠી. ભકિત-ભાવમાં એટલી તો તલ્લીન બની ગઇ કે મને સમયનું પણ ભાન રહ્યું નહિ. અને આખો દિવસ આ વનમાં જ પસાર થઇ ગયો.

"આ બાજુ મારા પિતા મારી રાહ જોઇને જ બેસી રહ્યા. એમણે મારી સાથે જમવાની ઘણી રાહ જોઇ પણ હું પાછી આવી નહિ એટલે તેઓ પણ તે દિવસે ભૂખ્યા રહ્યા. તેમને મારા પર અપાર ક્રોધ ઉપજ્યો. રાત્રિના જ્યારે હું ઘેર આવી ત્યારે તેમણે મને જોતાં જ શ્રાપ આપ્યો કે—"તેં મને આજે ભૂખ્યો-તરસ્યો રાખ્યો છે એટલે તું જ્યારે દર આઠમે અને દર ચૌદશે નગર બહાર શંકરનું પૂજન કરવા જશે. ત્યારે એક રાક્ષસ આવી તને ગળી જશે. પરન્તુ તું દર વખતે તેનું હૃદય ભેદી બહાર નીકળીશે. બહાર નીકળ્યાં પછી તને આ શ્રાપ અને રાક્ષસના ગળવાની વાત કે તેનું દુઃખ કંઇ પણ સાંભળશે નહિ, અને તારે આજ સ્થળે એકાન્તમાં રહી તારા દિવસો પસાર કરવા પડશે."

આ શ્રાપ સાંભળતાંજ હું રડી પડી. તેમને પગે વળગી પડી અને બોલી—"પિતાજી! માફ કરો! હું બાલક છું! હવે હું ફરીથી એમ ન કરીશ." મારા અત્યન્ત શોકને લઇને પિતાજી બોલ્યા:—"તું તારા ગુન્હાની ક્ષમા માગે છે એટલે જ હું તને કહું છું કે જ્યારે પૃથ્વી પરનો રાજા વલ્લભનામ અહીં તારી પાસે આવશે અને રાક્ષસને મારી તને બચાવશે ત્યારે જ તું આ શ્રાપમાંથી મૂકિત મેળવી શકીશ અને ત્યારેજ તને આ શ્રાપનું તથા આ આખી વાતનું સ્મરણ પણ થશે."

આમ કહી મારા પિતા મને અહીં એકલી જ રહેવા દઇને પ્રજાની સાથે નિષેધ પર્વત ઉપર ચાલી ગયા. તે દિવસથી હું અહીં એકલી જ રહું છું. રાક્ષસના મરણની સાથે આજે મારો શ્રાપ પણ નાશ પામ્યો છે અને એટલે જ મને આ આખી વાતનું સ્મરણ પણ થઇ આવ્યું છે."

રાજા પોતાની પ્રિયતમાની આ શ્રાપકથા આશ્ચર્યભરી આંખોએ સાંભળી રહ્યો.

મૃગાંકવતીએ કહ્યું:- "મહારાજ! આપને મારી એક પ્રાર્થના છે?

"શી?"

"મને મારા પિતાને મળવાની ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ છે. મને નિષેધ પર્વત પર જવા દો. તમે અહીં રહો અથવા તો તમારા રાજ્યમાં જઇને રહો."

રાજા સમુદ્રસુંદરીના કહેવાનો ભાવ કળી ગયો. તે બોલ્યો:- "સુંદરી! તને તારી જાતિ, તારા પિતા સાંભળ્યાં છે એ વાતમાં કંઇજ આશ્ચર્ય નથી. પરન્તુ હાલ હું તને જવા દઇશ નહિ. માત્ર સાતજ દિવસ તું અહીં રહે અને મને આનંદ આપ. તે પછી તારી ઇચ્છા હોય તો ત્યાં તું જજે. હું તને રોકીશ નહિ."

સ્ત્રી કબૂલ થઇ.

છ દિવસ રાજાએ મૃગાંકવતીની સાથે આનંદમાં ગાળ્યા. મૃગાંકવતી પણ રાજાના પ્રેમમાં તરબોળ બની ગઇ અને તેને સંપૂર્ણ આધિન થઇ રહેવા લાગી.

સાતમો દિવસ થયો. રાજા મૃગાંકવતીને એક વાવ આગળ લઇ આવ્યો. આ વાવ રાજાના નગરને માર્ગે જતી હતી. રાજાએ મૃગાંકવતીને વાતોમાં ચકચૂર બનાવી અને તેને સાથે લઇને એ વાવમાં કૂદી પડયો.

વાવમાં એક કરામતી દ્વાર હતું. આ દ્વાર દ્વારા રાજા પોતાના નગરમાંની વાવ હતી તેમાંથી બહાર નીકળ્યો. બગીચાના માળીઓ તથા નોકરો રાજાને જોઇને પ્રસન્ન થયા અને પ્રધાનને આ સમાચાર આપ્યા.

રાજા સમુદ્રસુંદરી સાથે પાછો શહેરમાં આવ્યો છે એ વાત એક ક્ષણમાં જ સારાય નગરમાં પ્રસરી ગઇ. નગરજનોના આનંદનો પાર ન રહ્યો. ચોઘડીયાં વાજીંત્રો વાગવા લાગ્યા. ઘરેઘર મંગળ ગીતોથી ગૂંજવા લાગ્યું.

પ્રધાન સત્યપ્રકાશે દોડી જઇને રાજા અને રાણીને વધાવી લીધા. તેમને એ મહેલમાં લઇ આવ્યો.

રાજા સમુદ્રસુંદરીને પણ સાથે લઇ આવ્યો છે એ જોઇને પ્રધાન અતિ અચરજ પામ્યો. રાજાએ કેવી રીતે આ સમુદ્રલક્ષ્મીને પ્રાપ્ત કરી હશે તેના જ વિચારમાં એ ડૂબી ગયો. એ સમુદ્રકન્યાને પોતે જોઇ હતી. પોતે તેના રૂપમાં ભાન ભૂલી ગયો હતો. વળી એના સમાચાર તેણે પોતે જ રાજાને આપ્યા હતા. છતાં તે પોતે એ સુંદરીને ન પામી શક્યો અને રાજા એને મેળવી શક્યો એ પણ એક ભાગ્યની જ વાતને ? પ્રધાન આ બધું વિચારવા લાગ્યો.

મૃગાંકવતીએ જોયું કે રાજા તેને લઇને પોતાના નગરમાં આવ્યો છે અને વળી તેણે આપેલી સાત દિવસની મુદત પણ પૂરી થઇ ગઇ છે; એટલે તેણે પોતાના પિતા પાસે જવાની ઇચ્છા કરી. આ ઇચ્છા થતાંની સાથેજ તેણે આકાશગમન કરવાની વિદ્યાને યાદ કરી. પરન્તુ તે વિદ્યાનું તેને સ્મરણ થયું નહિ. આથી તેની ઉદાસીનો પાર ન રહ્યો.

રાજાએ તેનું ચિન્તાતુર મુખ જોઇ પૂછ્યું:—"પ્રિયા! આમ

ઉદાસ કેમ જણાય છે ? શું તને અહીં ગમતું નથી કે પછી હું તને અહીં લઇ આવ્યો છું તે રૂચતું નથી ?"

સ્ત્રી બોલી:–" મને મારા પિતા પાસે જવાની ઉત્કટ ઇચ્છા છે પરન્તુ તમારા સ્નેહને વશ બનીને હું અહીં રહી છું એટલે આકાશમાં ઉડવાની વિદ્યાને વિસરી ગઇ છું. હવે મારાથી ત્યાં જઇ શકાય એમ નથી એટલેજ જરા ઉદાસ બની છું."

રાજા આ સાંભળી મનમાં પ્રસન્ન થયો. પોતાની પ્રિયા હવે તેને ત્યજીને જઇ શકે એમ નથી તે જાણી તેનો ઉત્સાહ બમણો થઇ ગયો. એ આનંદ ઉજવવા તેણે સારાય નગરમાં મોટો ઉત્સવ કરાવ્યો."

પ્રધાન આ ઉત્સવ સમારંભ જોઇ પોતાને ઘેર ગયો અને પથારીમાં સુતો. એટલામાં અકસ્માત તેની છાતી ફાટી ગઇ અને તે મરણ પામ્યો.

પ્રધાનના મરણથી રાજાને અપાર શોક થયો. પરન્તુ સમય જતાં એ શોક હળવો થતો ગયો. રાજા મૃગાંકવતીની સાથે રહી રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો.



અહીં વાર્તા પૂરી થઇ.

ખભા પર બેઠેલા વૈતાળે રાજાને પ્રશ્ન કર્યો–"હે વિક્રમ ! પ્રધાન એકાએક કેવી રીતે મરણ પામ્યો? એના મરણનું કારણ શું ?"

રાજા વિક્રમે કહ્યું–"એનું એક રહસ્ય છે."

"શું ? એને સમુદ્રસુંદરી ન મળી તેનો શોક થયો કે પછી ઇર્ષ્યાથી તે મરણ પામ્યો ?"

વિક્રમ બોલ્યો–"એ બેમાંનું કંઇ જ નથી. પ્રધાન સત્કર્મી

હતો. ન્યાય અને નીતિને ચાહનારો હતો. પ્રજા પર તેનો પ્રેમ હતો એટલે એણે વિચાર્યું કે રાજાએ જ્યારે એક સાધારણ સ્ત્રીના પ્રેમને લીધે રાજ્યનું કામકાજ છોડી દીધું હતું ત્યારે આ સ્ત્રીના પ્રેમમાં તો તે પોતાની જાતને પણ ભૂલી જઇ રાજ્યને સદંતર વીસરી જશે; અને એથી પ્રજા પાયમાલ થઇ જશે. આ વિચાર આવતાંની સાથે જ દુ:ખથી તેનું હૃદય ફાટી ગયું અને તે મરણ પામ્યો."

વૈતાળને આ ખુલાસાથી સંતોષ થયો. પરન્તુ રાજાએ મૌન તોડેલું હોવાથી તે એકદમ તેના ખભા પરથી ઉડી ગયો અને અદ્રષ્ય થઇ ગયો.



# લાવણ્યવતી

## [૧૨]

વિક્રમ શબવાળા ઝાડ પર ચઢ્યો અને શબને ઊતારી, તેને પોતાની ખાંધ પર નાંખી પ્રથમની જેમ જ ઉતાવળે પગલે ચાલવા માંડ્યું.

વૈતાળ પાછો બોલ્યોઃ–" હે રાજા ! તું આમ મહેનત કરવાથી થાકી ગયો છે. તારૂં આખું શરીર પરસેવાથી રેબઝેબ થઇ ગયું છે. તારા ચિત્તને વિનોદ મળે અને તારો શ્રમ ઉતરી જાય એ માટે હું તને એક રસિક કિસ્સો કહી સંભળાવું છું તે તું સાંભળ.

વૈતાળ વાર્તા કહેવા માંડીઃ–

ચુડાપુર નામના નગરમાં ચુડામણી નામનો રાજા શાસન કરતો હતો. આ રાજાને એક મહા પ્રતાપી અને તેજસ્વી ગુરુ હતો. તેનું નામ હતું દેવસ્વામી. આ દેવસ્વામીને એક પુત્ર હતો જે હરિસ્વામીના નામથી ઓળખાતો હતો.

આ હરિસ્વામી રૂપરૂપના અંબાર સરખો ફૂટડો હતો. રૂપમાં એ જેવો અજોડ હતો તેવોજ તે શાસ્ત્રમાં પણ બૃહસ્પતિ સરખો હતો. દ્રવ્યમાં તે કુબેરની હરિફાઇ કરતો હતો. હરિસ્વામીના લગ્ન કૃષ્ણસ્વામીની એકની એક કન્યા લાવણ્યવતી સાથે કરવામાં આવ્યા હતા. લાવણ્યવતી નામ મુજબ જ અતિશય રૂપવતી અને તિલો-તમા–ઉર્વશી જેવી જ મનોહર અને સૌન્દર્યવતી હતી.

એક દિવસે હરિસ્વામી પોતાની અતિ રૂપવતી સ્ત્રીની સાથે મહેલની અગાસીમાં જ આનંદરંગ લૂંટતો શ્રમિત થઇ ચન્દ્રમાની શીતળ ચાંદનીમાં, પલંગ ઉપર નિદ્રાવશ થઈ ગયો. એના જ પડખામાં લાવણ્યવતી પણ રતિશ્રમને લીધે ઊંઘી જવા પામી. ઊંઘમાં લાવણ્યવતીના અંગ ઉપરથી વસ્ત્રો ખસી જવા પામ્યા હતા એટલે તેનું ગૌર અને લલિત અંગ ચાંદનીના પ્રકાશમાં ચમકી રહ્યું હતું.

આ જ અરસામાં મદનવેગ નામનો એક ગાંધર્વ આકાશમાં ફરતો ફરતો, મહેલના ઉપરના ભાગ ઉપર આવી ચઢયો. તેણે અતિ રૂપવતી લાવણ્યવતીને હરિસ્વામીના પડખામાં સૂતેલી જોઇ. એ ગાઢ નિદ્રામાં હતી એટલે તેને પોતાના વસ્ત્રોનું ભાન નહોતું આથી તેના બધા અંગ ખુલ્લા દેખાતા હતા. આ જોઇ ગાંધર્વનું મન મોહાઈ ગયું. લાવણ્યવતીને પામવાની તેની ઇચ્છા દ્રઢ બની ગઇ. મદનના આવેગમાં અંધ બની તેણે આકાશમાંથી નીચે ઊતરી પલંગ ઉપર સૂતેલી તે રૂપવતીને ઉપાડી લીધી અને પુનઃ આકાશમાં ઉડી ગયો.

એ બાદ ટૂંક સમયમાં જ હરિસ્વામી જાગી પડયો. બાજુમાં જોયું તો પોતાની પ્રિય પત્ની જણાઇ નહિ. એ ભયથી ગાભરો બની ગયો અને આખા મહેલમાં તપાસ કરવા મંડી ગયો.

બગીચા–ઉદ્યાનમાં પણ એ ફરી વળ્યો. પરન્તુ લાવણ્યવતી ક્યાંય પણ જણાઇ નહિ. હરિસ્વામી વિચારવા લાગ્યો–'આ તે શું થયું ? લાવણ્યવતી ક્યાં અલોપ થઇ ગઇ ? શું એને કોઇ ઉપાડી તો નથી ગયું કે પછી એ પોતે જ મારાથી રીસાઇ ક્યાંક છૂપાઇ આ ગમ્મત જોઇ રહી હોય ! ના, ના, એમ બને જ નહિ. એને મારાથી રીસાવાનું કંઇ જ કારણ નથી. તો પછી એ ગઇ ક્યાં ?'

હરિસ્વામી લાવણ્યવતીની શોધમાં બાવરો બન્યો. આખા મકાનમાં. ઉદ્યાનમાં તેણે તેની શોધ કરી શહેરની ગલીએ ગલીએ તે ઘૂમી વળ્યો, પણ લાવણ્યવતીનો પત્તોજ ન મળ્યો. આમ વિરહવેદનાથી બળતાં મહાકષ્ટે તેણે રાત્રિ કાઢી નાંખી.

પ્રભાત થયું, સૂર્યના કિરણોએ ગાઢ અંધકારનો નાશ કરી પ્રકાશ રેલાવ્યો. હરિસ્વામીએ લાવણ્યવતીની શોધ માટે ચોમેર માણસો મોકલી દીધાં. એ પોતે નગરના ખુણેખુણામાં ફરવા લાગ્યો. ઘરેઘર એણે તપાસ્યા. પરન્તુ લાવણ્યવતી ક્યાંય જણાઇ નહિ. જેમજેમ એનો એને વિયોગ થતો ગયો તેમ તેમ એનો વિરહાગ્નિ વધુને વધુ પ્રદીપ્ત થતો ગયો અને એ તાપ સહી ન શકવાથી તે બહાવરો, ગાંડા જેવો બની ગયો.

પોતાની પ્રિયાને પોકારતો એ ક્ષણે ક્ષણે તેને યાદ કરવા લાગ્યો. 'હે પ્રિયા ! હે મધુરભાષિણી ! હે લલિતાંગી ! હે ચંદ્રવદની ! તુ ક્યાં ચાલી ગઇ છે ? તું ક્યાં છૂપાઇ ગઇ છે ? તને કોણ લઇ ગયું છે ? તું શા માટે બોલતી નથી. શા માટે તું મારા સંતપ્ત હૃદયને આશ્વાસન આપતી નથી ? તું ક્યાં છે, તે મને કહે–હું ગમે ત્યાં તને શોધવા માટે આવીશ ? તારા વગરની મારી એક પણ ક્ષણ મને હવે કાળ જેવી લાગે છે. તારો વિયોગ મને અસહ્ય થઇ પડયો છે." આમ વિરહવેદનાથી વ્યાકુળ બની અન્તે એ આત્મહત્યા કરવા તૈયાર થયો.

ઘરના માણસોએ એને આશ્વાસન આપ્યું. એના મિત્રોએ લાવણ્યવતીને શોધી કાઢવા માટે ભારે પ્રયત્નો આરંભ્યા. વૃદ્ધ નગરજનોએ હરિસ્વામીને આવો શોક ન કરવા તથા આત્મહત્યા ન કરવા ઘણું સમજાવ્યો. તેમણે કહ્યું– "તું જીવતો રહીશ તો કોઇપણ દિવસે તારી સ્રીને મેળવી શકીશ. 'જીવતો નર ભદ્રા પામે.' તું ગાંડપણ ત્યજી દે અને ધીરજ ધર. લાવણ્યવતીને શોધવા પ્રયત્ન કર."

આ આશ્વાસનથી તેને કંઇક હિમ્મત આવી. આત્મહત્યાનો વિચાર તેણે પડતો મૂકયો અને પોતાની પ્રિય પત્નીને શોધવા માટે દૂર દેશાવરોમાં માણસો મોકલી આપ્યા.

થોડાક સમય સુધી તો તેણે ધીરજ ધરી પોતાની પ્રિય સ્રીનો વિયોગ સહન કર્યો. પરન્તુ આખરે તેનાથી એ વિયોગ અસહ્ય થઇ પડયો. લાવણ્યવતીના પુનઃમિલનની આશાનું કોઇ પણ ચિન્હ ન જણાયું એટલે તેનો આ દુનિયા પરથી મોહ ઊઠી ગયો. તેણે પોતાની સઘળી સંપત્તિ બ્રાહ્મણોને અર્પણ કરી અને પોતે સાધુ બની તીર્થાટને નીકળી પડયો.

લાવણ્યવતીની શોધમાં સાધુ બની એણે નગરે નગર ભમવા માંડયું. ભૂખ–તરશ અને તાઢ–તડકો વેઠતાં વેઠતાં તેણે ખૂબ ભ્રમણ કર્યું. એની ચામડીનો રંગ ફેરવાઇ ગયો. દેહ સુકલડી લાકડી જેવો થઇ ગયો. આંખો ઊંડી ઊતરી ગઇ. ગાલે ખાડા અને પગે ઉઝરડા પડ્યા તો પણ હરિસ્વામીએ પોતાનું પર્યટન થંભાવ્યું નહિ.

ફરતાં ફરતાં એ એક ગામમાં જઈ પહોંચ્યો. ખૂબ જ ભૂખ લાગી હતી એટલે એક બ્રાહ્મણના ઘર આગળ તે આવ્યો અને ભોજનની ઇચ્છાથી ઊભો રહ્યો.

આ બ્રાહ્મણને ત્યાં બ્રહ્મભોજન થઇ રહ્યું હતું. હરિસ્વા-

મીને અહીં ભોજન મળવાની આશા હતી. એટલે તે ચૂપચૂપ શાન્તિથી ઊભો રહ્યો.

બ્રાહ્મણની સ્ત્રીને દયા આવી તેણે વિચાર્યું, આ કોઇ ગરીબ-દુઃખી પણ પાત્ર બ્રાહ્મણ છે. દૂરથી આવેલો જણાય છે માટે એને ભોજન આપવું એ સત્કર્મ છે. આમ વિચારી તેણે એક મોટા વાસણમાં દૂધપાક ભરી લાવી તે બ્રાહ્મણને આપ્યો અને કહ્યું:–"આ લઇને આપ કોઇ તળાવને કિનારે જાવ. અહીં બ્રાહ્મણો જમે છે એટલે એંઠવાડ છે.

હરિસ્વામીએ એ પાત્ર લઇ લીધું અને બાઇને આશીર્વાદ આપી ત્યાંથી ચાલી એક તળાવના કિનારે આવ્યો. કિનારા ઉપર વાસણ મૂક્યું અને પછી પોતે તળાવમાં ઊતરી હાથપગ ધોવા ગયો.

આજ અરસામાં એક સાપે તે પાત્રમાં પોતાનું મુખ નાખ્યું અને દૂધપાક ચાટી ત્યાંથી ચાલ્યો ગયો. હરિસ્વામીને આ વાતની ખબર જ નહોતી!

હાથપગ ધોઇને હરિસ્વામી કિનારે આવ્યો અને પ્રસન્નતા પૂર્વક તે દૂધપાક આરોગી ગયો. ભૂખ સખ્ત લાગી હતી એટલે એને તે ખાતાં જરા પણ વાર ન લાગી.

ઝેરવાળો દૂધપાક પેટમાં જતાં જ હરિસ્વામીને ઝેર ચઢી ગયું. એના આખા શરીરમાં બળતરા થવા લાગી. એ આકુળ વ્યાકુળ થઇ ગયો અને ટૂંક સમયમાં જ તે મરણને શરણ થયો.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળે કહ્યું:–"બોલ, વિક્રમ આ બ્રહ્મહત્યાનું પાપ કોને? સ્ત્રીને? સર્પને? કે પછી હરિસ્વામીને પોતાને?"

વિક્રમે કહ્યું:–"સ્ત્રી પર બ્રહ્મહત્યાનું પાપ કેવી રીતે લાગે? એણે તો દૂધપાક ચોકખો જ આપ્યો હતો. સાપે ઝેર નાખ્યું તેમાં એ શું કરે? એણે તો ધર્મ કર્યો હતો."

"અને સર્પના ઉપર પણ આ પાતક કેવી રીતે નંખાય ? તેના મુખમાં તો ઝેર હોય એ સ્વાભાવિક જ છે. એટલે એને પણ દોષી ન ગણી શકાય."

"હવે રહ્યો હરિસ્વામી. હરિસ્વામીએ કંઇ આત્મહત્યા કરી નહોતી. એને ખબર જ નહોતી કે દૂધપાક ઝેરવાળો થયો છે. એવી જો એને ખબર હોય તો એ ખાતે જ નહિ. એ ભૂખ્યો હતો. મહામહેનતે અન્ન મળ્યું હતું એટલે તપાસ્યા વગર જ તેણે તે દૂધપાક ખાઇ લીધો એમાં એનો શું ગુન્હો ! આમ આ ત્રણેમાંથી કોઇના ઉપર પણ આરોપ મૂકી શકાય નહિ.

"તો પછી ગુન્હેગાર કોણ ?" વૈતાળે પૂછ્યું.

"આ સ્થિતિમાં જે કોઈ મૂર્ખ, જડબુદ્ધિવાળા તથા અવિચારી માણસો, ઉપર જણાવેલામાંથી કોઇ એકના ઉપર પણ બ્રહ્મહત્યાનું પાતક નાંખે તો તેને જ આ બ્રહ્મહત્યાનું પાપ લાગે છે, એમ હું માનું છું ! એને જ દોષી ગણવો જોઇએ."

વૈતાળને આ ઉપરથી સંતોષ થયો. પરન્તુ રાજાએ મૌન તોડેલું હોવાથી તે તેની ખાંધ ઉપરથી ઉડી અદ્રષ્ય થઈ ગયો.



# સ્ત્રીનો પ્રેમ

[ ૧૩ ]

વિક્રમ ફરી પાછો સ્મશાનમાં ગયો. વૃક્ષ ઉપરથી લટકી રહેલા શબને ઊતાર્યું અને પોતાની ખાંધ પર નાંખી ચાલવા માંડ્યું.

શબમાં પ્રવેશેલો વૈતાલ બોલ્યો– "હે રાજા ! વારંવાર આવજાવ કરવાથી તું થાકીને લોથપોથ થઇ ગયો છે માટે તારા ચિત્તને પ્રસન્ન કરવા હું તને એક વાર્તા કહું છું તે તું સાંભળઃ–

વૈતાળે વાર્તા કહેવા માંડી.

ચંદ્રાવતી નગરીનો રાજા નરધીર હિંમતવાન અને બહાદુર હતો. પ્રજા પણ સુખી અને આબાદ હતી. આ નગરમાં મકરધ્વજ નામનો એક વ્યાપારી પણ વસતો હતો. તેને શોભની નામની એક અતિ રૂપવતી અને ગુણવાન પુત્રી હતી. આ વ્યાપારી અતિ શ્રીમન્ત અને સજ્જન શહેરી હતો. વળી એ નગર

શેઠ પણ હતો. એટલે ગામમાં તેની માનઆબરૂ સારા પ્રમાણમાં હતી.

શોભની રૂપરૂપના અંબાર સમી હતી. તેના પ્રત્યેક અવયવ ઘાટીલા અને આકર્ષણ ઉપજાવે એવા હતા. તેનામાં રૂપ હતું, યૌવન હતું, ગુણ અને તેજ પણ હતાં. સામાને આકર્ષવાની તેની છટા ન્યારી જ હતી. એ ચાલતી ત્યારે મૃદુરવ થતો. બોલતી ત્યારે કોયલના જેવો મીઠો મધુર ટહૂકો થતો. એની સાથે વાત કરવામાં પણ મઝા આવતી હતી.

શોભની દિવસે દિવસે મોટી થતી ચાલી. જેમ જેમ એ તરુણાવસ્થામાં આવતી ગઇ તેમતેમ એના સર્વ ગુણો વૃદ્ધિ પામતા ગયાં. એનું યૌવન વધુને વધુ વિકસતું ગયું. પહેલાં એ કળી હતી. બંધ દ્વારે જ ખુશ્બો આપતી હતી. હવે એ વિકસી. પુષ્પના રૂપને પામી અને એની રૂપસુગન્ધ ચોતરફ પ્રસરવા લાગી. જે જોતાં તે એના તરફ મુગ્ધ થતાં. શહેરના જુવાનોમાં એને પરણવાની સ્પર્ધા થવા લાગી. મોટા મોટા શ્રીમન્ત વણિક વ્યાપારીઓ જ નહિ પરન્તુ રાજકુંવરો પણ શોભનીને મેળવવા આતુર બન્યા. અનેક માંગા મકરધ્વજ આગળ આવવા માંડયા. પિતા પુત્રીને વાત કરતો. પુત્રી કહેતી– "મારે હાલ પરણવું નથી."

પિતા જ્યારે બહુ જ કહેતો ત્યારે પુત્રી કહેતી:– "કોઇપણ યુવાન પર મારી નજર ઠરતી નથી. બધાં જ મને ઠીંગુજી જણાય છે. મારું મન જે યુવાન પર ચોંટશે તેને જ હું મારો પતિ બનાવીશ."

પિતા પુત્રીને અપૂર્વ પ્રેમથી ચાહતો હતો. તેના તરફ તેને અપ્રતિમ સ્નેહ હતો. અને એટલે જ તે આ વિષયમાં તેને કંઇ પણ કહી શકતો નહિ. પુત્રી આનંદમાં રહે એવા જ પ્રયત્નો તે કરતો હતો.

એક વખતે આ નગરમાં ચોરીનો ઉપદ્રવ વધી પડ્યો. પુષ્કળ પ્રમાણમાં ચોરીઓ થવા લાગી. અનેક શ્રીમન્તોના ઘર ફુટી ગયા. લોકોએ અનેક પ્રયત્નો કર્યા તોપણ ચોરો પકડાયા નહિ. પ્રજાની હિંમત આખરે છૂટી ગઈ. લોકો ત્રાસી ગયા. અને રાજા આગળ ફરિયાદ લઇ ગયા.

"મહારાજ ! ચોરોથી અમે હેરાન થઇ ગયા છીએ. રોજ રાત્રિના ચોરીઓ થાય છે. કોણ એ ચોરી કરે છે તેનો પત્તો લાગતો નથી. આપ અમને બચાવો—અમારા કિંમતી જાનમાલનું રક્ષણ કરો."

રાજાએ તેમને ધીરજ આપી અને કહ્યું:—"ગભરાવાની જરૂર નથી. આજથી જ હું શહેરમાં ચોકીઓ ગોઠવું છું. ચોરો જરૂર પકડાઇ જશે."

અને રાજાએ ચોરીઓ પકડવા માટે આખા શહેરમાં કુશળ સિપાઇઓને ગોઠવી દીધા. તેમને તાકીદ કરી કે આખી રાત જાગતા રહી ચોરોથી સાવધ રહેજો. જરા જેટલી પણ શંકા પડે તો તરતજ તેને બાંધી મારી આગળ લઇ આવજો."

સિપાઇઓએ ચોકી કરવા માંડી. રાત્રિના તેઓ છૂપી રીતે આખા નગરમાં ફરતા. ઠેકાણે ઠેકાણે તેઓ બેસી પણ રહેતાં. તોપણ ચોરીઓ અટકી નહિ. ચોરો પણ ચતુર હતા. તેઓ પણ શિફત પૂર્વક પોતાનું કામ કર્યે જ જતા હતા. પ્રજાની બૂમ ખૂબ જ વધી ગઇ.

હવે રાજાએ પોતે જ ચોકી કરવાનો નિશ્ચય કર્યો. આટલા સિપાઇઓ હોવા છતાં પણ ચોરીઓ અટકી નહિ એ તેને નામોશીભર્યું લાગ્યું. પ્રજાની વહારે જવા તેનું ક્ષત્રિય લોહી ઉછળવા લાગ્યું. અને નક્કી કરેલી રાત્રિએ તે પોતે નગ્ન તલવાર લઇ, અંધારપછેડો ઓઢી શહેરમાં નીકળી પડયો.

રાજા રાત્રિના ફરી રહ્યો હતો. આ અરસામાં તેણે એક માણસને ખૂબ જ ચોરી છૂપીથી, દબાતે પગલે સડક પર ફરતાં જોયો. રાજા તે પુરુષની આવી વલણથી શંકાશીલ બન્યો. તેણે તરત જ બૂમ મારીઃ—

"ખડા રહો!"

પેલો માણસ સત્તાદર્શક સ્વર સાંભળતાંજ ઊભો રહી ગયો.

રાજા તેની નજીક આવ્યો અને પૂછ્યુંઃ— "તું કોણ છે."

"માણસ."

"એ તો હું પણ જોઇ શકું છું કે તું માણસ છે. જનાવર નથી. પણ તારૂં કંઇ નામબામ હશે કે નહિ? અહીં આ સમયે શા માટે ફરી રહ્યો છે?"

"તું કોણ છે? અને મને આમ શા માટે પૂછી રહ્યો છે?"

"હું ચોર છું." રાજાએ પોતાની ખરી ઓળખ છૂપાવી કહ્યુંઃ— "શહેરમાં ચોરી કરવા નીકળ્યો છું. તું પણ જો ચોર જ હોય તો આપણે ભાગમાં કામ કરીએ."

"ઓહો! એમ વાત છે! અલ્યા, હું પણ ચોર છું. ચાલ આપણે સાથે કામ કરીએ."

રાજા અને ચોર બન્ને સાથે જવા લાગ્યા. થોડેક ગયાં એટલે ચોર બોલ્યોઃ— "આજથી તું મારો મિત્ર થયો છે એટલે તું મારે ત્યાં આવ. હું તારી આગતાસ્વાગતા કરૂં."

રાજાએ તેની વાત કબૂલી અને ચોરની સાથે જવા માંડ્યું.

ચોર તેને એક એકાન્ત સ્થળમાં લઇ ગયો. અહીં જ ચોરનું ઠેકાણું હતું. જગ્યા તદ્દન નિર્જન હતી. એક ખાઇ આગળ આવી ચોર અટકી ગયો. રાજાને કહ્યુંઃ—"અહીં નીચે હું રહું છું."

રાજા આશ્ચર્ય પામી ગયો. તે બોલ્યો–"નીચે એટલે ? ભોંયરામાં."

"હા."

અને બન્નેએ ખાઇમાં પ્રવેશ કર્યો. ખાઇ ઊંડી હતી. પરન્તુ આગળ જતાં તેમાં એક વિશાળ માર્ગ હતો. એ દ્વારા ભોંયરામાં જવાતું. ભોંયરૂં માત્ર નામનું જ કહી શકાય કારણ અંદર ઉપભોગનાં તથા આનંદપ્રમોદના તમામ સાધન હતા. અનેક પ્રકારનો વૈભવ તેમાં હતો. તેજસ્વી દીવાઓ પ્રકાશી રહ્યા હતા. નવનવી સ્ત્રીઓ પણ હતી, સેવકો પણ હતા. વૈભવની કંઇ પણ મણા નહોતી.

રાજા આવા વૈભવશાળી અને સાધનસંપન્ન ભોયરામાં પગ મૂકતાં જ અવાચક બની ગયો. તેને આ બધું પોતાની કલ્પના બહારનું લાગ્યું. આંખો ચોળી ચોળીને તે આ વૈભવથી ઝળહળતું ભોંયરૂં જોઇ જ રહ્યો.

ચોરે રાજાને એક અમૂલ્ય આસન પર બેસાડયો અને પોતે અંદરના ભાગમાં ગયો. આ અરસામાં એક વૃદ્ધ સ્ત્રી ઝડપથી રાજા આગળ આવી પહોંચી અને બોલીઃ–"તમે અહીં શા માટે આવ્યા છો ? તરતજ ચાલી જાઓ. આ મહા ભયંકર બદમાશ છે અને તમને મારી નાખ્યા વગર છોડશે નહિ. અનેકના એણે પ્રાણ લીધા છે માટે તમે તરત જ નાસી જાઓ."

રાજાને આ ડોસીની વાત ખરી જણાઇ. કદાચ સાચેસાચ દગો પણ હોય. આમ વિચારી એ જે માર્ગે આવ્યો હતો તે માર્ગે ઝડપથી બહાર નીકળી ગયો.

રાજા મહેલમાં આવ્યો. સેનાપતિને આ વાત કરી અને તરત જ પોતાનું સૈન્ય સજ્જ કરાવી ચોરનાં ગુપ્ત સ્થાન ફરતો ઘેરો ઘાલ્યો

ચોરે જ્યારે જોયું કે રાજાના સૈન્યે ઘેરો નાંખ્યો છે ત્યારે તે ગભરાયો. પરન્તુ નાસી છૂટવાનો ઉપાય જ નહોતો એટલે સામી છાતીએ લડ્યા સિવાય તેનો છૂટકો નહોતો. ચોર આમ તો હિંમતવાન હતો. તેણે વિચાર્યું જે થવાનું હોય તે થાય પરન્તુ હું પણ રાજાને મારો પરચો બતાવી આપું અને આમ વિચારી શસ્ત્રો હાથમાં લઇને ગાંડા હાથીની જેમ તે રાજાના સૈન્ય ઉપર તૂટી પડયો.

એ એકલોજ અપૂર્વ વીરતાથી લડી રહ્યો હતો. રાજાનું સારૂં ય સૈન્ય તેની સામે હતું. તોપણ આ વીર યોદ્ધાએ રાજાના અનેક સિપાઇઓને, તેના અશ્વોને, હાથીઓને સ્વધામ પહોંચાડી દીધા. ચોરની વીરતાથી બધા છક્ક થઇ ગયા.

રાજા એની સામે આવ્યો. બન્ને યુધ્ધ કરવા લાગ્યા. ઘડીમાં રાજા તેના તરફ ઘા કરે તો ઘડીમાં એ રાજાને મારે. આમ થોડોક વખત ચાલ્યું. પણ તેટલામાં રાજાએ એકદમ ઉછળી ચોરના મસ્તક પર તલવારનો ઘા કર્યો. ચોર ઘાયલ થયો. તેના હાથમાંથી તલવાર છૂટી ગઇ. રાજાના સૈનિકોએ તેને જીવતોજ પકડી લીધો.

બીજે દિવસે સવારે રાજાએ આજ્ઞા કરી–'ચોરને ફાંસીએ લટકાવી દો.' સિપાઇઓ ચોરને બાંધી ઢોલ–ત્રાંસા વગાડતાં વગાડતાં તેને વધસ્થાને લઇ જવા લાગ્યા.

અવાજ અને ધૂમાધુમ સાંભળી શોભની ઝરૂખે આવી. જોયું તો એક ચોરને કેટલાક સિપાઇઓ લઇ જતાં હતાં. ચોર બંધાયલો હતો, ફાંસીએ લટકવા માટે જઇ રહ્યો હતો તોપણ તેના મુખ પરથી મર્દાનગીનો ભાવ ગયો નહોતો. મુખ મલકતું હતું. અવયવો યૌવનના બળથી થનગની રહ્યા હતાં. હાથ અને પગ કોઇ તાલબધ્ધ રીતે ગતિ કરી રહ્યા હતાં.

શોભની યુવાન ચોરને જોઇજ રહી. તેની આંખોએ કંઇક ભાવ ઉકેલ્યા. હૃદય મંથન અનુભવવા લાગ્યું. કામદેવનું શર સંધાન ચાલુ જ હતું. શોભની–યુવાન શોભની ચોરના અદ્દભુત છટાભર્યા યૌવન પર રીઝી થઇ ગઇ.

એ તરતજ પિતા પાસે દોડી. બોલી:–"પિતાજી ! જે ચોરને અત્યારે ફાંસીએ લટકાવવા માટે લઇ જવામાં આવે છે એ ચોર પ્રતિ હું આકર્ષાઇ છું. તેને મેં મારો પતિ ગણ્યો છે. મારો સ્વામી હવે એજ છે. આપ રાજા આગળ જઇ તેને બચાવી લો. એ જીવશે તોજ હું જીવીશ. એ મરશે તો હું પણ તેની સાથે મરીશ."

પિતા પુત્રીના આ શબ્દો સાંભળતાં જ અવાક બની ગયો. થોડીવાર રહી એ બોલ્યો:–"ગાંડી ! આ તે બની શકે ખરું ? ચોરની સાથે લગ્ન અને તે પણ એ ચોર કે જેના પર રાજા અને પ્રજાની પૂરી ઇતરાજી છે. જેણે અનેક પાપકર્મ કરી પ્રજાને રંજાડી છે. જે પાપી, દુષ્ટ અને ક્રૂર છે તેની સાથે તે લગ્ન કરી શકાય ખરા ? મોટા મોટા રાજકુંવરો, શ્રીમન્તમાં શ્રીમન્ત યુવાનો તારે માટે તૈયાર છે. એમાંથી કોઇને તારા સૌભાગ્યદેવ તરીકે સ્વીકારી લે. આપણું કુળ પણ શોભશે અને તું સુખી પણ થઇશ."

પરન્તુ શોભની એકની બે ન થઇ. તેણે કહ્યું:–"મેં એ ચોરને જ મારા સ્વામી તરીકે મનમાં સ્વીકારી લીધો છે. પછી એ ગમે તેવો હોય. એ મરશે તો હું એની પાછળ સતી થઇશ."

પિતા પોતાની પુત્રીના સ્વભાવને સારી રીતે જાણતો હતો. એટલે વધુ સમય ન ગુમાવતાં તે તરતજ રાજા પાસે દોડ્યો.

"મહારાજ ! એક પ્રાર્થના છે ?"

"બોલો, નગરશેઠ ! તમારે અત્યારે શા માટે આવવું પડ્યું ?"

"જે ચોરને આપે પકડયો છે અને જેને આપે ફાંસીએ લટકાવવાનો હુકમ આપ્યો છે તે ચોર પર મારી એકની એક પુત્રી આકર્ષાઇ છે. તેણે તેને પોતાના મનથી જ સ્વામી ગણી લીધો છે. આપની પાસે હું તેના મૂક્તિદાનની ભીખ માગું છું."

"નગરશેઠ! આ શું બોલ્યા? એમ બની શકે ખરૂં? એક નામીચા ગુન્હેગારને સજા આપ્યા વગર જ મુકત કરવામાં આવે ખરો? છોકરીને સમજાવો કે જે મરવાનો જ છે તેની સાથે મોહ કેવો? મડદાં સાથે કોઈ પ્રેમ કરતું હશે ખરૂં?"

પરન્તુ નગરશેઠનું મન માન્યું નહિ. એ બોલ્યોઃ– "મહારાજ! મારી પુત્રીનો નિર્ણય મક્કમ છે. એણે કહ્યું છે કે 'એ ચોર મરશે તો હું તેની પાછળ સતી થઈશ.' મહારાજ! આપ કહેશો એટલું દ્રવ્ય હું આપને તેના દંડ તરીકે આપીશ. આપ કહેશો તો ચોરની ભારોભાર સોનામહોરો જોખી આપીશ. પણ આપ તેને જીવતદાન આપો કે જેથી મારી પુત્રી તેને પરણી શકે અને એનું જીવન બચી જાય."

રાજાએ સાફ ના સુણાવી દીધી. એ બોલ્યોઃ– "તેમ થઇ શકે એમ નથી. નગરશેઠ! આવી પુત્રી પ્રત્યેથી હવે મોહ જ ઉતારી નાંખો."

મકરધ્વજ નિરાશ વદને પાછો આવ્યો. શોભની બારણા આગળ જ ઊભી હતી. બોલીઃ– "કેમ પિતાજી! ચોરને મુક્તિ મળી?"

"ના, રાજા તેને છોડવાની સાફ ના પાડે છે."

શોભની બોલી–"તો પછી મારે મારા પ્રિયતમની પાછળ સતી જ થવું પડશે. ભલે! હું એમ કરવા પણ તત્પર છું."

તેના પિતાએ, કુટુમ્બીઓએ, સગાંઓએ તેને બહુ સમ-

આવી પરન્તુ શોભનીએ કોઇની પણ વાત ધ્યાનમાં લીધી નહિ. તેનો નિશ્ચય અટલ જ રહ્યો.

વસ્ત્રાલંકારો સજી શોભની પોતાના પ્રિયતમના વધસ્થાને જવા લાગી. ગૌરવભરી ચાલે અને ઉન્નત મસ્તકે એ ચાલી રહી હતી. એના મુખ પર અપૂર્વ તેજ ઝળકી રહ્યું હતું. લોકો પણ તેના આ અપ્રતિમ સ્નેહ પર મુગ્ધ બની તેની પ્રશંસા કરવા લાગ્યા. શોભની પાછળ તેના માતા–પિતા તથા અન્ય કુટુમ્બીઓ પણ આંખમાં આંસુ શારતાં ચાલી રહ્યા હતા.

આ સમયે ચોરને ફાંસીએ ચઢાવેલો હતો. ચંડાળો દોરડું ખેંચવાની તૈયારીમાં જ હતા ત્યાં તો ચોરે લોકોના મુખેથી સાંભળ્યું કે રૂપરૂપની પરી સમી નગરશેઠની પુત્રી શોભની તેના પર મોહી પડી છે અને તેની પાછળ સતી થવા આવી રહી છે.

આ સાંભળી ચોરનું મુખ પ્રફુલ્લિત થયું. તેણે શોભની અને તેના કુટુમ્બીઓની તરફ એક વિજયભરી દ્રષ્ટિ નાંખી. શોભનીની આંખોમાં પોતાની આંખો પરોવી, તેના હૃદય સાથે પોતાનું હૃદય સંલગ્ન કર્યું પણ તે પછી તરતજ તેની આંખ-માંથી આંસુની ધારા નીકળી. એ શોકિત્ થયો. પણ તેનો આ શોક ક્ષણજીવી નીકળ્યો. એ પછી તે હસી પડયો. તેના મુખ પર મંદમંદ હાસ્ય ફરકવા લાગ્યું.

ચંડાળોએ દોરડું ખેંચવા માંડયું. કામ પૂર્ણ પણ થઇ ગયું. ચોર તત્કાળ જ મરણ પામ્યો.

શોભનીની આંખોમાંથી આંસુઓ ટપકયા. તોપણ હૃદયમાં દ્રઢતા ધરી તેણે પોતાના પ્રિયતમના શબને નીચે ઊતાર્યું. ચિતા ગોઠવાઇ અને તેના ઉપર એ પોતાના પતિના શબને ખોળામાં લઇ બેસી ગઇ.

આજ ક્ષણે એક અદ્દભુત ચમત્કાર થયો. આ વધભૂમિમાં એક દેવીનું મંદિર હતું. દેવી શોભનીના અપૂર્વ પ્રેમ પર પ્રસન્ન

ા. તેણે અદ્રષ્ય રહ્યાં રહ્યાં જ કહ્યું:– "માગ ! માગ ! તારી ચ્છા હું પૂરી કરીશ."

શોભનીએ આજુબાજુ નજર ફેરવી. 'કોણ એ બોલ્યું ?' ા મને પ્રશ્ન કર્યો.

ફરી પાછા એજ શબ્દો આવ્યા:– "માગ ! સતિ ! જે ાગવું હોય તે માગી લે ! હું તારી સતી ભકિત પર પ્રસન્ન ઇ છું !"

શોભનીને નિશ્ચય થયો કે જરૂર દેવી બોલી રહી છે. એણે થ જોડયા. કહ્યું:–

"મારા પિતાને હું માત્ર એક જ સંતાન છું. હું મરી ઈશ એટલે સંતાન શોકથી તેઓ પણ મરી જશે. માટે એમને ત્રો આપો કે જેથી એમનો વંશ અમર રહે."

"તથાસ્તુ !" દેવીએ અંતરિક્ષમાં જ રહી જવાબ આપ્યો. સતી ! તારી હિમ્મત તથા અપૂર્વ પતિ ભકિત જોઇ હું તને જું વરદાન આપું છું. ઇચ્છામાં આવે તે માગી લે."

"આપ મારા પર ખરેખર પ્રસન્ન થયા હો તો હું માગું ' કે મારા પતિને જીવતા કરો. તેમને સદ્બુદ્ધિ આપો."

"તથાસ્તુ !"

દેવીના આ વરદાનની સાથે જ ચોર આળસ મરડી બેઠો યો. જાણે કોઇ લાંબી ઊંઘમાંથી એ જાગ્યો હોય તેમ બગાસું વા લાગ્યો.

એના શરીર પરના ઘા રૂઝાઇ ગયા. ધાર્મિકવૃત્તિઓ પ્રવેશી હોવાથી તે સદ્ગુણ અને તેજથી ઝગહળવા લાગ્યો. શોભની તાના પ્રિયતમને ભેટી પડી.

આ બધો બનાવ મકરધ્વજ જોઇ રહ્યો હતો. ચોરને સજી- ા થયેલો જોતાં અને તેના પર માતાનો આશીર્વાદ ઉતરતાં તેનો ં ન સમાયો. એ પોતાની પુત્રીને અને જમાઇને લઇ ઘેર આવ્યો.

રાજાએ જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેના આનંદનો પણ પાર ન રહ્યો. પોતાના રાજ્યમાં આવી સતી સ્ત્રી પણ રહે છે એ જોઈ તેને પરમ સંતોષ થયો. ચોરને તેણે પોતાના રાજ્યમાં મોટી પદવી આપી અને તેને સન્માન્યો.

✲

અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળે વિક્રમને પૂછ્યું—"કહે વિક્રમ! ફાંસીએ ચઢેલો ચોર પહેલા રડ્યો શા માટે અને પછી હસ્યો કેમ?"

વિક્રમે કહ્યું :—"ચોરની આંખમાંથી આંસુ એ માટે નીકળ્યાં કે નગરશેઠે તેને માટે પોતાની લાખ્ખોની દોલત રાજાને આપવાની તૈયારી બતાવી હતી તેનો હું ઉપકાર કેવી રીતે વાળી શકું? પોતે નિરાધાર હતો. નગરશેઠનો તથા તેની પુત્રીનો ઉપકાર વાળવાની તેની તાકાત નહોતી એ વિચારે તેની આંખમાંથી આંસુ સરી પડયા."

"ત્યારે પાછળથી એ હસ્યો શા માટે?" વૈતાળ વચ્ચેજ બોલી ઊઠયો.

"જ્યારે એણે જોયું કે સ્ત્રી મારો મરણકાળ સમીપ આવ્યો છે એ જાણવા છતાં પણ મને ચહાય છે અને મારી પાછળ સતી થવા ઇચ્છે છે એમાં ઇશ્વરની કોઇ ગહન લીલા જ સમાયલી છે. કયો બનાવ કયારે બનશે તે કોઇથી પણ કળાતું નથી. ન ધારેલી વાત બની જાય છે. રાજાઓ, શ્રીમન્તો અને અમીરોના માગાં પાછા વાળનારી એક સુંદરી મારા જેવા એક અદના, પાપી, ખૂનીચોરના પર મોહી પડી છે એ પણ વિધિની વિચિત્રતા જ છે ને? કામનો પણ પ્રભાવ ગણી શકાયને? આવો વિચાર આવતાં જ તેના મુખ પર હાસ્ય ફરકયું અને તે હસી પડયો."

રાજાના આ ખુલાસાથી વૈતાળની જીજ્ઞાસા તૃપ્ત થઇ. પણ રાજાએ પોતાનું મૌન તોડેલું હોવાથી શરત મુજબ તે તેના ખભા પરથી ઉડી ગયો અને ઝાડ પર લટકવા લાગ્યો.

# યોગગુટિકા

## [ ૧૪ ]

વિક્રમ પાછો સ્મશાનમાં દોડયો. વૃક્ષ ઉપરથી શબને ઉતાર્યું અને તેને પોતાની ખાંધે નાંખી ઝડપથી ચાલવા લાગ્યો.

રાજા થોડેક દૂર ન ગયો ત્યાં તો શબમાં છૂપાયલો વૈતાળ બોલ્યો–"હે રાજા! હું તારો થાક ઉતારવા એક અદ્‌ભૂત વાત કહી સંભળાવું છું, જે તું સાંભળ."

અને વૈતાળે વાર્તા કહેવા માંડી.

કુસુમાવતી નામની નગરીમાં સુવિચાર નામના રાજાનું રાજ્ય તપતું હતું. આ રાજા નામ મુજબ જ ગુણો ધરાવતો હતો. એને ચન્દ્રપ્રભા નામની એક અતિ સ્વરૂપવતી પુત્રી હતી.

એક દિવસે ચન્દ્રપ્રભા પોતાની સખીઓ સાથે ઉદ્યાનમાં ફરવા માટે ગઇ. રાજકુંવરી ઉદ્યાનમાં આવવાની હોવાથી સેવ-

કોએ પ્રથમથી જ ઉદ્યાનમાં કોઇ પુરુષ પ્રવેશી ન શકે એવી વ્યવસ્થા કરી રાખી હતી. તોપણ એ બાગમાં મનઃસ્વામી નામનો એક તેજસ્વી બ્રાહ્મણ રહી જવા પામ્યો હતો. એ જુવાન ફરતો ફરતો થાકી ગયો હતો એટલે એક વૃક્ષની આડમાં એણે લંબાવી દીધું હતું. દૈવયોગે રાજાના સેવકોની નજરેથી એ બચી ગયો હતો.

રાજકન્યા સખીઓ સાથે બાગમાં આવી પહોંચી. સરખે સરખી જુવાન સ્ત્રીઓ હતી. પૂરી સ્વતંત્રતા અને વળી બાગમાં કોઇ નહોતું એટલે તેમણે આનંદની સાથે રમત શરૂ કરી. ઘડીમાં તેઓ છૂપાવાની રમત રમતી તો ઘડીમાં કોઇ નાટક ભજવતી, તો કયારેક સુંદર પુષ્પો વીણવાની શરત રમતી. આમ આ સ્ત્રીઓ આનંદમાં ચકચૂર બની વિહાર કરી રહી હતી.

ચન્દ્રપ્રભા સખીઓ સાથે બાગમાંનાં પુષ્પો ચુંટતી ચુંટતી જ્યાં મનઃસ્વામી સૂતો હતો ત્યાં આવી પહોંચી. ઝાંઝરના ઝમકારાથી અને સ્ત્રીઓની વિનોદ–મશ્કરીના અવાજથી તે જાગી પડયો અને તરત જ ઊઠી ઊભો થઇ ગયો.

એણે સામે જોયું તો સાક્ષાત રતિરાણી જેવી કોઇ સુંદરીને પોતાની સન્મુખ ઊભેલી જોઇ. યુવાન બ્રાહ્મણ ચન્દ્રપ્રભાનું અપૂર્વ રૂપ જોઇ મોહાંધ બની ગયો. તેને પોતાનું ભાન ન રહ્યું. એ વિચારવા લાગ્યો–તેજની મૂર્તિ સમી, કામદેવની પ્રિયતમા સમી રતિ અહીં કયાંથી ? કે શું એ કોઇ વનદેવી છે કે પછી કોઇ યોગભ્રષ્ટ થયેલી અપ્સરા છે ? બ્રાહ્મણ આ રૂપરાશિને જોઇ વિચાર ઝોલે ચઢયો.

ચન્દ્રપ્રભાની પણ આજ સ્થિતિ થઇ. બ્રાહ્મણ યુવાનનું કામદેવ જેવું તેજસ્વી રૂપ જોઇ એ મોહાંધ બની ગઈ. પોતાપણું ભૂલી જ્યાંની ત્યાં જ એ અવાચક બની ગઇ.

મનઃસ્વામીની અને ચન્દ્રપ્રભાની દ્રષ્ટોદ્રષ્ટ મળી. બન્ને

એકબીજાની સામે જ ક્ષણો સુધી ભાનભૂલી જોઇ રહ્યા.

પણ તે પછી બ્રાહ્મણ યુવાન પોતાની જાતને સંભાળી શકયો નહિ. જે રૂપ એણે જોયું હતું તેના મોહમાં જ એ અંજાઇ ગયો. એની આંખે અંધારા આવ્યા. અનેક વિચારો એક સામટા ઘૂમી વળ્યા. અને તે પછી તરતજ એ મૂર્છા ખાઇ જમીન પર ઢળી પડયો.

રાજકન્યાની સ્થિતિ પણ વિષમ બની ગઇ. એના અંગે-અંગમાં કામદેવનો પ્રવેશ થયેલો હોવાથી અને બ્રાહ્મણ યુવાનમાં તેનું ચિત્ત ચોંટેલું હોવાથી તે થરથર કંપવા લાગી. એની સખીઓએ તેને પકડી લીધી, નહિ તો એ પણ પડી જાત. સખીઓ રાજકુંવરીને પાલખીમાં સુવાડી મહેલમાં લઇ ગઈ.

થોડી વારે બ્રાહ્મણ યુવાનની મૂર્છા વળી, એ ઊઠીને બેઠો થયો. જોયું તો ત્યાં કોઇજ નહોતું. જે અદ્દભૂત દેવાંગના તેણે જોઇ હતી અને જેના તેજમાં અંજાઇ તે બેભાન થયો હતો તે દેવાંગના ત્યાંથી અદ્રષ્ય થઇ ગઇ હતી યુવાનના શોકનો પાર ન રહ્યો. તેનું હૃદય રાજકન્યાને જ ઝંખવા લાગ્યું. ગમે તે ઉપાયે તેને મેળવવી જ એવો તેણે દ્રઢ નિશ્ચય કર્યો.

આ બાજુ રાજકન્યાની સ્થિતિ પણ વિષમ થઇ પડી હતી. બ્રાહ્મણ યુવાનનું ચિત્ર તેના હૃદયમાં વસી ગયું હતું. કામદેવ તેના અંગેઅંગને બાળી રહ્યો હતો. એ રાત દિવસ બ્રાહ્મણનું જ સ્મરણ કરવા લાગી.

મનઃસ્વામીએ વિચાર કર્યો–હું બ્રાહ્મણ છું. અને એ રાજકુંવરી છે. એના અને મારા લગ્ન અસંભવિત છે. અરે એ વાત જવા દઇએ તો પણ તે રાજાની કન્યા છે અને હું એક ભિક્ષુક બ્રાહ્મણ છું. રાજા પોતાની પુત્રી મને આપે જ કેવી રીતે? તો પછી શું જે સુંદરીને ચિત્તમાં રાખી છે તેને વિસારી દેવી?

જે લલિતાંગીને જોઇ છે, જેને જોતાં જ આંખો અને હૃદય પરવશ બન્યા છે એવી એ સુંદરીને ભૂલી જ જવી. ના. ના. એમ થઈ શકે નહિ. હું એને મેળવીશ જ. મારા ગુરુ મૂળદેવ અવશ્ય મને રસ્તો બતાવશે.

મનઃસ્વામી પોતાના ગુરુ મૂળદેવના આશ્રમે ગયો. મૂળદેવ સ્વામી એક સિદ્ધ પુરુષ હતા. જાતજાતની અનેક વિદ્યાઓ તેમના હસ્તમાં હતી. પોતે એક કુશળ મુત્સદ્દી હતા તેટલા જ તેઓ બુદ્ધિશાળી અને વિદ્વાન પણ હતા.

મનઃસ્વામીએ મૂળદેવને પ્રણામ કર્યા.

સ્વામીએ પૂછ્યું:– "કેમ બચ્ચા! આમ ઉદાસ કેમ છે? શું કંઇ નવો બનાવ બન્યો છે? કોઇએ શાસ્ત્રાર્થમાં તને હરાવી નીચું જોવડાવ્યું છે કે પછી કોઇએ તારૂં અપમાન કર્યું. છે?"

મનઃસ્વામીએ હાથ જોડી કહ્યું:– "ગુરુજી! એમાંનું કંઈજ નથી."

"તો પછી તારી સ્થિતિ આવી કેમ થઇ ગઇ છે? તારો ઉત્સાહ કયાં છે? જે વાત હોય તે નિશંકપણે મારી આગળ રજુ કરી દે."

મનઃસ્વામીએ આખી વાત ગુરુ આગળ પ્રકટ કરી દીધી. એ બોલ્યો:– "ગુરુજી! એ રાજકન્યાએ મારા મનને હરી લીધું છે. હું તેને મેળવવા માગું છું. આપ મને એ મેળવી આપો. હું આપનો ગુલામ થઇ રહીશ."

ગુરુ હસી પડયા. બોલ્યા:– "બચ્ચા! એમાં તે શી મોટી વાત છે? તારૂં કામ હું કરી આપીશ.'

મનઃસ્વામીનો હર્ષ સમાયો નહિ. ગુરુના શબ્દો પર તેને વિશ્વાસ હતો. એ તરતજ આનંદના આવેગમાં આવી ગયો

અને ગુરુની આગળ લાંબો થઇ પગે લાગ્યો.

એ પછી સ્વામીએ એ ગુટિકા–ગોળી પોતાની ઝોળીમાંથી કાઢી અને કહ્યું:–"આ ગોળી જ તારૂં કાર્ય સાર્થક કરી આપશે"

મનઃસ્વામી આશ્ચર્ય પામી ગયો. બોલ્યો :–"કેવી રીતે?"

"શાન્તિ રાખ!" ગુરુએ કહ્યું :–"આ ગોળી અપૂર્વ યોગબળે તૈયાર કરવામાં આવી છે. એ સ્ત્રીને પુરુષ અને પુરુષને સ્ત્રી બનાવી શકે છે. જુવાનને વૃદ્ધ, વૃદ્ધને જુવાન કરી દેવાની તાકાત એનામાં છે."

અને એમ કહીને ગુરુએ એમાંની એક ગુટિકા પોતાના મુખમાં મૂકી દીધી. તત્કાળજ તેઓ વૃધ્ધના રૂપમાં ફેરવાઇ ગયા.

તેમણે બીજી ગુટિકા મનઃસ્વામીને આપી અને મોઢામાં મૂકી દેવાનું જણાવ્યું. એ ગુટિકાના પ્રતાપથી મનઃસ્વામી એક સુંદર કન્યાના રૂપમાં ફેરવાઇ ગયો.

મૂળદેવ મહારાજ કન્યાના રૂપમાં મનઃસ્વામીને લઇ ચન્દ્રપ્રભાના પિતાના રાજદરબારમાં ગયા.

રાજાએ વૃદ્ધ મહાત્માને જોઇ નમસ્કાર કર્યા અને આગમનનું કારણ પૂછ્યું.

વૃધ્ધે કહ્યું:–"મહારાજ ! આપનું એક કામ પડયું છે?"

"શું કામ છે? ફરમાવો. જે હશે તે પાર પાડીશ."

"હું ગંગાની પેલી પારના ગામમાં રહું છું. એક દિવસે હું મારા પુત્રની થનાર વહુને મારે ઘેર તેડી લાવવા માટે તેને ગામ ગયો હતો. એટલામાં પાછળથી ગંગામાં ભયંકર પૂર આવ્યું અને ગામમાં મોટું ભંગાણ પડયું. મારી સ્ત્રી તથા પુત્ર કયાંક ચાલ્યા ગયા છે. તેઓ કયાં ગયા છે તેની મને ખબર નથી. તેમને શોધવા માટે હું આ મારી ભાવિ પુત્રવધૂને લઇને

નીકળ્યો છું. ફરતાં ફરતાં અહીં તમારા રાજ્યમાં આવી ચઢ્યો છું. આપની ન્યાય અને નીતિના મેં વખાણ સાંભળ્યાં છે અને આથી જ મારી ભાવિ પુત્રવધૂને હું આપની પાસે મૂકી જવા માગું છું. કારણ દેશેદેશ લઇ એની સાથે રખડવામાં એક પ્રકારનું જોખમ છે. હું આવું ત્યાં સુધી આપ તેનું સંરક્ષણ કરો."

વૃધ્ધની આ વાત સાંભળી રાજા વિચારમાં પડયો. આ સુંદર તરુણ સ્ત્રીને હું મારી પાસે શી રીતે રાખું ? તો પણ ના કહેવાની તેની હિંમત ચાલી નહિ. કદાચ વૃદ્ધ શ્રાપ આપી દેતો ? આમ વિચારી એ બોલ્યોઃ–

"ઠીક, મહારાજ ! આપની આજ્ઞા મારે કબૂલ છે."

એણે તરતજ પોતાની પુત્રીને બોલાવી અને કહ્યુંઃ–"પુત્રી ! આ બ્રાહ્મણના પુત્રની વહુ છે. એને તું તારી પાસેજ રાખજે. અને તેના સૂવા–બેસવાની તથા ભોજન વગેરેની વ્યસ્થા કરજે !"

પિતાની સૂચના થતાં જ ચંદ્રપ્રભા એ બ્રાહ્મણ કન્યારૂપે રહેલા મનઃસ્વામીને પોતાના અંતપુરમાં લઇ ગઇ. આ બાજુ વૃદ્ધ બ્રાહ્મણના રૂપમાં રહેલા મૂળદેવે પણ આનંદ પામી રાજા પાસેથી વિદાય લીધી.

થોડાંક જ દિવસોમાં ચંદ્રપ્રભા અને બ્રાહ્મણ કન્યાનો જીવ મળી ગયો. કન્યારૂપે રહેલાં મનઃસ્વામીએ રાજકન્યાનો એટલો તો પ્રેમ જીતી લીધો કે રાજકન્યાને તેના વગર ભોજન પણ ભાવવા ન લાગ્યું. બન્ને સાથે જ ફરતાં ફરતાં, સાથે જ સૂતા, સાથે જ જમતાં.

એક દિવસે રાત્રિના સમયે પથારીમાં સૂતા સુતા ચન્દ્રપ્રભાએ નિસાસા નાખવા માંડયા. બ્રાહ્મણ કન્યા તેની પાસે જ સૂતી હતી. રાજકુમારીને વ્યાકુળ ચિત્તવાળી જોઈ તેણે પૂછયુંઃ–"બ્હેન ! તું આમ મનમાં શા માટે બળી રહી છે ? તને શેનું દુઃખ છે ?"

પરન્તુ રાજકન્યા મૌન જ રહી.

બ્રાહ્મણ કન્યાએ ફરી પૂછ્યું:– "તું જો તારા અંતરની વાત મને કહેશે નહિ તો હું અન્નજળનો ત્યાગ કરીશ."

રાજકન્યાને હવે ઉપાય જ નહોતો એણે એક ઊંડો નિશ્વાસ નાંખ્યો અને બોલી:– "મારી પ્રિય સખી ! વાત જુદી જ છે. મારી પીડા શારીરિક નથી પણ માનસિક છે. અને એ મટી શકે એમ નથી."

"તારી પીડા હું દૂર કરવા પ્રયત્ન કરીશ. ગમે એ વાત હોય પણ તું મને એ વિશ્વાસથી કહે. શું તને મારા પર અવિશ્વાસ છે ?"

"ના. જરાય નહિ. તું તો મારી પ્રિય સખી છે. મારા હૈયાની વાત તને ન કહું તો કોને કહીશ. સાંભળ, એક દિવસે હું મારા ઉદ્યાનમાં સખીઓની સંગે સહેલ કરવા ગઇ હતી. ત્યાં મેં એક તરૂણ સુંદર બ્રાહ્મણ યુવાનને જોયો. એને જોતાંજ હું ભાન ભૂલી ગઇ. તેની મનોહર છબી મારા હૃદયમાં અંકાઇ ગઇ. હું તેના મૂખચન્દ્રનું પાન કરવા એકી ટશે જોઇ રહી. બ્રાહ્મણ યુવાન પણ મને જોતાંજ પોતાની બુદ્ધિ ગુમાવી બેઠો. મારા જેવી જ તેની પણ દશા થઇ અને એ તરત જ બેભાન થઇ જમીન પર પડયો. હું પણ બેભાન થવાની અણી પર હતી. ત્યાં તો મારી સખીઓએ મને ઉંચકી લીધી અને સેવા વગેરે કરી અહીં આણી. ત્યારથી જ એ યુવાનને મેં મારૂં હૃદય સમર્પ્યું છે. તેનું સ્વરૂપ મારી નજર આગળ રમી રહ્યું છે. ખાવા પીવામાં પણ મારૂં ચિન્ત લાગતું નથી. તેનું નામ ઠેકાણું મળતું નથી. નહિ તો હું તેની તપાસ પણ કરાવું. મારા અંતરમાં વિરહાનળ એટલો તો પ્રચન્ડ રીતે બળે છે કે મને કંઇ જ સૂજતું નથી. આ છે મારી પીડા."

કન્યાના રૂપમાં રહેલો મનઃસ્વામી પોતાની પ્રિયાના આ પ્રેમભર્યાં શબ્દો સાંભળી આનંદમાં આવી ગયો. પોતાની પ્રિયાનું મન હજી પણ તેનામાં જ રમી રહ્યું છે અને તેના વિરહમાં એ બળે છે તે જોઇ એને પરમ સંતોષ થયો. આવી અપૂર્વ સુંદરીનો પ્રેમ તેણે જીતી લીધો છે તે જાણી તે પોતાની જાતને કૃતાર્થ માનવા લાગ્યો.

એણે કહ્યું:–"પ્રિય સખી! જો તને હું તારો એ પ્રિતમ મેળવી આપું તો તું મને શું આપશે?"

"હું તારી સેવિકા થઇને રહીશ." રાજકન્યાએ જવાબ આપ્યો.

"એ કદાચ અહીંજ હોય તો?"

"તો હું એને તત્કાળજ પ્રેમથી આલિંગન કરી દઉં. તેને મારી સમીપજ રાખું અને બહાર જવા જ ન દઉં."

આ સાંભળી કન્યાએ પોતાના મુખમાંથી પેલી યોગગુટિકા બહાર કાઢી લીધી. અને પોતાના મૂળ સ્વરૂપમાં તે ત્યાં છતી થઇ ગઇ.

મનઃસ્વામી બોલ્યો:–"પ્રિયા! મારી પણ આવીજ સ્થિતિ છે. મેં તને જ્યારથી જોઇ હતી ત્યારથી મારૂં મન તારામાં જ રમી રહ્યું હતું. એક ક્ષણનું પણ મને ચહેન પડતું નહોતું. પ્રેમાગ્નિ મને બાળી રહ્યો હતો. પરિણામ એ આવ્યું કે તારી સમીપ રહેવા માટે મારે આ બ્રાહ્મણ કન્યાનું રૂપ લેવું પડયું. આ મારા ગુરુની કૃપાનું ફળ છે. હે કોમળાંગી! ચાલ, આપણે દિવસો સુધી જે વિરહવેદના સહન કરી છે અને જેમાં આપણે બળી રહ્યા છીએ તેને દૂર કરીએ. તારા શિતળ મીઠાં અમૃત જેવા કોમળ દેહથી મારા આત્માને તૃપ્ત કર. મને આલિંગન આપ કે જેથી પ્રેમના અગ્નિમાં બળી બળીને કૃષ થયેલો મારો

દેહ નવજીવન પ્રાપ્ત કરે. એનામાં સંજીવની આવે અને તે પાછો પ્રથમની જેમજ પ્રફુલ્લિત બને.

રાજકન્યાએ પોતાના પ્રિયતમને જ્યારે પોતાની સન્મુખ જ આવા વચનો ઉચ્ચારતાં જોયો, ત્યારે તે તરતજ સ્નેહ, આશ્ચર્ય અને લજ્જાવશ બની ગઇ. પરન્તુ તે પછી તરતજ પ્રેમના આવેશમાં આવી જઇ પોતાના પ્રિયતમને ભેટી પડી. મનઃસ્વામીએ એક ગાઢ, દીર્ઘ અને પ્રેમપૂર્ણ આલિંગનથી તેનો સત્કાર કર્યો. બન્ને કેટલાક સમય સુધી આમ આલિંગન બધ્ધ જ રહ્યા.

એ પછી તેજ રાત્રિએ બન્નેએ ગાંધર્વ લગ્ન કર્યાં અને આનંદપૂર્વક રતિઉત્સવ ઉજવ્યો.

તે દિવસથી મનઃસ્વામી દિવસે મુખમાં ગુટિકા રાખી બ્રાહ્મણ કન્યાના રૂપમાં રહેતો અને રાત્રિના ગુટિકા કાઢી પુરુષ થઇ જતો. આમ બન્ને એકબીજાના સાન્નિધ્યમાં આનંદથી રહેવા લાગ્યા.

આ પ્રમાણે કેટલાક દિવસો પસાર થઇ ગયા. એટલામાં રાજાના પ્રધાનને ત્યાં તેના પુત્રના લગ્ન નીકળ્યાં. પ્રધાનના અતિ આગ્રહને વશ બની રાજા પોતાના પરિવાર સહિત લગ્નમાં ગયો. એ લગ્નમાં રાજકન્યાની સાથે મનઃસ્વામી પણ કન્યાના રૂપમાં ગયો હતો.

મનઃસ્વામી કન્યા રૂપ-રંગમાં મોહક હતી. તેનું અપૂર્વ દેહલાલિત્ય અને તેની મોહક ઉભરાતી જુવાની જોઇ પ્રધાનપુત્ર પોતાનું ભાન ભૂલી ગયો. જેની સાથે તેના લગ્ન થયા હતાં તે નવવધૂને પણ એ ભુલી ગયો. એ બ્રાહ્મણ કન્યાની જ ઝંખના કરવા લાગ્યો.

તેને ખાવાપીવાનું ભાન ન રહ્યું. પ્રેમનો નશો એટલો તો

પ્રબળ બની ગયો કે પ્રધાનપુત્ર પોતાપણું પણ ભૂલી ગયો. એ મનમોહક, પ્યારી છબી જ તેની સન્મુખ રાતદિન રમવા લાગી.

લગ્ન વીતી ગયા. રાજા પરિવાર સહિત પોતાને ઘેર આવ્યો. આ બાજુ જેમ જેમ દિવસો પસાર થતાં ગયા તેમ તેમ પ્રધાન પુત્રની સ્થિતિ વધુ ને વધુ બગડતી ગઇ. એ દિવસે કૃષ થતો ગયો. કામાગ્નિ તેને વધુ ને વધુ બાળતો ગયો. પિતા–માતા પુત્રની આ દશા જોઇ ચિન્તામાં ડૂબી ગયા.

તેમણે પુત્રને તેનું દુઃખ પૂછ્યું. પ્રથમ તો પુત્રે ઘણી આનાકાની કરી પરંતુ અંતે આકરા સોગંદથી તેણે પોતાની ઇચ્છા કહી દીધી. એ બોલ્યો–રાજકન્યાની પ્રિય સખી કે જે બ્રાહ્મણ કન્યા છે તેનામાં મારો મનડો ચોંટયો છે. મારા લગ્ન તેની સાથે થશે નહિ, તો હું આપઘાત કરી મરી જઇશ."

અને આ સાંભળતાંની સાથે જ માતા–પિતા આશ્ચર્યથી ચોંકી ઊઠયાં. બોલ્યા–"આ શું બોલે છે? બ્રાહ્મણ કન્યા સાથે આપણો સંબંધ થઇ શકે ખરો? આવો વિચાર તને કયાંથી સૂઝયો. તું કહે તેની સાથે તારા લગ્ન કરૂં પણ આ વિચાર તું કાઢી નાંખ."

પરન્તુ પુત્ર એકનો બે ન થયો. એણે કહ્યું:–"બીજી બધી મારી બહેન બરાબર છે. હું તો એને જ પરણીશ. નહિ તો જીવ કાઢી નાંખીશ."

પુત્રની આ હઠથી માતા–પિતા ચિંતામાં ડૂબી ગયા. શું કરવું તેની તેમને સમજ જ ન પડી. આ બાજુ પુત્ર વધુ ને વધુ ગળાતો ગયો. તે એટલે સુધી કે કામની છેલ્લી અવસ્થાએ તે આવી પહોંચ્યો.[1]

---

૧. આ છેલ્લી અવસ્થા તે મરણ દશા. કામશાસ્ત્રકારે કામની દશ અવસ્થા ગણાવી છે–૧–વિરહાવસ્થા ૨. સંતાપાવસ્થા ૩. જાગૃતાવસ્થા ૪. વિષાદાવસ્થા. ૫. સંકલ્પાવસ્થા. ૬. વિષયદ્વેષ ૭. ઉન્મત્તદશા ૮. ચિન્તવિભ્રમદશા ૯. મૂર્છા-

પ્રધાન ગભરાયો. પુત્રની અન્તિમ અવસ્થા જોઇ એ રાજા પાસે દોડ્યો. કહ્યું:—

"મહારાજ આપના ચરણોમાં મારી એક વિજ્ઞપ્તિ છે."

"શી?"

"આપને ત્યાં રહેલી બ્રાહ્મણ કન્યા પર મારો પુત્ર આસક્ત થયો છેઃ અત્યારે એ કામની છેલ્લી દશા ભોગવી રહ્યો છે. એને બચાવો. એ કન્યા મારા પુત્રને આપો તોજ એનો જીવ બચશે."

પ્રધાનની માંગણીથી રાજા વિચારમાં પડી ગયો. આમ તે કેવી રીતે થાય? તેના મને તેને કહ્યું–વૃધ્ધ બ્રાહ્મણને દગો કેવી રીતે કરાય? એકની સ્ત્રી બીજાને આપી શકાય ખરી? રાજાએ પ્રધાનની આ વાતને હસવામાં ઉડાવી કાઢી અને તેને પાછો કાઢયો.

નિરાશ થઇને પ્રધાન પાછો આવ્યો. પુત્રની ચિન્તાથી તેનું શરીર પણ વ્યાધિગ્રસ્ત બની ગયું હતું. એણે પણ ખાવાપીવાનું ત્યજી દીધું.

રાજ્યના કેટલાક કારભારીઓને આ બનાવની ખબર પડી. અમલદારોને લાગ્યું કે પ્રધાનપુત્રનો જીવ બચાવવો જ જોઇએ. કારણ, પ્રધાનપુત્ર મરણ પામે તો તેના શોકથી પ્રધાન પણ જરૂર મરવાનો જ અને પ્રધાનના મરણથી રાજ્યને પણ ધોકકો લાગવાનો જ. પ્રધાન ન્યાયી, મિલનસાર, સારાસારને સમજનારો અને ગુણી હતો. આવા પ્રજાપ્રિય પ્રધાનના મરણથી રાજ્યનો નાશ થાય એ નક્કીજ હતું. એટલે તેમણે રાજાને

---

વસ્થા ૧૦ મરણ દશા. આ છેલ્લી અવસ્થા એ કામની અન્તિમ અવસ્થા છે. સ્ત્રી-પુરુષોનાં કુસુમ સરખાં કોમળ તથા જોતજોતામાં દુઃખથી ફાટી જાય તેવા હૃદયોને વિયોગાવસ્થામાં માત્ર આશાનો તાંતણોજ જીવતાં રાખી શકે છે. એ આશાનો ભંગ થતાં અથવા તેની સંભાવના નહિ કરવાથી સહજમાં તે ફાટી જાય છે અને મરણની છેલ્લી અવસ્થાને પામે છે.

મનાવવાનું નકકી કર્યું.

બધા રાજા પાસે ગયા અને બ્રાહ્મણ કન્યાના લગ્ન પ્રધાન પુત્રની સાથે કરવા તેને પ્રાર્થના કરી.

રાજા બોલ્યો:–"પ્રધાનને ગુમાવવા કે તેનું અહિત થાય એવું હું જરા પણ ઇચ્છતો નથી. એમાં હું રાજી જ નથી. પરન્તુ મારે ત્યાં બ્રાહ્મણ જે કન્યાને મૂકી ગયો છે તેની સાથે એના લગ્ન કેવી રીતે કરાય? એના વિશ્વાસનો હું ભંગ કેવી રીતે કરી શકું? વળી એ બીજાની વહુ તરીકે પણ નકકી થયેલી છે, એટલે એને બીજાની સાથે પરણાવી પણ કેમ શકાય?"

"જો આપ એમ ન કરી શકશો તો પ્રધાનપુત્ર કે પ્રધાન બચી શકશે નહિ. અને પ્રધાન જતાં રાજ્યને નુકશાન થવાનુંજ."

"હું એ સમજી શકું છું. તો પણ મારા હાથ બંધાઇ ગયા છે. હું પોતે પણ નથી સમજી શકતો કે મારે આ વખતે શું કરવું જોઇએ? તમારામાંથી કોઇ યોગ્ય માર્ગ બતાવો તો હું તે અનુસરવા તૈયાર છું."

કારભારીઓમાંનો એક કારભારી ઠરેલ અને બુધ્ધિશાળી હતો. તે બોલ્યો:–"મહારાજ! એક માર્ગ છે."

"કયો?" રાજા તરતજ બોલી ઊઠયો.

"કન્યાને તમે પ્રધાનપુત્રની સાથે પરણાવી દો. બ્રાહ્મણ આવી કન્યા માંગે ત્યારે તેને કહી દેજો કે તમારી ઘણી વાટ જોઇ પણ તમે પાછા ન ફર્યા એટલે એને બીજે પરણાવી દીધી છે. એ કદાચ ગુસ્સે થાય–ક્રોધે ભરાય તો એના પુત્ર માટે બીજી સુંદર વહુ લાવી આપજો. એને જમીન–જાગીર આપજો. એ સંતુષ્ઠ થઇ જશે."

રાજાને આ ઉપાય ગમી ગયો. ઘણાં દિવસો થઇ ગયા છે એટલે કદાચ વૃધ્ધ રસ્તામાં જ મરી ન ગયો હોય તેની પણ

શી ખાત્રી ? તેથી રાજાએ તેને પ્રધાનપુત્રની સાથે જ પરણાવી દેવાનું યોગ્ય ધાર્યું.

રાજાએ મનઃસ્વામી કન્યાને બોલાવી અને પોતાનો આ વિચાર જણાવ્યો.

બ્રાહ્મણ કન્યાના રૂપમાં રહેલા મન:સ્વામીએ કહ્યું:– "મહારાજ! આપ રાજા છો. ધારો એ કરી શકો છો. તમારી આજ્ઞાનો મારાથી લોપ થઇ શકે નહિ. અને જો લોપ કરૂં તો તમે મારા પરં બળજબરી પણ કરી શકો એમ છો. કારણ હું નિરાધાર–નિઃસહાય છુ."

"સ્ત્રી અતિ સુંદર હોય તો તેનો ધર્મ સુંદરતાથી નાશ પામે છે. બ્રાહ્મણનો ધર્મ રાજસેવાથી નાશ પામે છે. ધનનો નાશ અધર્મના આચરણથી થાય છે અને ગાયનો નાશ ચારાને માટે દૂર અરણ્યમાં રઝળવાથી થાય છે. હું આપની આજ્ઞા માનીશ. કારણ, આપ મારા પાલક છો–મારા પિતા સમાન મહારાજ છો. પરન્તુ મારી એક શરત છે."

"કઈ ?"

"હું પ્રધાનપુત્રની સાથે લગ્ન કરીશ ખરી. પણ હું બ્રાહ્મણ છું. તે ગમે તેવો તોપણ ક્ષત્રિય. તેણે પ્રથમ છ મહિના સુધી સર્વ યાત્રાઓ કરી શુધ્ધ થઈ આવવું પડશે. તે પછી જ હું તેની સંગિની બનીશ. તે બાદ જ અમે પતિ–પત્ની કહેવાઇશું."

રાજાએ પ્રધાનપુત્રને બ્રાહ્મણ કન્યાની આ શરત જણાવી. પ્રધાનપુત્રે આ શરતનો તરતજ સ્વીકાર કરી લીધો. પોતાની મનમોહિની હવે તેને પ્રાપ્ત થશે જ એવા વિચારથી તેને કંઇક શાન્તિ વળી. તેના મૃતઃપ્રાય થયેલા જીવમાં નવજીવનનો સંચાર થયો.

રાજાએ બ્રાહ્મણ કન્યાના લગ્ન પ્રધાનપુત્રની સાથે કર્યાં. પ્રધાનપુત્રે પોતાની આ પ્રિયતમાને પોતાની પ્રથમ સ્ત્રીની પાસે એકાન્ત ભવનમાં રાખી અને યોગ્ય વ્યવસ્થા કરી શરત પાળવા તે તીર્થયાત્રાએ નીકળી પડયો.

મનઃસ્વામી સ્ત્રીના રૂપમાં પ્રધાનપુત્રની પ્રથમ સ્ત્રીની સાથે જ રહેવા લાગ્યો. પ્રધાનપુત્રની આ સ્ત્રી નવોઢા હતી. તેનું યૌવન ખીલતું હતું. પતિના સુખનો તેને લાવો મળ્યો નહોતો. લગ્નના માયરામાં જ પતિ બીજી સ્ત્રી પર આસક્ત થઇ ગયો હતો અને તેને પરણવાની રઢ લઇ બેઠો હતો એટલે તેને પતિ તરફથી જે પ્રેમ મળવો જોઇએ તે મળ્યો નહોતો. પરિણામે તે મનમાં ને મનમાં જ પ્રેમાગ્નિથી બળી રહી હતી.

મનઃસ્વામીએ આ સ્ત્રીનો પ્રેમ જીતી લીધો. એ જ્યાં જાય ત્યાં એ જતો. એની સાથે જ ખાવું-પીવું, સૂવું-બેસવું તેણે શરૂ કરી દીધું. સ્ત્રી પણ તેને પોતાની શોક ન ગણતાં બહેન જેવી જ ગણતી હતી. બન્ને વચ્ચે ટૂંક સમયમાંજ અપૂર્વ પ્રેમ બંધાઇ ગયો.

એક દિવસે રાત્રિનો સમય હતો. શિતળ અને મધુર ચાંદની વરસી રહી હતી. વસંત ઋતુ હતી. રાતા પલ્લવના ગુચ્છાથી નમેલા આમ્રવૃક્ષો ડોલી રહયા હતા અને એમનું એ ડોલન તરૂણ સ્ત્રીઓના મનમાં કામેચ્છા જન્માવી રહ્યું હતું.

ઘરનાં માણસો નિદ્રાવશ થઈ ગયા હતા. પૂર્ણ એકાન્ત હતું. આવે સમયે શયનગૃહમાં પ્રધાનની પ્રથમ પત્ની અને મનઃસ્વામી કન્યા એક પલંગ ઉપર સુતાં સુતાં વાર્તા-વિનોદ કરી રહ્યા હતાં.

વાર્તા ધીરે ધીરે રસિક સ્વરૂપ પકડતી ગઇ. શ્રૃંગાર-ભોગ-વિલાસ અને પ્રેમની વાતો થવા લાગી. પ્રધાનપુત્રની પત્નીનું ચિત્ત ધીરે ધીરે એ વાતોના પ્રભાવથી કામને વશ બનતું ગયું.

એ કામાતુર થઇ ગઇ. અધૂરામાં પૂરૂં પવનની ઉન્મત્ત લહરીઓએ તેના કામાગ્નિને એકદમ ઉશ્કેરી મૂકયો.

એ બોલી ઊઠી:–"પ્રિય સખી ! મારૂં આખું શરીરકોઇ દારૂણ વેદનાથી બળે છે. દેહ કંપી ઊઠે છે. રોમાંચ થાય છે. ઝીણી ધ્રુજારી પણ આવ્યા કરે છે. આમ શાથી થતું હશે ? મારૂં ચિત્ત અકલ–વિકલ કેમ થાય છે ?"

મન:સ્વામીએ કહ્યું:–"મારી સખી ! આ ચિન્હો તો કામદેવના પ્રવેશના જ કહી શકાય. તારા શરીરમાં કામ વ્યાપ્યો છે અને એટલે જ તું આટલી પરવશ બની ગઇ છે."

"તારી વાત સાચી છે. અત્યારે મેં મારૂં પોતાપણું ગૂમાવ્યું છે. મારૂં હૃદય ચૂર્ણ થાય છે. તું મારી પ્રાણપ્રિય સખી છે એટલે તને કહેતાં હું અચકાઇશ નહિ. મને અત્યારે પુરુષની કામના થઇ છે. હું તેના વગર રહી શકતી નથી. કોઇ પણ ઉપાયથી અહીં કોઈ પુરૂષને લઇ આવ. જેથી મારો આ અગ્નિ બુઝાઇ જાય અને મને શાતા વળે."

"અત્યારે આ રાત્રિના સમયમાં બહાર કેવી રીતે નીકળાય અને વળી કોઇ મળે પણ કેવી રીતે ?"

"ગમે તે ઉપાયે પણ કોઇને લાવ. મારૂં આખું શરીર બળી રહ્યું છે."

"હું જ જો પુરૂષ બનું તો ?"

"પ્રિય સખી ! અત્યારે મારી વેદના અસહ્ય થઇ પડી છે. મને બાળ નહિ. મારા સંતપ્ત હૃદયને વધુ ના સતાવ. તારાથી આ કામ થઇ શકે એમ ન હોય તો મને ના કહી દે હું...."

"હું ના કહીશ તો તું શું કરશે ? તું જાતે જ અભિસાર માટે જશે એમને !"

"ના. હું આપઘાત કરી મારૂં જીવન બુઝાવી નાખીશ."

"આવો ગાંડો વિચાર જવા દે. સાંભળ, મારી એક ગુપ્ત વાત આજે જ તારી આગળ પ્રકટ કરૂં છું." અને એમ કહી તેણે પોતાનો ગુપ્ત ભેદ કહેવા માંડયો:–

"હું સ્ત્રીના રૂપમાં છૂપાયલો પુરૂષ છું. મારૂં નામ મનઃસ્વામી છે. જો આ મારૂં મૂળ પુરૂષ સ્વરૂપ."

અને મનઃસ્વામીએ પોતાના મુખમાંથી પેલી યોગગુટિકા કાઢી નાંખી. તરત જ એ પોતાના અસલ સ્વરૂપમાં તેની આગળ ખડો થઇ ગયો.

પ્રધાનપુત્રની પત્ની આ અજબ અને જેની આશા પણ નહોતી રાખી એવી વાત સાંભળી આશ્ચર્ય પામી ગઇ. પોતાની નજર સામે જ આ બનાવનો તેણે સાક્ષાત્કાર અનુભવ્યો. જેવા પુરૂષની એને કામના થઇ હતી તેવોજ અતિ વિશ્વાસુ, રૂપાળો અને યુવાન અલબેલો તરૂણ તેની સામે જ હતો. અંગેઅંગ કામથી વ્યાપી ગયું હતું. પૂર્ણ સ્વતંત્રતા હતી. કોઇનો ભય નહોતો. એ તરત જ મનઃસ્વામીને આલિંગી પડી. જેમ વેલ ડાળીને લપેટાય તેમ એ તેના અંગ સાથે લપેટાઈ ગઇ. એના કંઠનો એ હાર બની ગઇ.

મનઃસ્વામીએ તેને ગાઢ આલિંગન આપ્યું. ચુમ્બનોથી, આલિંગનોથી, પ્રેમશબ્દોથી તેને વિહ્‌વળ બનાવી દીધી. બન્ને પ્રેમરસમાં એટલા તો ચકચૂર બની ગયા કે રાત્રિ કયાં પસાર થઇ ગઇ તેની પણ તેમને જાણ ન પડી.

એ રાત્રિ બન્નેએ અપૂર્વ આનંદમાં જ ગાળી. તે પછી મનઃસ્વામી દિવસે સ્ત્રીનું રૂપ ધરતો અને રાત્રિના પુરૂષરૂપે રહેતો. આમ પાંચ મહિના પસાર થઇ ગયા. છઠ્ઠો મહિનો પણ અર્ધો વીતવા આવ્યો અને પ્રધાનપુત્રના આગમનનો સમય નજીક

આવ્યો એટલે મનઃસ્વામી પોતાની એ પ્રિયાનું કોઈ ન જાણે તેમ હરણ કરી ગયો.

આ બધા સમાચાર સિધ્ધપુરુષ મૂળદેવને મળ્યા. તેમણે વૃધ્ધ પુરુષનું રૂપ લીધું અને પોતાના પુત્ર શશીને યુવાન બ્રાહ્મણનું રૂપ લેવડાવી તેની સાથે રાજસભામાં ગયા.

રાજાએ વૃધ્ધ મહાત્માને પ્રણામ કર્યા.

મૂળદેવે કહ્યું:-"મહારાજ! આ મારો પુત્ર મને પાછો મળી ગયો છે. કૃપા કરીને મારી પુત્રવધૂ કે જેને હું આપના રક્ષણમાં મૂકી ગયો હતો તે હવે મને પાછી આપો."

મહાત્માની આ વાત સાંભળી રાજા વિચારમાં પડી ગયો. વદ્ધને શું કહેવું તેજ એને સૂઝયું નહિ. એ મૌન રહ્યો.

વધ્ધે રાજાના મૌનથી ભય પામ્યો હોય એવો ભાવ બતાવ્યો. બોલ્યો :—"મહારાજ! બોલતા કેમ નથી? મારી પુત્રવધૂ મને સોંપી દો."

રાજાએ જાણ્યું કે હવે સાચી વાત બતાવ્યા સિવાય છૂટકો જ નથી. ત્યારે તેણે કંપતા કંપતા જે વાત બની હતી તે વર્ણવી બતાવી. એ બોલ્યો:—"મહાત્મા! મારા ગુન્હા માટે હું આપની ક્ષમા માગું છું. મુશ્કેલ સ્થિતિને લઇને જ મારે આ કામ કરવું પડયું હતું."

રાજાની વાત સાંભળતાં જ મૂળદેવે મહા ક્રોધ બતાવ્યો. તેણે પોતાનું આખું શરીર ક્રોધથી તપાવી લાલચોળ બનાવી દીધું. આંખના ભવાં ચઢાવી ઉગ્ર સ્વરે કહ્યું:—"રાજા! આ માટે તારે મારો શ્રાપ લેવો પડશે."

શ્રાપની વાત સાંભળતાં જ રાજાના હાંજા ગગડી ગયા. એ ધ્રુજતાં બોલ્યો:—"મહાત્મા! મારા પર ક્રોધ કરશો નહિ.

શ્રાપ આપશો નહિ. હું આપનું શરણ સ્વીકારૂં છું. આપની ઇચ્છામાં આવે તે દંડ મારી પાસેથી લઇ લો."

મૂળદેવે કહ્યું:-"એમજ હોય તો તારી પુત્રી ચન્દ્રપ્રભાને આ મારા પુત્રની સાથે પરણાવ."

રાજાએ આ સ્વીકાર્યું અને શુભ દિને તેણે પોતાની પુત્રીના લગ્ન શશીની સાથે કરી દીધાં.

મૂળદેવસ્વામી પુત્ર અને વહુને લઇને પોતાના સ્થાનકે ગયા.

મનઃસ્વામીને આ વાતની જાણ થઇ. પોતાની પ્રિયતમાને બીજો પરણી ગયો એ જોઇ તેને મહા શોક થયો. તે તરતજ દોડતો દોડતો સ્વામીજીના મુકામે આવ્યો.

શશી તેને સામેજ મળ્યો. મનઃસ્વામીએ કહ્યું :-'ચન્દ્રપ્રભા મારી સ્ત્રી છે. મને પાછી આપ."

શશી બોલ્યો :-"એને તો હું પરણ્યો છું એટલે એજ મારી સ્ત્રી કહેવાય. તારી કયાંથી થઇ?"

"ગુરુની દયાથી એની સાથે મેં ગાન્ધર્વ લગ્ન કર્યાં હતાં. એટલે એના પર મારો હકક થઇ ચૂકયો છે."

શશીને આ વાત સાંભળી ક્રોધ ચઢ્યો. એ બોલ્યો :-"હું અગ્નિની સાક્ષીએ તેને પરણ્યો છું. જાહેર સમક્ષ તેના પિતાએ પોતાની પુત્રીનું મને કન્યાદાન આપ્યું છે. એ મારીજ સ્ત્રી કહેવાય."

"પણ એ મારી સ્ત્રી થઇ ચૂકી છે. તું એને પરણીજ કેવી રીતે શકે?"

આમ ચન્દ્રપ્રભાના હક્ક માટે બન્ને વિવાદે ચઢયા. મૂળદેવે બન્નેને શાન્ત પાડવા ઘણો પ્રયત્ન કર્યો પરન્તુ કોઇ પણ જાતનો

નિવેડો ન આવ્યો. બન્નેની તકરાર ચાલુ જ રહી.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળે રાજા વિક્રમને પૂછ્યું:— "બોલ રાજા! ચન્પ્રભાને કોની સ્રી ગણવી? મનઃસ્વામીની કે શશીની?"

"શશીની."

"કેમ, કેવી રીતે?"

"મનઃસ્વામીએ ચોરની જેમ રાજકન્યાની સાથે ગુપ્ત રીતે ગાન્ધર્વ લગ્ન કર્યાં હતાં. ન્યાયની દ્રષ્ટિએ આ લગ્ન સાચાં ન કહી શકાય. જ્યારે શશીને તો રાજાએ શાસ્રોક્ત રીતે જાહેરમાં પરણાવી હતી એટલે એને જ મંજુરી મળી શકે. ચન્દ્રપ્રભા ન્યાયની રીતે શશીની જ પત્ની કહી શકાય. મનઃસ્વામીની નહિ."

વિક્રમે આમ કહી પોતાના ખભા તરફ નજર કરી તો શબ ત્યાં ન જણાયું. એ અદ્રષ્ય થઇ ગયું હતું.



# જીમૂતવાહન

## [૧૫]

રાજા પાછો શબ લેવા માટે ઝાડ પર ચઢયો શબને ઊતાર્યું. અને પોતાની ખાંધ પર નાંખી તેણે ઝડપથી ચાલવા માંડયું.

જરાક દૂર ન ગયો ત્યાં તો શબમાં છૂપાયલો વૈતાળ પાછો બોલ્યો:– "અરે વિક્રમ! આ તું શું મહેનત કરી રહ્યો છે? પેલા જોગીને રાજી કરવા માટે તું શા માટે તારી કાયા તોડી રહ્યો છે? જો, એક સુંદર વાર્તા કહું છું તે તું સાંભળ."

વૈતાળે વાર્તા કહેવા માંડી.

હિમાચળ પર્વત ઉપર ગાંધર્વ લોકોની એક નગરી છે. આ નગરીમાં પૂર્વે જીમૂતકેતુ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. આ રાજા વિદ્યાધર જાતિનો હતો અને તેમાં તે શ્રેષ્ઠ હતો.

રાજાના ઉદ્યાનમાં પરાપૂર્વનું એક વૃક્ષ ઉગેલું હતું. લોકો આ વૃક્ષને કલ્પવૃક્ષના નામથી ઓળખતાં. અને એ હતું પણ

કલ્પવૃક્ષજ. લોકવાયકા હતી કે એની આગળ ઇચ્છિત વસ્તુ માંગવામાં આવે તો તે મળ્યા વગર રહેતી નહિ.

જીમૂતકેતુને પુત્ર નહોતો. સંતાન વગરનું ઘર તેને ખાવા દોડતું. રાણીનો ખાલી ખોળો તેની ગહન ચિન્તાનો વિષય થઇ પડયો હતો. રાજ્યની અપાર સમૃદ્ધિ, યશ, કીર્તિ તેને નકામી જેવી લાગતી હતી.

જીમૂતકેતુ કલ્પવૃક્ષની નિત્ય પૂજા કરતો. એની એકધારી સેવા અને દૃઢ ભકિતભાવથી કલ્પવૃક્ષ તેના પર પ્રસન્ન થયું અને તેની મનોકામના પૂર્ણ કરી. રાજાને ત્યાં એક પ્રતાપી પુત્ર અવતર્યો. રાજાના હર્ષનો પાર ન રહ્યો. જીમૂતવાહન તેનું નામ પાડવામાં આવ્યું.

પુત્ર દૈવી અંશવાળો અને તેજસ્વી હતો. તેની મુખમુદ્રા પ્રતિભાશાળી અને સામાને માન ઉપજાવે તેવી હતી. જીમૂત-વાહન દિવસે દિવસે મોટો થવા લાગ્યો.

બાળઅવસ્થામાંથી એ તરુણાવસ્થામાં આવ્યો. સકળ શાસ્ત્રોનો અભ્યાસ શરૂ થયો. જીમૂતવાહન તેજસ્વી બુધ્ધિનો હોવાથી ટૂંક સમયમાં જ તેણે બધા શાસ્ત્રો શીખી લીધા. બુધ્ધિની પ્રતિભા અને જ્ઞાનને લઇને તેનામાં સાહસ, શૂરાતન, ડહાપણ, ધાર્મિકવૃત્તિ આદિ ગુણો પણ પ્રવેશવા પામ્યા હતા. રાજાએ પોતાના પ્રધાનોની સલાહ લઇ તેનો યુવરાજપદે અભિષેક કર્યો.

યુવરાજ જીમૂતવાહને પણ કલ્પવક્ષની પ્રાર્થના કરવા માંડી. તેણે કહ્યું :–'હે દૈવી વક્ષ! તેં અમારા કુટુમ્બને અત્યાર સુધી સમૃધ્ધ કર્યું છે. અમારી દરેક મનોકામના તેં પૂર્ણ કરી છે. મારી તારી આગળ હવે એકજ પ્રાર્થના છે. આ પૃથ્વીના લોકો દરિદ્ર છે. તેમની દરિદ્રતા હવે હું જોઇ શકતો નથી. તું તેમને સંપત્તિ આપ."

જીમૂતવાહનની આ પ્રાર્થના ફળી. એક દિવસે કલ્પવૃક્ષ પ્રસન્ન થયું અને બોલ્યું :–"જે ઇચ્છામાં આવે તે માંગી લે."

યુવરાજે કહ્યું :–"તું જો પ્રસન્ન થયું હોય તો આ પૃથ્વી પરના લોકોનું દારિદ્ર ફેડ. તેમને શ્રીમન્ત બનાવ."

કલ્પવૃક્ષે 'તથાસ્તુ' કહ્યું.

એ પછી ધનનો વરસાદ વરસ્યો. સારીય પૃથ્વી રત્નો, સિક્કાઓ અને બીજા કિંમતી પદાર્થોથી છલકાઇ ગઇ. લોકોના હર્ષનો પાર ન રહયો. તત્કાળ જ કલ્પવૃક્ષની અજબ માયાને લઇને લોકોનું દારિદ્ર નાશ પામી ગયું. લોકો શ્રીમન્ત બની ગયા અને આનંદથી રાચવા લાગ્યા. જીમૂતવાહનની કૃપાને લઇને આ બન્યું એટલે લોકો તેની વાહવાહ પોકારવા લાગ્યા.

જીમૂતવાહનની કીર્તિ ચોદિશ વ્યાપી ગઇ. એની આ ખ્યાતિ તેના મિત્રો–સંબંધીઓ અને અમલદારો જોઇ શકયા નહિ. તેઓ જીમૂતવાહનની વિરૂદ્ધ એક બીજાનાં કાન ભંભેરવા લાગ્યા. એને ગાદી પરથી ઉથલાવી પાડી તેનું રાજય કબજે કરી લેવાની મંત્રણાઓ પણ છૂપી રીતે થવા લાગી.

અને એક દિવસે આ લોકોના સૈન્યો ચઢી પણ આવ્યા. જીમૂતકેતુએ તેમની સામે થવાની તૈયારીઓ કરી.

પણ જીમૂતવાહને જ્યારે આ વાત જાણી ત્યારે તે ખૂબજ શાન્ત બની ગયો. એના મુખ પર ભય, ગભરાટ કે વિપત્તિની જરા જેટલી પણ છાયા દેખાઇ નહિ.

એ શાન્ત ચિત્તે પિતા પાસે પાસે ગયો અને બોલ્યો :– "પિતાજી, આપણા મિત્રો–અમલદારો અને સંબંધીઓ ફરી બેઠા છે. તેઓ આપણું રાજ્ય લઇ લેવાની ઇચ્છા રાખે છે. મેં સાંભળ્યું છે કે તમે તેમની સામે સૈન્ય લઇ લડવા જવાની તૈયારી કરી રહ્યા છો."

'હા, પુત્ર ! હું તેમને આપણી વિરૂધ્ધ થવાનું બરાબર ફળ ચખાડીશ. તારે ગભરાવાની જરા પણ જરૂર નથી."

"હું ગભરાતો જ નથી. આપ જ્યારે શસ્ત્રો લઇ રણમાં ઉતરશો ત્યારે કોઇની પણ મગદૂર નથી કે તમારી સામે ટકી શકે. તમે અનેકને ભારે પડો એવા છો. વિજય તમારા હાથમાં જ છે. પરન્તુ પિતાજી હું આપને પૂછું છું કે આ સંહાર શું યોગ્ય છે ? રાજ્યની તૃષ્ણા-લોહી ખરડીને પણ કાયમ રાખવી ? સગાં સ્નેહીઓને મારી નાંખી રાજ્ય ટકાવવું, તે શું યોગ્ય છે ખરૂં ?"

"યોગ્ય તો નથી જ. પરન્તુ થઇ શું શકે ? વિરોધીઓને ડારવામાં નહિ આવે તો રાજ્ય ગૂમાવવું પડશે. આપણે જંગલમાં જવું પડશે અને ભટકતાં-ભટકતાં જીંદગીને પૂરી કરવી પડશે." જીમૂતકેતુએ જણાવ્યું.

"જ્યારે આપ સમજો છો કે આ યોગ્ય નથી ત્યારે યુદ્ધનો મોહ શા માટે ? આ પાપી અને નાશવંત શરીર માટે આ હિંસા-ત્રાસ શા માટે ? રાજ્યલોભને માટે સંબંધીઓ-મિત્રોને શા માટે મારવા જોઇએ ? તેમના લોહી રેડી આ રાજ્યનું રક્ષણ કરીએ તે કુળદ્રોહ જ ગણાય ને ? રાજ્યની તૃષ્ણા એ મહાપાપ છે. તેને મેળવવા માટે, જાળવવા માટે અનેક પ્રકારની હિંસા, લુચ્ચાઇ, કપટનીતિ કરવી પડે છે. આ પામર અને જેનો ક્ષય થવાનો છે એવા દેહને માટે આટલી અધમતા-આટલું પાપ શા માટે આદરવું જોઇએ ?" જીમૂતવાહને પિતાને સમજાવતાં કહ્યું.

"તો પછી કરવું શું ? રાજ્ય છોડી ચાલ્યા જવું ?"

"હા. ચાલો આપણે એક શાન્ત સ્થળે જઇ આલોક અને પરલોકનું હિત થાય એવું કાર્ય કરીએ. આપણા સંબંધીઓ-મિત્રો કે જેમને આપણું રાજ્ય જોઇએ છે તે તેમને આપી દઇએ. ભલે તેઓ એથી ખૂશ થાય. રાજા યુધિષ્ઠિર જેવા ધર્માત્મા

પણ યુધ્ધ કરીને આખરે પશ્ચાતાપ પામ્યા હતા."

પુત્રનું કહેવું સાંભળી પિતા બોલ્યો:–"હે પુત્ર ! હું આ યુધ્ધ આ જીવહિંસા માત્ર તારા સુખને માટેજ કરવા તૈયાર થયો છું. પણ જ્યારે તું જ આ રાજ્યની તૃષ્ણા રાખતો નથી અને એને આપી દેવાની વાતો કરે છે ત્યારે પછી મારે શા માટે આ પાપ-કર્મ કરવું જોઇએ ? હું એકલો વૃધ્ધ શા માટે આ ભારને સહન કરૂં ? ચાલ, તારી ઇચ્છા તે મારી ઇચ્છા. હું પણ વનમાં આવવા તૈયાર છું."

જીમૂતવાહને પોતાનું રાજ્ય ત્યજી દીધું અને માતા તથા પિતાને સાથે લઇ મલયાચલ પર્વત ઉપર ચાલી ગયો. અહીં એક ગુફામાં તેણે પોતાનો આશ્રય સ્થાપ્યો ને માતા–પિતાની સેવા કરવા લાગ્યો.



આજ પર્વત ઉપર વિશ્વાવસુ નામના એક મહાસિધ્ધ પુરુષ રહેતા હતા. એમના પુત્ર મિત્રાવસુની સાથે જીમૂતવાહનને મિત્રાચારી બંધાઇ.

એક સમયે જીમૂતવાહન આમતેમ ફરતો ફરતો ઉપવનમાં પહોંચી ગયા. અહીં ભગવતી હિમાલયનન્દિની ગૌરીનું મંદિર હતું. માતાના દર્શન માટે એ અંદર ગયો. ત્યાં જઇને જોયું તો માતાની મુર્તિની સમક્ષ જ એક અતિ સુન્દર કન્યા વીણા વગાડતી શૈલરાજ તનયાની આરાધનામાં તલ્લીન બનેલી જણાતી હતી. એના આજુબાજુ એની સખીઓ એને ઘેરીને ઉભી હતી. આજુબાજુ ફરવા આવેલા મૃગો તેના કંઠની કોમળતા નિહાળી એકતાન બન્યા હોય તેમ નીચા મસ્તકે એ કન્યાનું દિવ્ય સંગીત સાંભળી રહ્યા હતા. કન્યાની આંખોમાં આકર્ષણ હતું. રૂપ–યૌવન અને પ્રેમોન્માદની માદક છટા હતી. જોનાર એ ઘડી

તેની આંખો સામે જ જોઇ રહે. એની આંખો દ્વારા જ આખા શરીરના સૌન્દર્યનું માપ નીકળી શકતું હતું. આંખની એ કીકીઓ શ્યામવર્ણની અને મનોહર હતી. એના અતિ ઉન્નત પીન પયોધર જાણે તેના મુખનું અવલોકન કરવા આતુર બન્યા હોય તેમ ઉંચા મુખ કરી રહ્યાં હતાં. એની કટિ એવી તો પાતળી હતી કે જાણે તે મુઠ્ઠીમાં જ સમાઈ જાય. પેટ પર ત્રિવલ્લી પડી હતી જે પણ તેના રૂપની છટાને અતિ મનોહર અને આકર્ષક બનાવતી હતી.

આવી સુંદર કન્યાને જોતાં જ જીમૂતવાહન સ્થંભી ગયો. ધરાઈ ધરાઇને તેણે એ રૂપરાશિનું અવલોકન કર્યું. એના પ્રત્યે એને એટલો તો મોહ ઉપજ્યો કે તેણે તેને તરતજ પોતાના હ્રદયમાં સ્થાન આપી દીધું. જીમૂતવાહન એ મોહમયી સુંદરીના મોહમાં પૂરો ફસાઇ ગયો.

સ્ત્રીની પણ એજ હાલત થઇ. મનોહર રાજકુમારને જોતાં તે વિહ્વળ બની ગઈ. તેનું રોમેરોમ કંપી ઉઠયું. તેની આંખો લજ્જાથી નીચી નમી ગઇ. શરીર કંપવા લાગ્યું. હ્રદયના ધબકારાની ગતિ ચોગણી વધી ગઇ. વીણા પરનો કાબુ તેણે ગૂમાવી દીધો એટલે તેના સંગીતની મઝા પણ ઉડી ગઈ. વીણાનો નાદ બેસ્વરો વાગવા લાગ્યો.

જીમૂતવાહન એ સુંદરીનો પરિચય મેળવવા વ્યાકુળ બન્યો. પાસે ઊભેલી સુંદરીની એક સખીને તેણે પૂછ્યું :–"તારી આ સખીનું ભાગ્યશાળી નામ શું છે? અને તે કયાં રહે છે?"

સખીએ જવાબ આપ્યો :–"એનું નામ મલયાવતી છે. એ મહા સિધ્ધરાજ વિશ્વાવસુની પુત્રી અને મિત્રાવસુની બહેન છે. પણ તમારો પરિચય તો આપો?"

જીમૂતવાહને પોતાનો પરિચય આપ્યો અને આ પર્વત

પ્રદેશમાં આવવાનું કારણ બતાવ્યુ.

સખીઓ આ સાંભળી આશ્ચર્ય પામી ગઇ. જીમૂત-વાહનની કીર્તિ તેમણે સાંભળી હતી એટલે એને પ્રયત્નથી જ પોતાની સામે જ જોતાં તેમના આનંદનો પાર ન રહ્યો. એક સખીથી ન રહેવાયું તે રાજકન્યાને ઉદ્દેશી બોલી :–

"મારી પ્રિય સખી ! આમ મૂઢ કેમ બની ગઇ છે? અહીં કોણ આવ્યું છે તે તેં જાણ્યું? એનું સન્માન કર ! આ વિદ્યા-ધરોના રાજાનું અતિથ્ય કર ! ધન્ય દિન ! ધન્ય ઘડી !"

તોપણ મલયાવતી એક શબ્દપણ બોલી શકી નહિ. એ મૌન જ રહી. લજ્જાથી તેનું મસ્તક નીચું જ નમેલું રહ્યું.

એ સખી બોલી:–

"મારી આ સુકોમળ સખી તમારાથી શરમાય છે. આવો, હું આપનું અતિથ્ય કરૂં છું."

જીમૂતવાહનની રજાથી તેણે તેના ચરણ ધોયા. કપાળ પર ચંદન કર્યું અને પછી તેના કંઠમાં સુગંધિત પુષ્પો ગૂંથેલી માળા પહેરાવી દીધી.

જીમૂતવાહને પ્રેમમાં નિર્ભય બની પોતાના ગળામાંની માળા કાઢી અને લજ્જાથી શિર નમાવી સમીપમાં જ ઊભેલી મલયા-વતીના કંઠમાં એ નાંખી દીધી.

મલયાવતીએ તિરછી નજર ફેંકી જીમૂતવાહનને સાનમાં જ સમજાવ્યું–'આભારી છું, મારો પ્રેમ પણ તમારામાં જ છે.'

આમ બન્ને પ્રેમીઓએ એક શબ્દ પણ બોલ્યા વગર સ્વ-યંવર વિધિ કરી લીધી. એટલામાં એક સેવિકાએ આવીને કહ્યું–"રાજકુમારીજી ! આપને માતાજી બોલાવે છે. માટે સત્વર પધારો."

મલયાવતીને આ તેડું કાળ જેવું લાગ્યું. રંગમાં વિક્ષેપ પડ્યો. એના પગ ઉપડવાને બદલે ત્યાં જ જડાઇ ગયા.

સખીઓએ પાછું તેને યાદ દેવડાવ્યું–"માતાજી બોલાવે છે. જવું જ જોઇએ."

અને અન્તે જીમૂતવાહન પર ચોંટેલી પોતાની પ્રેમભરી નજરને મહાપરાણે ખેંચતી ખેંચતી એ સખીઓ સાથે મહેલ તરફ વળી.

જીમૂતવાહન પણ તેના સ્વરૂપનું ચિન્તન કરતો કરતો પોતાના આશ્રમે આવ્યો.

મલયાવતી પોતાના મહેલમાં આવી. પરન્તુ પ્રાણ પ્યારાની સ્મૃતિ એટલી તો તીવ્ર વેદના પમાડી રહી હતી કે તેને શાન્તિ વળી નહિ. એ શય્યા પર પડી. વિરહવેદનાથી તેનું અંગ વીલું બની ગયું. મુખ ચિન્તાથી ઘેરાઇ ગયું. આંખોમાંથી આંસુ પણ વહેવા લાગ્યા. અંદરથી કામાગ્નિ તેને બાળી રહ્યો હતો. બહાર વિરહાગ્નિથી તે અકળાઈ રહી હતી. મલયાવતી પ્રિતમની યાદ કરી કરીને શય્યા પર તરફડી રહી હતી.

એની સખીઓએ તેના તનને શાન્ત કરવા માટે ચંદનના લેપ કર્યા. ઠંડક થાય તેવા ઉપાયો યોજ્યા. પંખાવતી પવન નાંખવા માંડયો. એને શિતળ જગ્યાએ સુવાડવામાં આવી. તો પણ તેને શાંન્તિ વળી નહિ. રાત્રિ આજ સ્થિતિમાં તેણે મહાકષ્ટે વિતાવી નાંખી.

જીમૂતવાહનની પણ આવી જ સ્થિતિ હતી. મલયાવતીની માયાએ, તેના રૂપ–લાવણ્ય અને તેની અપૂર્વ દેહ છટાએ તેના ચિત્તને હરી લીધું હતું. એની જ સ્મૃતિમાં, એના જ પ્રેમાગ્નિમાં બળતાં બળતાં તેણે પણ આખી રાત્રિ મહા પરાણે વિતાવી દીધી.

પ્રભાત ઉગ્યું. જીમૂતવાહનને પોતાની પ્રેયસીના દર્શનની આશા

બંધાઇ. એ શય્યા પરથી ઊઠયો અને જે ગૌરીના મન્દિરમાં તેને પોતાની પ્રિયાના દર્શન થયા હતાં તે સ્થળે ગયો.

અહીં મન્દિરમાં આવી તેણે આતુર હૃદયે અને આશાભરી આંખે મલયાવતીની રાહ જોવા માંડી. તેનું મન તેને કહી રહ્યું હતું કે તેને તેની પ્રિયાના દર્શન થશેજ અને એની આ આશા ખોટી પણ ન પડી. મલયાવતી પણ વિરહવેદના સહન ન થવાથી એજ મન્દિરમાં કુમારના દર્શનની આશાએ આવી પહોંચી.

બન્નેની દ્રષ્ટોદ્રષ્ટ થઇ.જીમૃતવાહને મલાયાવતીને જોઇ. એનું રોમેરોમ પ્રફુલ્લિત બન્યું. એ દોડયો અને તેને ભેટી પડયો. મલયાવતી પણ કુમારના બાહુમાં ચંપાઈ શાશ્વત સુખ અનુભવવા લાગી.

બે પ્રેમીઓ એકબીજાની બાથમાં લપાઇ અવનવો આનંદ લૂંટી રહ્યા હતા.

કુમાર બોલ્યો:—"સુંદરી ! તને એકક્ષણ પણ હું મારાથી અળગી મૂકવા માંગતો નથી. શું તને મારો નિરંતરનો સહવાસ પ્રિય નથી ? "

"પ્રિય છે ! હું પણ તમારાથી જુદી પડવા ઇચ્છતી નથી. પરન્તુ પિતાજીને આ વાત જણાવવી બાકી છે."

"શું તેમની સંમતિ મળે એમ નથી ?"

"મળશેજ. મળી છે" કોઇક બોલ્યું.

"આ કોણ બોલ્યું ?" પ્રિયતમની ગોદમાં લપાયલી મલયાવતીએ ચોંકીને પાછળ જોયું. પોતાની એક સખીને તેણે ઉતાવળે પગલે પોતા તરફ આવતી જોઇ.

શરમથી એ સંકોચાઇ ગઇ અને કુમારની બાથમાંથી અળગી થઇ ગઇ.

"અલી, સખી ! કેમ આટલા વેગથી આવી રહી છે ? શું કંઇ ખૂશ ખબર છે ?"

"હા–હા." સખીએ આનંદથી આંખો નચાવતાં કહ્યું:–"તમારા ભાઇએ આજે તમારા લગ્નની વાત પિતાજી આગળ કાઢી હતી."

"હેં...પિતાજીએ શું કહ્યું ? ભાઇ શું બોલ્યા" મલયાવતીએ આતુરતાથી પૂછ્યું.

"ભાઇએ કહયું હતું :– "વિદ્યાધરોના રાજા જીમૂતકેતુના પુત્ર આપણા રાજ્યમાં આવ્યા છે. તેઓ આપણા અતિથિ થયા ગણાય. આપણે તેમની પૂજા કરવી જોઇએ. આ પુત્રનું નામ જીમૂતવાહન છે. તેમના જેવો ગુણી, રૂપવાન અને કાર્યકુશળ બીજો કોઇ જ નથી. આપણે મલયાવતીના લગ્ન તેની સાથે કરી તેને માન આપીએ તો ઘણું સારૂં કહેવાય."

"પુત્રના આ શબ્દો સાંભળી રાજા પ્રસન્ન થયા તેમણે તરતજ કહ્યું–"તારી જે ઇચ્છા તેજ મારી ઇચ્છા. જા, એમના આશ્રમમાં જઇ આપણો આ વિચાર તેમને જણાવ."

"અને મિત્રાવસુ આ મહાભાગના આશ્રમે ગયા છે. તમારો વિવાહ હમણાંજ થવાનો છે એટલે તમે મહેલમાં ચાલો. કુમારશ્રી પોતે પણ પોતાના મુકામે જાય તો સારૂં."

"શું તું આ સાચું કહે છે ? તેં આ નજરેનજર જોયું છે" ? મલયાવતીએ આનંદિત હૃદયે પરન્તુ શંકાશીલ ભાવથી કહ્યું.

"ત્યારે શું હું જુઠું બોલું છું. એ સમયે હું ત્યાં જ હતી એટલે જ આ વાત સાંભળી છે. અને જેવી સાંભળી તેવીજ તમને કહેવા માટે અહીં દોડી આવી છું."

મલયાવતી અને જીમૂતવાહનના હર્ષનો પાર ન રહ્યો. બન્ને પ્રેમીઓએ આનંદ અને દિલગીરીનો એકી સાથે અનુભવ કરી ત્યાંથી વિદાય લીધી.

જીમૂતવાહન પોતાના આશ્રમમાં આવ્યો. અહીં મિત્રાવસુ પણ આવેલો હતો.

મિત્રાવસુએ કુશળક્ષેમ પૂછી પોતાના આગમનનું કારણ જણાવ્યું.

જીમૂતવાહનને તો એ ગમતું જ હતું. તોપણ તેણે પોતાના માતા–પિતાની સંમતિ ઇચ્છી.

મિત્રાવસુએ કહ્યું:– "તેમણે તો એમાં સંમતિ આપી જ છે. તમારા આવતાં પહેલાં મેં એમને આ વિચાર જણાવી દીધો હતો. માત્ર તમારા જ આગમનની હું રાહ જોઇ રહ્યો છું."

"તમારી જેવી ઇચ્છા." જીમૂતવાહને એમાં સંમતિ આપતાં કહ્યું."

એ પછી બન્ને મિત્રો વાતે વળગ્યા. વાતવાતમાં જીમૂતવાહને પોતાનો પૂર્વ જન્મ કહ્યો. એ બોલ્યો–"પૂર્વ જન્મમાં પણ આપણે બે મિત્રો હતા. તમારી બહેન મારી સ્ત્રી હતી. અને આપણા ત્રણે વચ્ચે સારો સંબંધ હતો."

આ વાત સાંભળી મિત્રાવસુ પ્રસન્ન થયો. પછી આડી અવળી વાતો કરી તે પોતાને ઘેર ગયો અને પોતાના માતા–પિતાને આ વાત કરી.

એ જ દિવસે લગ્ન પણ હતાં. મિત્રાવસુ માનપૂર્વક જીમૂતવાહનને પોતાને ઘેર તેડી લાવ્યો. પોતાના મોભ્ભાને છાજે એવી રીતે લગ્નોત્સવની તૈયારી કરી અને શુભ સમયે તેણે પોતાની બહેનનો હાથ વિદ્યાધરોના રાજકુમારના હાથમાં મૂકયો. જીમૂતવાહન અને મલયાવતી શાસ્ત્રોક્ત રીતે લગ્નગ્રંથીથી જોડાયાં.

આમ એ બન્નેની ઇચ્છા પૂર્ણ થઇ. જીમૂતવાહન પોતાની લાવણ્યમયી નવોઢા પત્ની સાથે આનન્દ અને આમોદપ્રમોદમાં દિવસો પસાર કરવા લાગ્યો.

એક દિવસે જીમૂતવાહન અને મિત્રાવસુ મલયાચળ પર્વત ઉપર ફરતાં ફરતાં એક વનમાં આવી પહોંચ્યા. ત્યાં થોડેક દૂર ધવલ ગિરિશૃંગ જેવો એક ઊંચો ભાગ જોઇ જીમૂતવાહન બોલ્યો:–"અહાહા! મલયાચળ પર્વતનો આ શૃંગપ્રદેશ ધવલ શરદ-મેઘથી વીંટાએલા હિમાચળની જેમ કેવો સુંદર શોભી રહ્યો છે?"

"કુમાર! એ પર્વતનો શૃંગપ્રદેશ નથી. પરન્તુ કંઇક બીજું જ છે."

"બીજું તે શું?" જીમૂતવાહને આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"એ મૂએલા નાગનાં હાડકાંઓનો ઢગ છે."

"અધધધ! આટલા બધાં હાડકાં!" જીમૂતવાહનના રોમાંચ ખડા થઇ ગયાં. તેણે કરૂણ ભાવે પૂછ્યું:–"આટલા બધા નાગ એકી સાથે શી રીતે મરી ગયાં હશે?"

મિત્રાવસુએ કહ્યું:–"એનો ઇતિહાસ છે. ઘણાં વર્ષો પૂર્વે નાગની માતા કદ્રુ અને ગરૂડની માતા વિનતા વચ્ચે વાદવિવાદ થયો. વાતવાતમાં બન્નેએ નકકી કર્યું કે જે હારે તે જીતનારનું દાસીપણું કરે. નાગની માતા હોશિયાર અને પહોંચેલી હતી. તેણે કપટ કરી ગરૂડની માતાને હરાવી. શરત મુજબ ગરૂડની માતાને તેની દાસી થવું પડયું.

ગરૂડે જ્યારે આ વાત જાણી ત્યારે તેના ક્રોધનો પાર ન રહ્યો. તેણે પોતાની માતાના શત્રુ પર ચઢાઇ કરી અને તેને છોડાવી.

માતાને મુકત કરી તોપણ ગરૂડનો ક્રોધ દૂર ન થયો. તેણે વૈરભાવથી નાગોને ખાવાનો આરંભ કરી દીધો. ગરૂડ રોજ પોતાની પ્રચન્ડ પાંખો વડે પાતાળમાં ઘૂસી જતો અને કેટલાએક નાગના ટૂકડે ટૂકડા કરી નાંખતો, કેટલાકને પગથી ખુંદી નાંખતો અને કેટલાએક તો તેના કાળાકેરથી ભય પામીને

આપોઆપ જ મરણ પામતા. આમ એણે ટૂંક સમયમાં જ ભારે હાહાકાર વર્તાવી દીધો."

"અરેરે ! કેટલી ભયાનકતા ! કેવી નિષ્ઠુરતા ! પછી શું થયું ?" જીમૂતવાહને વચ્ચેજ પૂછ્યું.

"ગરૂડના આવા ઉત્પાતથી નાગના રાજા વાસુકી ભય પામી ગયા. તેમણે વિચાર્યું. આમ રોજ થશે તો થોડાંક જ સમયમાં નાગોનું નામનિશાન મટી જશે. આવી ભીતિ લાગવાથી નાગાધિપતિ વાસુકીએ ગરૂડને વિનંતિ કરી–

"શું ? પહેલાં તમે મને ખાવ એજ ને ?" જીમૂતવાહને કહ્યું.

"ના રે ના, બીજું જ કહ્યું."

"એવું તે બીજું શું કહ્યું ?" જીમૂતવાહનને આ વાતમાં ખૂબ જ રસ પડતો હતો. એટલે તે આતુરતાથી બોલી ઊઠ્યો.

"તેણે ગરૂડને વિનંતી કરી–"મહારાજ ! હું આપની સાથે એક શરત કરવા ઇચ્છું છું ?"

"શી ?"

"આપ પાતાળમાં આવી નિત્ય અનેક નાગોનો નિરર્થક સંહાર કરી નાંખો છો એના કરતાં હું નિરંતર આપને એક નાગ મોકલી આપું તો ? આપ તેનું ભક્ષણ કરો. એથી આપનો સમય બચી જશે અને આપને ભક્ષ વિના પ્રયત્ને તત્કાળજ મળી જશે. આપ વિચાર કરો–સઘળા નાગનો એકદમ સંહાર થવાથી તમને શો લાભ થવાનો હતો ?"

ગરુડે વાસુકીની આ વિનંતી માન્ય કરી. તે બોલ્યો:– "આ શરતનો ભંગ ન થાય તેની સાવચેતી લેજો. જે દિવસે એનો ભંગ થયો છે તે દિવસે હું સમગ્ર નાગજાતિને ઉખેડી નાંખીશ."

"વાસુકીએ તેમ ન થવાની ખાત્રી આપી. તે દિવસથી દરરોજ વાસુકી એક-એક નાગને અહીં મોકલે છે અને ગરૂડ તેનું ભક્ષણ કરી જાય છે. આ સામે જણાય છે તે પર્વત જેવડો ઢગ આજ સુધીમાં એ પ્રકારે મરણ પામેલા નાગનાં હાડકાંઓનો જ છે. અને તે જ હિમાલયના શૃંગની જેમ શોભા આપી રહયો છે!"

જીમૂતવાહન આ સાંભળી શોકાતુર બન્યો. એ બોલ્યો:— "નાગરાજ વાસુકી માટે મને ધિક્કાર છૂટે છે. તેણે શા માટે આ શરત કરી? શા માટે તેણે પોતાની પ્રજાને રોજ શત્રુના હાથમાં સોંપવાનું સ્વીકાર્યું? ધિક્કાર છે એ નાગાધિપતિને! પોતાની એક હજાર ફણા અને બે હજાર જીભ છે! તેમાંથી એક જીભે પણ તેણે ગરૂડને એમ ન કહ્યું કે,—"ગરૂડ! પ્રથમ તું મને ખા અને પછી બીજાને ખા. નિરંતર નાગકન્યાઓનાં કરૂણાજનક રૂદનને સાંભળી સાંભળી નિર્બળ બનેલા ગરૂડે આવી પ્રાર્થના શા માટે કરી? એના કરતાં તો કુળનો ક્ષય સારો!"

"અને ગરૂડને પણ શું કહેવું? એ વિષ્ણુનું વાહન છે. શૂરવીર છે. પવિત્ર છે છતાં પણ આવા પાપકર્મમાં પ્રવૃત્ત રહે છે! હાય! હાય કેટલી બધી અધમતા!"

થોડીવાર રહી એ ગદગદ કંઠે કહેવા લાગ્યો:—" અરેરે! આ મળમૂત્રથી ભરેલા નશ્વર દેહના રક્ષણ માટે પ્રાણીઓ કેવાં નિંદ્ય, નીચ અને ઘાતકી કૃત્યો કરે છે! અરેરે! આ બિચારા નાગોનો કેવો ભયાનક અંત!"

એ વિચારમાં ડૂબી ગયો. તેના મુખ પર એક પછી એક ભાવો પલટાવા લાગ્યા. અન્તમાં એણે નિશ્ચય સાથે ઉચ્ચાર્યું:— "મારા આ નાશવંત દેહવડે આ અસાર સંસારમાં હું સારવાળી વસ્તુ કેમ નહિ મેળવું? શા માટે હું આ નાગજાતિને બચાવી

ન શકું ? શું હું મારા આ ક્ષુદ્ર દેહના ભોગે એક પણ નાગને પ્રાણ બચાવી ન શકું ?"

આ મુજબ જીમુતવાહન પોતાના મનમાં વિચાર ચલાવી રહ્યો હતો ત્યાં એક પ્રતિહારી આવ્યો અને મિત્રાવસુને કહેવા લાગ્યો:–"આપને મહારાજા બોલાવે છે."

મિત્રાવસુએ કહ્યું:–"મિત્ર ! ચાલો આપણે જઈએ ! "

"હા, તમે ઘેર જતાં થાઓ. હું હમણાં જ તમારી પાછળ આવું છું."

મિત્રાવસુ વિદાય થઈ ગયો.

હવે જીમૂતવાહન એકલો પડયો. પોતાને વિચારવાનો સમય મળે એ માટે જ તેણે મિત્રાવસુને પહેલો મોકલી આપ્યો હતો. નાગકૂળના ભયંકર વિનાશનો વિચાર કરતો કરતો તે સમુદ્ર કિનારે આંટાફેરા મારી રહ્યો હતો.

આજ અરસામાં થોડેક દૂર કોઈ સ્રીના રડવાનો કરુણ અવાજ તેના સાંભળવામાં આવ્યો. આ કોણ રડી રહ્યું હશે ? જીમૂતવાહન ચમક્યો અને જે દિશાએથી અવાજ આવતો હતો તે દિશાએ ત્વરિત પગલે આગળ વધ્યો.

એક સ્થળે આવી એ અટકી ગયો. એણે જોયું તો એક પથ્થરની શિલા સમીપ એક તરુણ પુરુષ ઊભેલો હતો. પુરુષ રૂપવાન, યુવાન અને દિવ્ય તેજવાળો હતો. આમ છતાં પણ તેના મુખ પર દર્દના ભાવ જણાતા હતા. એ શિલાની પાસે જ કોઈના ફરમાન મુજબ ત્યાં ઊભો રહ્યો હતો.

યુવાન એકલો નહોતો. એની પાસે એક વૃધ્ધ સ્રી પણ હતી. આ સ્રી રડી રહી હતી. અને રૂદનનો જે અવાજ આવતો હતો તે આ સ્રીનો જ હતો પુરૂષ આ સ્રીને વિનયપૂર્વક પાય

જવા માટે કહેતો હતો.

જીમૂતવાહને ગુપ્ત રીતે જયારે તેની કરૂણાજનક વાણી સાંભળી ત્યારે તેના અંગે અંગમાં દયા વ્યાપી ગઇ. આ યુવાન તેમજ વૃધ્ધ સ્ત્રી કોણ છે તે જાણવાની ઇચ્છાથી એ ગુપ્ત રીતે જ ત્યાં ઉભો રહયો અને તેમનો વાર્તાલાપ સાંભળવા લાગ્યો.

વૃધ્ધ સ્ત્રી નાગણી હતી. તેની આંખમાંથી આ સમયે શ્રાવણ–ભાદરવો વરસી રહ્યા હતા. એ વિલાપ કરી રહી હતી– "બેટા શંખચુડ! તારો આજે વિનાશ થશે તે હું આ મારી પાપી આંખોએ શી રીતે જોઇ શકીશ? મારા સુપુત્ર! તું તો મારા ઘરનું રતન છે! ફરીથી તને હું કયાં જોઇ શકીશ? તારા મરણથી હું અને તારા વૃધ્ધ પિતા કેવી રીતે જીવી શકીશું? બેટા! તારૂં શરીર આ તાપમાં પણ કરમાઇ જાય છે તો તું ક્રુર ગરુડનો ઘા કેવી રીતે સહી શકીશ? અરેરે! આ મારૂં દુઃખ હું કોને કહું?"

આમ માતા છાટી ફાટ રડી રહી હતી. પાસે ઊભેલા પુત્રથી આ સહન ન થયું. તેણે માતાને આશ્વાસન આપતાં કહ્યું:–"મા, તું આમ વ્યર્થ શોક શા માટે કરે છે? તારો આ વિલાપ હવે મારાથી સહન થતો નથી. તું ઘેર જા, હું તને આ અન્તિમ પ્રમાણ કરૂં છું હવે ગરૂડના આવવાનો સમય થયો છે. વિલાપ ન કર! તું સમજુ છે. જન્મની સાથે મરણ જોડાયલું જ છે તો પછી શોક શા માટે? પ્રાણીઓનો દેહ ક્ષણભંગુર છે. વહેલા કે મોડા તેને મરવું જ પડે છે. માટે મા તું શોક કરવો રહેવા દે અને મને પ્રસન્નચિન્તે રજા આપ."

પુત્રના આ વચન સાંભળી માતા તેને વાત્સલ્ય પ્રેમથી બાઝી પડી. એ વધુને વધુ રડવા લાગી. તેના અતિ અને કરૂણ રૂદનથી આખા સમુદ્ર કિનારાનો પ્રદેશ હાહાકારમય થઇ રહ્યો.

પુત્રના મરણના ભયથી વ્યાકુળ અને શોકથી મૂર્ચ્છિત બની તે જોતજોતામાં જમીન પર ઢળી પડી.

જીમૂતવાહન આ બધો વિલાપ સાંભળીને અને દુઃખદાયક બનાવ નજરોનજર જોઇને, દયામાં ડૂબી ગયો. તેનું પરદુઃખે દુઃખી થતું હૃદય અત્યન્ત તીવ્ર વેદના અનુભવવા લાગ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યો :–આ દુઃખી નાગ છે. વાસુકીનાગે આ કમનસીબ શંખચૂડને આજે ગરૂડના ભોજન માટે મોકલ્યો લાગે છે! આ વૃધ્ધ સ્ત્રી તેની માતા છે અને સ્નેહને લીધે અહીં સુધી તે તેની પાછળ આવી છે. એનો આ એકનો એક જ પુત્ર લાગે છે. અને એટલે જ તે આ વિલાપ કરી રહી છે. મારે આ દુઃખી અને સ્વજનથી ત્યજી દેવાયલા દુર્ભાગી નાગનું રક્ષણ કરવું જ જોઇએ! એને જો હું છોડાવું નહિ તો મારો જન્મારો વૃથા ગયો કહેવાય!"

હવે શંખચુડની માતાને કંઇક ભાન આવ્યું. તે પુનઃ પુત્રને વળગી પડી અને કલ્પાંત કરવા લાગી. "હાય! હાય! મારા પુત્રને કોણ બચાવે? આ નિર્દય ગરૂડના પંજામાંથી કોણ તેને છોડાવે?"

જીમૂતવાહનથી હવે સહી ન શકાયું. તે એકદમ બહાર આવ્યો અને બોલ્યોઃ–"હું તેને બચાવીશ! માજી તમે ચિન્તા ન કરો!"

ડોસી આ શબ્દો સાંભળી ડઘાઇ ગઇ. એ સમજી કે ગરૂડ આવી પહોંચ્યો. તે તરત જ બોલીઃ–"મને ખા! મારા પુત્રને રહેવા દે! હું તારો ઉપકાર જીંદગી સુધી ભૂલીશ નહિ."

જીમૂતવાહન આવું અપ્રતિમ પુત્રવાત્સલ્ય જોઇને ચકિત બની ગયો. તેની આંખમાંથી પાણી આવી ગયા. એ વિચારવા લાગ્યો–"આવું હૃદયભેદક દ્રશ્ય જોઇને શું ગરૂડને પણ

થોડી દયા ન આવે ?"

શંખચૂડે જીમૂતવાહનની પ્રતાપી મુખમુદ્રા જોઇ. એ પોતાની માને ઉદ્દેશી બોલ્યો:–"મા, તું ડરીશ નહિ. આ ગરૂડ પક્ષી નથી. નાગકુળનો સંહાર કરનાર આ ન હોય! આ તો કોઇ મહાપુરૂષ છે. ગરૂડ તો નાગના લોહીથી ખરડાએલી ભયંકર ચાંચવાળો અને આ દિવ્ય તેજ, સુન્દર સ્વભાવવાળો પુરૂષ કયાં ?"

જીમૂતવાહન બોલ્યો:–"માજી, તમે ડરશો નહિ તમારા પુત્રનો હું જીવ બચાવીશ."

શંખચૂડના શબ્દોથી અને જીમૂતવાહનની સૌમ્ય મુખાકૃતિ જોઇ વૃદ્ધાને ધીરજ આવી. એનો શોક આ શબ્દો સાંભળતાં શાન્ત બન્યો. એનો જીવ હેઠો આવ્યો.

એણે કૃતજ્ઞતાપૂર્વક પોતાના બે હાથ જીમૂતવાહનના મસ્તક પર ધર્યા અને આશીર્વાદ આપતાં કહ્યુ:–"વત્સ. ચિરંજીવ હો!"

જીમૂતવાહન બોલ્યો:–"માજી! તમારા પુત્રની જગ્યાએ મને બેસવા દો. ગરૂડ પોતાનો શિકાર સમજી મને ખાઇ જશે અને તમારા પુત્રના પ્રાણ બચી જશે."

"અધધધ! આ શું બોલે છે? તું તો હવે મારો પુત્ર ગણાયો. આવી અમંગળ વાત કરીશ નહિ. શંખચૂડની જેમજ તું પુત્ર જેટલો મને વહાલો લાગે છે. અરે, તેથી પણ વધુ. કારણ તું તારો દેહ અર્પણ કરીને તેના જીવનનું રક્ષણ કરવા તૈયાર થયો છે. તારા ભોગે તું શંખચૂડના પ્રાણ બચાવે? ના–ના. બેટા! એમ હું થવા દઇશ નહિ."

"ના, માતાજી! તમે મારા મનનો નિશ્ચય તોડશો નહિ. મારામાં અને તમારા પુત્રમાં જરાય જુદાઇ ગણશો નહિ. મારી માગણી સ્વીકારી, મારા આ નાશવંત દેહને ઉપયોગી થવા દો."

શંખચૂડ કે જે આશ્ચર્યથી આ વાર્તાલાપ સાંભળી રહ્યો હતો તેનાથી હવે રહેવાયું નહિ તે બોલ્યોઃ–"મહાત્મન! આપે મારા પ્રતિ જે ઉદારભાવ બતાવ્યો છે તે માટે હું આપનો ઋણી છું. પોતાના પ્રાણના ભોગે પણ અન્યનું રક્ષણ કરવું એ ઉત્તમ પાઠ આપે આજે જગતને શીખવ્યો છે. પરન્તુ આપ આપના એ વિચારને જતો કરો. કારણ, હું તમારા દેહના ભોગે મારા પ્રાણ બચાવવા ઇચ્છતો નથી. મારા જેવા કેટલાય ક્ષુદ્ર જીવો જગતમાં જન્મે છે અને મરે છે; પરંતુ આપના જેવા પરોપકારી મહાપુરૂષોનો આવિર્ભાવ તો જવલ્લેજ થાય છે. માટે જ કહું છું કે, મહાભાગ! આપનો નિશ્ચય છોડી દો. મારા પિતાનું કુળ નિર્મળ છે. તેમાં હું કલંક લગાડવા ઇચ્છતો નથી. હું પોતેજ મરીશ."

જીમૂતવાહન તેને સમજાવી કહેવા લાગ્યોઃ–

"તું પોતે મરશે એટલે તારી પાછળ તારી માતા પણ મરી જશે. તારા વૃધ્ધ પિતાનું હૃદય પણ આ શોક સમાચાર સાંભળી તૂટી પડશે. હું પોતે એકલો છે. મારા મરણથી કોઇને શોક થવાનો નથી. માટે હવે ઢીલ ન કર મને તારી જગ્યાએ બેસવા દે. અને તું તથા તારી મા આ ભયંકર સ્થળ છોડી એકદમ દૂર ચાલ્યા જાઓ."

"ના. મહાનુભાવ એમ થઇ જ ન શકે. આપના ભોગે મારે જીવવું નથી. ધૂળ પડી એવા જીવતર પર. મારે આવું પાપ વહોરવું નથી. કૃપા કરી તમે તમારે માર્ગે જાવ અને મને મારી ફરજ અદા કરવા દો." શંખચૂડ બોલ્યોઃ

ગરૂડને આવવાનો સમય થયો છે એમ જાણી શંખચૂડે માતાને પગે પડી કહ્યું:–"મા, હવે ગરૂડને આપવાનો સમય થયો છે. માટે તું અહીંથી ચાલી જા. હું પ્રભુને પ્રાર્થના કરૂં છું કે ભવોભવ મને તારા ઉદરે જ જન્મ આપે."

વૃષ્ણા રડતી રડતી બોલી:—"હું તને છોડીને કયાં જાઉ? જે થવાનું હોય તે ભલે થાય, હું તો અહીં તારી સાથે જ રહીશ."

"મા, વખત ન ગુમાવ, ગરૂડને આવવાનો સમય થયો છે. વળી મારે સામેના મંદિરમાં જઇ શ્રી શંકરનાં દર્શન કરવા છે. માટે તું ઘેર જા અને મને જવા દે."

"ના, હું તને છોડીશ નહિ. ચાલ, આપણે બન્ને ભગવાનના દર્શન કરવા જઇએ. એમની ઇચ્છા હશે તો તું ઉગરી જશે."

મા–દિકરો શંકરના મન્દિરે ગયા. આ જોઇ જીમૂતવાહન વિચાર કરવા લાગ્યો. "હમણાં આજ ક્ષણે જો ગરૂડ આવે તો કેવું સારૂં? સુંદર યોગ આવી મળ્યો છે! હું આત્માર્પણ કરી પરોપકાર કરૂં. એણે પ્રભુને પ્રાર્થના કરી–"હે ઇશ! તું મારૂં ધાર્યું કર!

અને ભગવાને જાણે તેની પ્રાર્થના સાંભળી હોય તેમ વાયુનું એક પ્રચન્ડ ઝોકું આવ્યું. વૃક્ષો હાલવા લાગ્યાં. ઝાડ–પાનના અવાજથી ભયાનક રવ થવા લાગ્યા. જીમૂતવાહને જોયું કે હવે ગરૂડની સવારીને બહુ સમય નથી એટલે તે દૃઢ નિશ્ચયની સાથે સ્વાત્માર્પણ કરવા માટે વધસ્થળે જઇને બેઠો.

તરતજ પવનના સુસવાટાથી દિશાઓ કંપી ઊઠી. પક્ષીરાજ પોતાની વિશાળ પાંખોથી આકાશને ઢાંકતો વધસ્થળે આવી પહોંચ્યો. પળમાં જ જીમૂતવાહનના શરીરને તેણે પોતાની વિશાળ કાયા વડે છૂંદી નાંખ્યું અને તેના શિરને ચાંચ મારી ફોડી તેમાંથી શિરોરત્ન કાઢી લીધું. આ વખતે તેના મસ્તકમાંથી લોહીની ધારાઓ વહેતી હતી. તે બાદ ગરૂડ તેને ઉપાડી મલયાચળના શિખર ઉપર આહારવા માટે લઇ ગયો.

આ સમયે આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઇ. દેવોના દુંદુંભી ગડગડી ઊઠયાં. જીમૂતવાહનના આ અપૂર્વ ત્યાગથી દેવો પણ મોહાઇ તેના આ અપ્રતિમ બલિદાનને નિરખવા લાગ્યા.

ગરૂડ જ્યારે લોહીલોહાણ થયેલા જીમૂતવાહનને લઇ આકાશમાં ઉડેલો તે સમયે જીમૂતવાહનના મસ્તકનો મુકુટમણિ ગરૂડની ચાંચમાંથી લોહીની ધારાની સાથે જ મલયાવતી જ્યાં બેઠી હતી ત્યાં એના ખોળામાં પડયો.

મલયાવતી ચમકી ગઇ. આ કોનો મુકુટમણિ હશે? એણે જરા ધ્યાનથી જોયું તો એના ઉપર એક સ્થળે જીમૂતવાહનનું નામ જણાયું. તે ગભરાઇ ગઇ અને આંખમાં આંસુઓ સાથે પોતાની સાસુ પાસે દોડી ગઇ.

"માતાજી! આ મણિને આપ ઓળખી શકો છો? એ કોનો છે?"

"જીમૂતવાહનનો જ. તારી પાસે કેવી રીતે આવ્યો? અરે આ તો લોહીવાળો છે? અને વહુ તું કેમ આંસુઓ પાડે છે? આમ વીલી અને કરમાયલી કેમ લાગે છે?"

"માતાજી! હું બેઠી બેઠી પુષ્પોના હાર કરી રહી હતી ત્યારે અચાનક જ આ મણિ આકાશમાંથી મારા ખોળામાં ટપકી પડયો. સાથે લોહી પણ હતું. એમને શું થયું હશે? તેમનું અમંગળ તો ન થયું હોય?"

આ સાંભળી રાજા રાણી બન્ને ગભરાઇ ગયા. તેમના દેહ કંપવા લાગ્યા. વૃદ્ધ રાજાએ તો કલ્પાંત પણ કરવા માંડયું.

આ જોઇ મલયાવતીની હિંમત છૂટી ગઇ. તે રડી પડી અને ઢગલો થઇ નીચે તૂટી પડી.

આ જોઇ વૃધ્ધ રાણી દોડી આવી. મલયાવતીને જમીન

પક્ષથી ઉંચકી પોતાના હૃદય સરસી ચાંપીને બોલી:-"બેટા, જરા પણ ગભરાઇશ નહિ તારૂં અશુભ થવાનું નથી. તારા જેવી શુભ લક્ષણવન્તી સ્ત્રીનો કદિ સર્વનાશ થાય જ નહિ."

રાજા જીમૂતકેતુ અને રાણીએ પોતાની વિદ્યાનું સ્મરણ કર્યું. વિદ્યાનું સ્મરણ થતાં જ શું બન્યું હતું તે બધું તેમના જાણવામાં આવી ગયું. તરત રાજારાણી ઊભા થયા. મલયાવતીને તેમણે બધી વાત કરી અને પછી તેને સાથે લઇ ગરૂડ જ્યાં આગળ જીમૂતવાહનનો ભક્ષ કરતો હતો તે સ્થળે જવા લાગ્યા.

✿

આજ અરસામાં શંખચૂડ કે જે ભગવાન શંકરના દર્શન કરવા ગયો હતો તે ઉતાવળો ઉતાવળો વધશિલા આગળ આવ્યો. જોયું તો શિલા લોહીવાળી બની હતી. આ જોતાંજ તેનું હૃદય ચીરાઇ ગયું. તે અત્યન્ત કલ્પાંત કરવા લાગ્યો. રડતાં રડતાં બોલવા લાગ્યો:-"હે મહાભાગ! હે મહાત્મા! તમે આ શું કર્યું? મારા જેવા પામરને માટે તમે તમારો ભોગ શા માટે આપ્યો? હું પાપી છું! નિષ્ઠુર છું! કેવો હીનભાગી છું કે મારી કાયાનો ભોગ પણ ન આપી શકયો! આવા જીવતરને મારે હવે શું કરવું? હું એ મહાપુરૂષની પાછળ જ મારા દેહનો ત્યાગ કરીશ."

આમ કલ્પાંત કરતો કરતો તે જમીન ઉપર લોહીની પડેલી ધારાને આધારે આધારે જીમૂતવાહનની શોધમાં ચાલવા લાગ્યો.

આ બાજુ ગરૂડ મલયાચલના અતિ ઉચ્ચ શિખર પર બેસી જીમૂતવાહનને ચાંચ દ્વારા કોચી કોચી ખાતો હતો. પોતાનો દેહ દારુણ વેદના અનુભવી રહ્યો હતો. શરીરે અત્યન્ત કષ્ટ થતું હતું છતાંપણ જીમૂતવાહન તે દુ:ખ આનંદની સાથે સહન કરી રહ્યો હતો.

ગરુડને આ જોઇ આશ્ચર્ય થયું. તે પોતાના મન સાથે

વિચારવા લાગ્યો– "કેવું અજાયબી જેવું. મેં આજસુધીમાં અસંખ્ય નાગનું ભક્ષણ કર્યું હશે, પરંતુ આવો ચમત્કાર તો કયારેય પણ જોયો નથી. આ તો કોઇ વીરલો લાગે છે. હું એને મારા પ્રચન્ડ નખ અને ચાંચ વડે ખોતરી ખોતરીને ખાઉં છું તો પણ એ મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચારતો નથી. અરે એ તો બાજુએ રહ્યું પણ ઉલટું તે તો આનંદ પામતો જણાય છે. વારંવાર રક્ત–પાન કરૂં છું તેની એને જરાય વેદના થતી જણાતી નથી! આટઆટલી વેદનાભરી સ્થિતિ છતાં તેનું મુખ કેવું પ્રેમાળ અને પ્રસન્ન દીસે છે! વળી તે મારા તરફ સ્નિગ્ધ દ્રષ્ટિ પણ કર્યા કરે છે. એનું આવું અસાધારણ ધૈર્ય જોઇને મને અત્યન્ત આશ્ચર્ય ઉપજે છે. એ નાગ તો નથી જ પણ કોઇ દૈવી માનવી જણાય છે! હું હવે એને ખાઇશ નહિ. પૂછું કે, એ કોણ છે?"

આમ એ વિચારમાં પડયો એટલે ખાતાં અટકી ગયો. જીમૂતવાહન ગરૂડને ભક્ષણ કરતો બંધ થયેલો જોઇને કહેવા લાગ્યો:–"કેમ, પક્ષીરાજ આપ ખાતાં અટકી ગયાં? શું મારા શરીરમાં માંસ અને લોહી નથી? કે પછી તમારૂં પેટ ભરાઇ ગયું? પેટ ન ભરાયું હોય તો પેટ ભરીને ખાવ. હજુ પુષ્કળ માંસ ને લોહી મારા શરીરમાં ભરેલું છે."

આ સાંભળી ગરૂડ વધુ આશ્ચર્યમાં ડૂબ્યો. એ બોલ્યો:– "આપ કોણ છો? આટલી વેદના અનુભવ્યા છતાં પણ તમે પ્રસન્ન કેમ છો? શા માટે આનંદપૂર્વક આ બલિદાન આપી રહ્યા છો? નક્કી તમે કોઇ મહાપુરુષ છો. નાગ તો નથી જ."

"ના, ભાઇ ના. હું નાગ જ છું. મારો આજે વારો આવ્યો છે એટલો મને આનંદ થાય છે. મરણથી મને ભય લાગતો જ નથી."

"તમે અજબ લાગો છો! મરણથી તો ભય પામવું જોઇએ ત્યારે તમે તો રાજી થાવ છો. કારણ?"

"હું જીંદગીથી કંટાળી ગયો છું. લોકોનો ત્રાસ વેઠી મેં ખૂબ દુઃખ સહન કર્યું છે. હવે એમાંથી હું મુક્ત થવા માગું છું આજે એ મુક્તિદિન આવતાં મને આનંદ થાય છે."

"ખોટી વાત! હું આ વાત માની શકતો જ નથી. નક્કી તમે કોઈ મહાત્મા છો!"

"ખરી વાત છે, હે પક્ષીરાજ! હવે આ મહાઅનર્થ કરતાં અટકી જાવ! તમારો ભક્ષ તો હું જ છું. વાસુકીએ આપને માટે મને જ મોકલ્યો છે. આ તો કોઇ પરગજુ મહાત્મા છે. એમને છોડી દો!" શંખચૂડે ત્યાં આગળ આવી પહોંચતાંની સાથે જ ઉચ્ચાર્યું.

શંખચૂડને જોઇ જીમુતવાહનનું મુખ કરૂણ બની ગયું. તે બોલ્યો:–"અરેરે! શંખચૂડ તું અત્યારે અહીં શા માટે આવ્યો? મારો મનોરથ પૂર્ણ થવાની અતી ઉપર છે તેમાં તું વિઘ્ન કેમ નાખે છે? મને આનંદની સાથે મારી કાયાનું વિસર્જન કરવા દે. પક્ષીરાજ! હું જ તમારો ભક્ષ છું. મને આરોગો."

શંખચૂડ ઝડપથી ગરૂડ અને જીમૂતવાહનની વચ્ચે જઇ ઊભો રહી ગયો. એ બોલ્યો:–"પક્ષીરાજ! આ તો વિદ્યાધરકુળના વડા જીમૂતવાહન છે. તમે એમને પકડીને ખોટું કામ કર્યું છે. એમને છોડી દો!"

આ વાર્તાલાપ ચાલતો હતો ત્યાં તો જીમૂતવાહનના પિતા, માતા અને તેની સ્ત્રી ઉતાવળાં ઉતાવળાં ત્યાં આવી પહોંચ્યાં.

પુત્રનું ચૂંથાયલું, માંસના લોચાઓવાળું અને લોહી નીતરતું શરીર જોઇ તેઓ અત્યન્ત ગભરાઇ ગયા. તેમની આંખમાંથી આંસુઓ પડવા માંડ્યાં. પિતા–માતા કરૂણ સ્વરે વિલાપ કરવા

લાગ્યા–'બેટા! તેં આ શું કર્યું? હાય! તેં પરને માટે તારા દેહનું દાન કર્યું? અમારા દુ:ખને જરાપણ ન વિચાર્યું? અને હે પક્ષીરાજ! તમે પણ વિચાર્યા વગર આ કૃત્ય કર્યું! આ કોણ છે તે પણ તમે ન જોયું?"

આ લોકોનું કલ્પાંત સાંભળી ગરૂડ વિચારમાં પડી ગયો. તેને પોતાની ભૂલ સમજાઇ. એ પશ્ચાતાપ કરવા લાગ્યો–હાય! આ મેં શું કર્યું? મેં મોહવશ બની કોનો ભક્ષ કર્યો? આ તો પારકાને માટે આત્મત્યાગ કરનારા જીમૃતવાહન છે. વિદ્યાધરોમાં શ્રેષ્ઠ એવા સાધુપુરૂષને મેં દુ:ખ આપ્યું! જીવ! તને હજારો ધિક્કાર છે!"

આમ ગરુડ પોતાના કૃત્યથી શોક પામી પશ્ચાતાપ કરતો હતો ત્યાં તો જીમૂતવાહનને ઘાની પીડા અસહ્ય થઇ પડી. એનું મુખ મ્લાન અને ફીકકું પડી ગયું. પોતાનો અંતઃકાળ સમીપ આવેલો જોઇ તેણે માતા–પિતાને પ્રણામ કર્યા અને પછી તેણે પ્રાણ ત્યજી દીધાં.

જીમૂતવાહનના મરણથી દશે દિશાઓ કંપી ઊઠી. બધા હાહાકાર કરી ઊઠયા. જીમૂતવાહનની માતા આક્રન્દ કરતી હાથ જોડી ઊંચે જોઇ ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી:–"હે જગત્કર્તા આ તે શો જુલમ! મારા પર આવો કોપ શા માટે? તું તો દયાળુ છે! અમૃતનો વર્ષાવ કર! મારા પુત્રને પુન: સજીવન કરી મારા પર ઉપકાર કર. હું તારી જન્મોજન્મ ઋણી બનીશ."

ગરૂડ કે જે મહાન વિપત્તિથી શોક સાગરમાં ગરકાવ થઇ ગયો હતો તે એકાએક અમૃતનું નામ સાંભળી ચમકી ગયો. ઝટ તેના મનમાં એક વિચાર વિદ્યુતની જેમ દોડી ગયો. એ પોતાના મનને દઢતા પૂર્વક કહેવા લાગ્યો–"હું જ ઉતાવળે સ્વર્ગમાં જઇ ઇન્દ્રની પાસેથી અમૃત માંગીશ. અને તે લાવી

જીમૂતવાહનને સજીવન કરીશ પરન્તુ ઇન્દ્ર અમૃત ન આપશે તો? તો બળાત્કારે એ લાવીશ. મારી પ્રચન્ડ પાંખોથી આખા વાયુ-મંડળને હું ઉથલાવી નાંખીશ, સાગરને ડોલાવી નાખીશ, મારા નેત્રાગ્નિ દ્વારા આદિત્યોને બાળી ભસ્મ કરી પૃથ્વી પર પટકી દઇશ. મારી ચાંચના પ્રહાર વડે હું ઈન્દ્રના વજ્ર પર, યમના દંડ પર, વરૂણના પાશ અને કુબેરની ગદા પર ત્રાટકી પડીશ. એના ચૂરેચૂરા કરી નાંખીશ. આમ આખા વ્યોમ મંડળમાં હાહાકાર વર્તાવી બળજબરીથી અમૃતને કબજે કરીશ અને જીમુતવાહનને સજીવન બનાવીશ. મારા પાપના પ્રાયશ્ચિત માટે આ એક જ માર્ગ છે.”

આમ પોતાના મન સાથે દ્રઢ સંકલ્પ કરી ગરૂડ સ્વર્ગ તરફ પૂરવેગથી ઉડી ગયો.

જીમૂતવાહનના શબને અગ્નિસંસ્કાર કરવાની બધા તૈયારી કરવા લાગ્યા.

સૌના મુખ ગંભીર હતાં. બધા જ મૌન રહી આ દારૂણ વેદના અનુભવી રહ્યા હતાં. પ્રથમ તો મલયાવતીએ પણ પોતાના શોક અને દુઃખને અંદર જ સમાવી રાખ્યો પરન્તુ હવે તેનાથી રહેવાયું નહિ. દબાવી રાખેલી વેદના પૂરજોશથી બહાર પ્રકટ થઇ ગઇ. એ ચોધાર આંસુઓએ રડી પડી. એનું દુઃખ જોઇ જીમૂતવાહનના પિતા અને માતા પણ પુનઃ કલ્પાંત કરવા લાગ્યા.

મલયાવતીએ આકાશ તરફ નજર કરી રડતાં રડતાં કહ્યું:—“હે ભગવતી ગૌરી! તમે આ શું કર્યું. તમે તો મને વરદાન આપ્યું હતું કે, તારો પતિ વિદ્યાધરનો ચક્રવર્તી રાજા થશે. પણ આજે તો તે આશા નિષ્ફળ ગઇ છે. આપે શા માટે મને આવું ખોટું વરદાન આપ્યું? શા માટે તેજ સમયે આપે

મને સ્પષ્ટ વાત ન કરી દીધી! મારા જેવી અભાગણીના કર્મ-દોષે તું પણ આવી મિથ્યાભાષિણી બની કે શું?"

મલયાવતીની આ પ્રાર્થના તથા તેના મેણાથી પાર્વતી ત્યાં આગળ પ્રકટ થયા. મલયાવતીને ઉદ્દેશીને તેણે કહ્યું:—

"પુત્રી! મારૂં વચન મિથ્યા થાય એમ નથી જ. અને હું મિથ્યા બોલતી પણ નથી. તું ગભરાઇશ નહિ. તારૂં મંગળ જ થશે."

અને આમ બોલી દેવીએ પોતાના કમંડળમાંથી અમૃતની અંજલિ ભરી જીમૂતવાહનના અંગ ઉપર છાંટી અને કહ્યું:– "વત્સ જીમૂતવાહન! સ્વાર્પણ કરી તેં જગતનું કલ્યાણ સાધ્યું છે. હું તારા ઉપર પ્રસન્ન થઇ છું. ઊઠ, વત્સ, સજીવન થા!"

તરત જ ચમત્કાર થયો. ગૌરીના આશીર્વાદથી જીમૂતવાહન આળસ મરડીને બેઠો થયો. તેનું શરીર પ્રથમના કરતાં પણ વધારે તેજસ્વી જણાતું હતું.

ઉઠતાંની સાથે જ જીમૂતવાહને દેવીને પ્રણામ કર્યા. તે પછી બીજા બધાઓ પણ દેવીને પગે લાગ્યા.

દેવીએ જીમૂતવાહનને આશીર્વાદ આપતાં કહ્યું:–"બેટા! તારા પરોપકાર કર્મથી હું અતિ પ્રસન્ન થઇ છું. આજે મારા હાથે હું વિદ્યાધરરાજના ચક્રવર્તી પદ પર તારો અભિષેક કરૂં છું, અને તને વરદાન આપું છું કે તું એક કલ્પ પર્યન્ત રાજ્ય કરજે. કાંચનરત્નથી તારા ભંડાર ભરપૂર બનો." આમ કહી દેવી અન્તર્ધાન થઇ ગયાં.

આજ અરસામાં ગરૂડ અમૃત લઇને આવી પહોંચ્યો. જીમૂતવાહનના સજીવન થવાથી તેને અપાર આનંદ થયો. એ નમ્ર થઇને બોલ્યો:–"હે મહાત્મા! હું તમારા પરાક્રમથી અતિ પ્રસન્ન થયો છું. તમારી પરોપકારવૃત્તિએ મારા મન પર ઊંડી અસર કરી છે. તમારી ઇચ્છામાં આવે તે વર મારી પાસેથી માગી લો."

જીમૂતવાહન બોલ્યો:–"મારા પર જો તમે પ્રસન્ન જ થયાં હો તો હું માગું છું કે તમે હવેથી આ જીવહિંસા ત્યજી દો. અત્યાર સુધી કરેલાં ખોટાં કામને માટે અંતરથી પશ્ચાતાપ કરો. પ્રાણી માત્રને અભયદાન આપો અને અત્યાર સુધીમાં જે જે નાગોનું તમે ભક્ષણ કરી ગયા છો તે બધા નાગોને પુનઃ સજીવન કરી તેમના ગૃહમાં આનંદનો કિલ્લાટ ફેલાવો. મારી આપના પ્રતિ આજ પ્રાર્થના છે."

"ભલે એમ થાઓ! તમારૂં કહેવું હું માન્ય રાખું છું. આજથી જ હું નાગોને અભયદાન આપું છું. હવેથી હું તેમનો ભક્ષ કરીશ નહિ અને જે નાગોને મેં મારી નાંખ્યા છે તે બધા પાછા સજીવન થાઓ." કહી ગરૂડે પોતાની સાથે આણેલા અમૃતનો ત્યાંથી છંટકાવ કર્યો.

તરત જ નાગોના હાડકાંઓનો જ્યાં આગળ ઢગલો હતો ત્યાં સળવળાટ વ્યાપ્યો. ઢગલો સજીવ બની ગયો અને જેનું ગરૂડ પ્રથમ ભક્ષણ કરી ગયો હતો તે બધા નાગો સજીવન થઇને ઊઠયા.

બધે આનંદ આનંદ થઇ રહ્યો. વિદ્યાધરના રાજા પણ જીમૂતવાહનનું અદ્દભુત ઐશ્વર્ય જાણીને ત્યાં આવ્યા. તેના ચરણમાં પડયા અને પોતાનું સ્વામીત્વ સ્વીકારવા પ્રાર્થના કરી. આજ અરસામાં જીમૂતવાહનના સંબંધીઓ, સગાંઓ તથા તેના રાજ્યના ભાયાતો અને અમલદારો પણ આવી પહોંચ્યા. તેમણે તેને પોતાના રાજ્યમાં પધારવાનો આગ્રહ કર્યો. તેમના આગ્રહભર્યાં આમંત્રણને સ્વીકારી જીમૂતવાહન પોતાના માત–પિતા અને પત્નીને લઇને પાછો રાજ્યમાં ગયો અને મહા આનંદથી રાજ્યકારભાર કરવા લાગ્યો.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળે રાજા વિક્રમને પૂછ્યું– "જીમૂતવાહન અને શંખચૂડ એ બેમાં વધુ ઉદાર કોણ? જીમૂતવાહન કે શંખચૂડ ?"

રાજા બોલ્યો:– "શંખચૂડ."

'શંખચૂડ કેમ ?"

"કારણ, શંખચૂડ મોતમાંથી ઉગરી ગયો હતો. છતાંપણ જ્યારે તેણે જાણ્યું કે એક ઉદારચરિત પુરૂષે પોતાની વતીથી આત્મસમર્પણ કર્યું છે ત્યારે તે ઘણે દૂર જ્યાં ગરૂડ હતો ત્યાં દોડી ગયો હતો અને પોતાનો દેહ તેને અર્પણ કર્યો હતો."

"પરન્તુ જીમૂતવાહને તો શંખચૂડને બદલે પોતાનો પ્રાણ આપી તેને જીવતદાન આપ્યું હતું. એટલે તેજ ખરો ઉદાર ગણાય." વૈતાળે શંકા બતાવી.

"ના. જીમૂતવાહન ક્ષત્રિય હતો. પ્રાણ ત્યાગ કરવો એ તેના ડાબા હાથનો ખેલ હતો. અને એટલે તરતજ તેણે એ સ્વીકાર્યું હતું. એમાં એની ઉદાર બુદ્ધિ ક્યાંથી આવી? શંખચૂડ જ ખરે-ખરો ઉદાર હતો."

આમ બોલી રાજાએ પોતાના ખભા ઉપર નજર કરી તો ત્યાં વેતાળ જણાયો નહિ. એટલે રાજા પુનઃ તેને પકડવા માટે વૃક્ષ તરફ જવા દોડયો.



# ઉન્માદિની

## [ ૧૬ ]

રાજા ફરી પાછો વૈતાળને પકડવા માટે ઝાડ તરફ જવા લાગ્યો. ઝાડ પર ચઢી તેણે શબને નીચે ઊતાર્યું અને તેને ખાંધ પર નાંખી ઝડપથી ચાલવા માંડયું.

થોડુંક ચાલ્યો ત્યાં તો વૈતાળને વાચા આવી. એ બોલ્યોઃ- "રાજા! તું વારંવારના પરિશ્રમથી ઘણો કંટાળી ગયો હોઇશ. તને થાક પણ લાગ્યો હશે. ચાલ, તારો થાક દૂર કરવા હું તને એક અતિ મનોરંજક વાત કહું છું તે તું સાંભળ."

વૈતાળે વાર્તા કહેવા માંડીઃ—

પૂર્વકાળમાં ગંગા નદીના કિનારા ઉપર ચન્દ્રશેખર નામનું એક નગર હતું. આ નગરમાં ધન, ધર્મ અને નીતિનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. લક્ષ્મીની લીલાલહેર હતી. ધર્મની મર્યાદા અખંડ રહેતી અને પાપ-અસત્ય—દંભનું નામનિશાન પણ નહોતું. પ્રજા આબાદ હતી.

આ નગરના રાજવીનું નામ યશોધન હતું. જેવું નામ તેવા જ તેના ગુણ હતા. એનું ધન યશ જ હતું. રાજા પ્રતાપી, ગુણી, કીર્તિવાન અને ન્યાયનીતિને ચાહનારો હતો. પાપ–અભિમાન અને અસત્ય આચરણને તે સદા દૂર રાખતો અને તેનો પડછાયો પણ લેતો નહિ. પારકાની નિંદા કરવામાં તે મૂર્ખ હતો કિન્તુ શાસ્ત્રાર્થ કરવામાં તે તેવો નહોતો. દોષમાં દરિદ્ર હતો પરન્તુ ક્રોધ અને દંડમાં દરિદ્ર નહોતો. રાજા પાપથી ડરતો કિન્તુ શૂરતા દાખવવામાં તે જરા ય પાછી પાની કરતો નહોતો. યશનો લોભી હતો પણ સ્વભાવે કંજૂસ નહોતો. અતિ ઉદાર હતો. પોતે સ્વરૂપવાન, અલબેલો અને સ્ત્રીઓને મોહાવે એવો હતો. તોપણ પરસ્ત્રીથી તે સદા દૂર રહેતો અને તેમને મા–બહેન સમાન જ ગણતો.

આવા ગુણસંપન્ન રાજવીના નગરમાં રત્નદત્ત નામનો એક અતિ શ્રીમન્ત વ્યાપારી રહેતો હતો. એને ઉન્માદિની નામની એક પુત્રી હતી. આ પુત્રી અતિ રૂપવતી અને જોનારને તરત જ આકર્ષણ ઉપજાવે એવી હતી.

આ કન્યા જ્યારે તરુણ અવસ્થામાં આવી ત્યારે રત્નદત્ત કે જે ન્યાય અને નીતિનો જાણકાર હતો તે રાજા પાસે ગયો. અને તેને વિનંતિ કરી કહ્યું:–"મહારાજ! મારે એક કન્યા છે. આ કન્યા ત્રૈલોકયસુન્દરીના જેવી જ છે. એ પરણવા યોગ્ય થઇ છે. તેના લગ્ન કરૂં તે પહેલાં આ વાતની હું આપને જાણ કરૂં તે વ્યાજબી કહેવાય. આપ આ ભૂમંડળમાં સર્વ શ્રેષ્ઠ છો. મારી ત્રિભુવનસુંદરી જેવી પુત્રીને માટે આપ સર્વથા યોગ્ય છો. અને મારી પુત્રી પણ આપને શોભાવે એવી જ છે. હું આપને પ્રાર્થના કરૂં છું કે આપ તેનું પાણિગ્રહણ કરી તેનો સ્વીકાર કરો."

રાજા આ સાંભળી વિચારમાં પડી ગયો. વ્યાપારીને એક-

દમ ના કહેવાની તેની હિંમત ચાલી નહિ. તેમજ એ માંગણી તરત જ સ્વીકારી લેવાનું પણ તેના મને કબૂલ્યું નહિ.

તેણે પોતાના ખાસ મિત્રોને બોલાવ્યા અને રત્નદત શેઠની પુત્રી કેવી છે, તેના લક્ષણો-તથા ગુણ વગેરે કેવાં છે તેની તપાસ કરવાનું કહ્યું.

મિત્રો શેઠને ત્યાં ગયા. શેઠની પુત્રીને જોતાંજ તેમના ચિત્ત વિહ્વળ બની ગયા. પુત્રી સુકુમાર, રૂપમાં બેનમૂન અને વર્ણમાં કાંચનસમી હતી. તેના અપ્રતિમ લાવણ્યે મિત્રોની ધીરજ જતી રહી. તેમના ચિત્ત ચલાયમાન થઇ ગયા. થોડીવારે જ્યારે તેમણે શાન્તિ અનુભવી અને ચિત્ત જ્યારે સ્થિર થયા ત્યારે તેઓ અંદર-અંદર વિચાર કરવા લાગ્યા. એકે કહ્યું:- "કન્યા અતિ રૂપવતી અને મનને મુગ્ધ બનાવી દે એવી છે. ગુણમાં પણ ઉત્તમ અને પવિત્ર છે. રાજાને કહીશું કે એ અતિ સુલક્ષણી છે, તો રાજા તેની સાથે જરૂર લગ્ન કરવાનો અને લગ્ન બાદ તેના મોહમાં ફસાઇ રાજકાજને પણ ભૂલી જવાનો. એથી અંધાધુંધી વ્યાપશે અને રાજ્યની પાયમાલી થઇ જશે. માટે આપણે એના અવગુણ જ જાહેર કરવા. તમારી શું મરજી છે ?"

બીજાઓને આ વિચાર ગમી ગયો. તેમને પણ લાગ્યું કે આજ વ્યાજબી છે. એટલે બધાએ આ મુજબનું જ કહેવાનું નક્કી કર્યું અને રાજા પાસે ગયા.

રાજા તેમની વાર જ જોઇ રહ્યો હતો. તેમને આવતાં જોઇ-ને રાજાએ તરત જ પૂછ્યું:-"કહો, શેઠની પુત્રી રૂપમાં કેવી છે ? તેના ગુણ-લક્ષણ કેવા છે ?"

"મહારાજ ! રૂપમાં તો તે બેનમૂન છે. એના રૂપ-સૌન્દર્યના વખાણ જ ન થઇ શકે પરન્તુ એક ખામી છે."

"કઇ ?" રાજાએ આતુરતાથી પૂછ્યું.

"એ ચાલવામાં જરા બેડોળ લાગે છે."

"એના ગુણ કેવા છે ?" રાજાએ બીજો પ્રશ્ન કર્યો.

"ગુણમાં એ આપને કીર્તિ અપાવે એવી નથી. બે-ચાર સ્થળેથી તપાસ કરતાં જણાયું છે કે તેની વર્તણુક સારી નથી. અમને પણ કંઇક સ્વચ્છંદતા જણાઇ હતી."

રાજાએ કહ્યુ:-"એકલા રૂપને શું કરવું છે. ગુણ જ જોવા જોઇએ. રૂપ અને ગુણ હોય તો જ તે મને શોભી શકે. ગુણ વિહિન કન્યા તો મને અપકીર્તિ પણ અપાવે."

રાજાએ એ કન્યાને પરણવાની નામરજી જાહેર કરી.

આથી રત્નદત્તે પોતાની કન્યાના લગ્ન રાજાના સેનાપતિ બળભદ્રની સાથે કર્યાં. બળભદ્ર પણ દેખાવડો, સશક્ત અને વીર પુરૂષ હતો. કન્યા યથાવિધિથી પરણી પતિને ત્યાં જઇ રહેવા લાગી.

ઉન્માદિની તેજીલી નારી હતી. રાજાએ તેને કુલક્ષણી કહી પરણવાની ના પાડી હતી તેથી તેને ઘણું જ ખોટું લાગ્યું હતું. આ અપમાનનો બદલો કેવી રીતે લેવો તે વાત જ તેના હૃદયમાં ચટક્યા કરતી હતી. તોપણ આમ એ સમજું હતી. પતિને માનનારી અને પવિત્રતાને સમજનારી હતી. એટલે તેણે એ અપમાનને બાજુએ રાખીને જ પતિની સાથે આનંદપૂર્વક ઘર સંસાર ચલાવવા માંડયો.

થોડોક સમય સુખચેનમાં પસાર થઇ ગયો. એ પછી કવિઓએ મધુર શબ્દોમાં વર્ણવેલી, પ્રેમીઓને ઉલ્લાસ આપનારી અને ભૂમિને નવપલ્લવિત બનાવનારી એવી પ્રિય વસંતઋતુનું આગમન થયું. ભ્રમરની માળા એજ જેણે ખેંચેલા ધનુષ્યની પણછ છે. અને આંબાને ફુટી આવેલા મોર એજ જેણે ફેંકવા માંડેલા તીક્ષ્ણ તીરો છે; એવો વસંતરૂપી યોધ્ધો કામી

જનોનાં ચિત્તને ભય પમાડવાને આવી પહોંચ્યો.

અને વસંતઋતુનું આગમન થતાંજ પુષ્પોવાળા વૃક્ષો, કમળો, સુગંધિ પવન, કામવાળી સ્ત્રીઓ, એ બધું મનોહર લાગવા માંડ્યું, ખીલેલા આંબાના વૃક્ષથી સુવાસિત થયેલા વાયુએ અને કાનને પ્રિય લાગે એવા, મદમસ્ત થયેલા કોકિલાના તેમજ ભ્રમરના મધુર ગાયને સ્થિર ચિત્તવાળી સ્ત્રીઓના હૃદયમાં પણ ખળભળાટ કરાવી મૂક્યો.

વસંતઋતુ આવતાંની સાથે જ પ્રદીપ્ત કરેલા અગ્નિ જેવા, પવનથી ડોલતા અને પુષ્પના ભારથી નમેલા કેશુડાના વૃક્ષોથી ભૂમિ એકદમ ભરાઇ ગઇ. અને આથી તે ભૂમિ–જાણે કોઇ રક્તવસ્ત્ર ધારણ કરેલી નવવધૂ ન હોય એવી જણાવા લાગી.

સ્થળે સ્થળે વસંતનું પૂજન થવા માંડ્યું. ઘરેઘર વસન્તનો ઉત્સવ મચી રહ્યો. પુરુષો અને સ્ત્રીઓએ મળી વસન્તના વધામણા સૂચક આનંદ મહોત્સવો યોજવા માંડ્યા.

રાજા યશોધન પોતાના રાજ્યમાં ચાલી રહેલો વસંત-મહોત્સવ જોવા માટે હાથી પર બેસીને નીકળ્યો. એ સમયે રાજાની કાંતિ પૂર્ણ તેજથી ઝળહળી રહી હતી. તેનું સૌંદર્ય ઝગારા મારતું દિશાઓને ભેદી રહ્યું હતું. સુંદર અને સુગંધી ચન્દનના લેપથી તથા મધુર પમરાટ ફેલાવનારા પુષ્પહારથી તે અનેકને આકર્ષણ ઉપજાવી રહ્યો હતો. આવી અપૂર્વ રૂપકાન્તિ જોઇ કુલિન ઘરની સ્ત્રીઓના ચિત્ત ચલાયમાન થઇ જાય અને તેમના મનમાં વિકાર ઉત્પન્ન થાય તો રાજાને અધર્મ લાગે એ માટે રાજાની આજ્ઞાથી જ તેની સવારી આગળ એક મોટો ડંકો રાખવામાં આવ્યો હતો. આ ડંકાના નિશાન ગડગડી ઊઠયા. સર્વેને તેણે ચેતાવ્યા કે ઘરની અંદર જ ભરાઇ જજો. રાજાની સવારી આવે છે.

ઝપોઝપ અટારીઓ–ઝરૂખાઓ અને અગાસીઓના બારણાં બંધ થવા માંડયા. કુલિન લલનાઓ પોતાના મનમાં વિકાર ન પ્રવેશે તે માટે ઘરની અંદર જ ભરાઇ ગઇ. કુંવારી કન્યાઓ પણ પોતાના મનમાં મોહ ન ઉપજે અને પાછળથી નિરાશા ન સાંપડે તે માટે ઘરમાં જ બેસી રહી. રાજા શહેરમાં ફરી રહ્યો હતો.

ડંકાનો અવાજ ઉન્માદિનીએ પણ સાંભળ્યો. રાજાની સવારી આવી પહોંચી છે તેની પણ તેને જાણ થઇ. રાજાએ પોતાનું અપમાન કરી તેની સાથે લગ્ન નહોતાં કર્યાં તે વાતની તેને એકાએક જ આ વખતે યાદ આવી ગઇ. ઉન્માદિનીના મનમાં વૈરની જવાલા સળગવા લાગી. તેને થયું કે મારા અપમાનનો બદલો લેવાનો આજ યોગ્ય સમય છે. હું રાજાની દ્રષ્ટિએ પડી તેના ચિત્તને ડોલાયમાન કરી તેને કામથી બાળી દઇશ. રાજા પણ જોઇ લે કે જેનો તેણે ત્યાગ કર્યો હતો તે કેવી છે !

અને આવો મક્કમ નિશ્ચય કરી ઉન્માદિની કોઇ ઉન્મત્ત છટા ધરી પોતાના ઝરૂખામાં ઊભી રહી. આ સમયનું તેનું રૂપ, તેના મુખ પરની તેજસ્વી છબી ગમે તેવા ઋષિને પણ ચળાવી દે એવી બની હતી. ઉન્માદિની રાજાની સવારીની વાર જોવા લાગી.

ઉન્માદિનીના મકાન સમીપ સવારી આવી પહોંચી. રાજાની નજર સહસા જ ઉપર ગઇ અને જોતાં જ તે સ્તબ્ધ બની અટકી ગયો. અહા કેવી ભવ્ય રૂપરાશિ ! તેનું મન એકદમ જ આ રૂપરાશિને જોતાં જ ચંચળ બની ગયું. એની આંખો એના મુખડા પર જ ચોંટી ગઇ. રાજાનું મુખ એક પણ શબ્દ બોલી શકયું નહિ. પરન્તુ એનું મન એના રૂપની ભારોભાર પ્રશંસા કરવા લાગ્યું.

મુગ્ધ હૃદયવાળો રાજા આ અપૂર્વ રૂપછટાવાળી લલનાને જોતાં ચંચળ ચિત્તવાળો બની ગયો. તેના મનના પવિત્ર ભાવો કયાંય અલોપ થઇ ગયા. અને જેમ ધુમાડામાંથી એકદમ અગ્નિ ભભૂકી ઉઠે તેમ રાજાના મનમાં કામ પ્રજવળી ઊઠયો. કામના અગ્નિથી તેનું સારૂંય શરીર બળવા લાગ્યું. ઉન્માદિનીની રૂપછટાએ તેને ઘાયલ બનાવી દીધો. રાજા પોતાનું ભાન ભૂલી ગયો અને આ નૌતમરૂપને જોઇ ત્યાં જ મૂર્છા ખાઇને પડયો.

ઉન્માદિનીનો એ અપૂર્વ વિજય હતો.

રાજા મૂર્છા પામતા જ ત્યાં મોટી દોડાદોડ થઇ રહી. સેવકો-અમલદારો દોડી આવ્યા. વૈદો પણ આવી પહોંચ્યા. શિતળ પદાર્થોના ઉપચારથી રાજાને તરત જ શુદ્ધિમાં આણવામાં આવ્યો. આખી સવારી પાછી મહેલમાં ગઇ.

રાજભવનમાં પ્રવેશતાંની સાથે જ રાજાએ પોતાના પરિજનોને પ્રથમ પ્રશ્ન એજ કર્યો:–"ઝરૂખામાં ઊભેલી એ રૂપસુંદરી કોણ હતી ?"

"આપે જેને કુલક્ષણી કહીને પરણવાની ના પાડી હતી તેજ એ હતી." સેવકોએ જણાવ્યું.

"શું એ આટલી રૂપવતી છે ? મને એના આવા સ્વરુપની વાત કેમ ન કરી. હું નથી માનતો કે એ ગુણમાં દોષવાળી હોય!"

અને રાજા પશ્ચાતાપના અગ્નિમાં બળવા લાગ્યો. પોતાને માટે આવેલી આ કન્યા તેણે પારકાના અભિપ્રાયને વશ બની ત્યજી દીધી તે માટે તેને ભારે શોક થવા લાગ્યો. ક્રોધના આવેશમાં તેણે પોતાના એ મિત્રો કે જેમણે તેની સાથે છળ કર્યું હતું તેને પોતાના દેશમાંથી હાંકી કાઢયા. રાજા રાતદિન એ રૂપસુંદરીની છબીને મનમાં ધરી અંદર ને અંદર બળવા લાગ્યો.

દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા. રાજા વધુને વધુ કૃશ થતો ગયો. રાજકારભારમાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. રાજ્યના હિતની વાતને તે ભૂલી ગયો. તેના મનમાં તો એક જ વાત ઘર કરી રહી હતી. અને તે ઉન્માદિનીના મુખચન્દ્રની. એ મુખચન્દ્રને તેણે પોતાના હૃદયમાં સ્થાન આપી તેની જ આરાધના કરવા માંડી. કામાનળના તાપથી તે બળી પોતાની સુંદર કાયાને પણ બાળી રહયો.

પરન્તુ પોતે એક પરસ્ત્રીના મોહમાં પડયો છે અને તેને લઇને તે આટલો ડોલાયમાન થઇ ગયો છે એ વાત તેણે કોઇને પણ ન કરી. રાજા નીતિવાળો અને પવિત્ર મનનો હતો. એટલે આવી વાત કહેતાં તેને ભારે લજ્જા થવા લાગી. પોતે નીતિની બાંગ પોકારી લોકોને તેવા થવાનો ઉપદેશ આપતો હતો એટલે પોતે જ જો તેમાંથી ચ્યુત થાય તો સ્વાભાવિક રીતે જ લોકાપવાદનો ભાર તેને ખમવો પડે અને આથી જ તે પોતાની પીડા મનમાં ને મનમાં સહન કરવા લાગ્યો.

પરન્તુ ચતુર સેવકો અને તેના ખાસ મિત્રોથી આ દુઃખ છાનું રહી શકયું નહિ. રાજા મનમાં કોઇ મહા વેદના ભોગવી રહ્યો છે પરન્તું એ પ્રકટ કરી શકતો નથી એવું તેમના મનમાં તરત જ આવી ગયું. એટલે કેટલાક વિશ્વાસુ સેવકોએ એક દિવસે તેને પૂછ્યું:–"મહારાજ! આપ દિવસે દિવસે અતિ કૃશ થતાં જાવ છો તેનું શું કારણ? શું આપ કોઇ ગુપ્ત દર્દથી પીડાઇ રહ્યા છો? એવુંજ જો હોય તો રાજવૈદને બતાવો. તેમની સલાહ લ્યો."

રાજા પોતાના વિશ્વાસુ સેવકોના આ લાગણી ભર્યા શબ્દોથી કંઇક રાહત પામ્યો. અને પોતાનું દુઃખ તેમની આગળ વ્યકત કરી કંઇક ઉપાય મળે તે આશાએ બોલ્યો:–"રાજવૈદ મટાડી શકે એવો આ રોગ નથી. આ તો મનનો વ્યાધિ છે."

"તો પછી આપ મન ખુલ્લું કરી બધી વાત અમને કહો. અમે તમારી ઈચ્છા પુરી કરવા આકાશ-પાતાળ એક કરી નાખીશું."

રાજાએ પોતાની ગુપ્ત પીડા સેવકો આગળ પ્રકટ કરી.

આ સાંભળતાંજ સેવકો બોલી ઊઠયાઃ- "અહો! એમાં તે શી મોટી વાત છે? આટલું બધું દુઃખ શા માટે સહો છો? એને આપના રંગમહેલમાં બોલાવી લો અને આનંદથી રંગવિલાસ રમો! એ નારી તમારે જ સ્વાધીન છે."

"ના, આ તો જુલ્મ થયો. આવું ધર્મથી વિરૂદ્ધ મારાથી વર્તી શકાશે નહિ. તમારે મને આવી સલાહ આપતાં શરમાવું જોઈએ." રાજાએ એ સલાહને અવગણી કાઢી.

પરન્તુ રાજાનું આ દુઃખ ગુપ્ત રહી શકયું નહિ. ધીરેધીરે આ વાત લોકોમાં વ્યાપ્ત થઈ ગઈ. સેનાપતિ બળભદ્રના જાણવામાં પણ આ વાત આવી. સેનાપતિ પ્રભુભકત હતો તેટલો જ તે સ્વામીભકત પણ હતો. પોતાની સ્ત્રીના સૌન્દર્ય પર રાજા લુબ્ધ બની ગયો છે એ જયારે તેણે જાણ્યું ત્યારે તે તરત જ રાજા પાસે દોડી ગયો અને તેને હાથ જોડીને કહેવા લાગ્યો;—

"મહારાજ! મારી આપને એક પ્રાર્થના છે."

"શી?" રાજાએ પૂછયું.

"પ્રથમ! આપ તે સ્વીકારવાનું વચન આપો તોજ હું તે કહું."

"પ્રાર્થના જાણ્યા વગર હું વચન કેમ આપી શકું? મારાથી એ પૂરી થઈ શકે એમ હોય તો જરૂર તે સ્વીકારીશ.

"ના, આપે એ સ્વીકારવી પડશેજ. આપ સર્વસત્તાધીશ છો. ધારો એ કરી શકો એમ છો. આપને કોઈજ કંઈ પૂછી

શકે એમ નથી." બળભદ્ર રાજાને વચનથી બાંધી લેવા ઇચ્છતો હતો.

"પણ કહે તો ખરો, શું છે ?"

"આપનો હું દાસ છું. મારી સ્ત્રી પણ આપની દાસી જ કહેવાય. એને પરાંગના નહિ ગણાય. વળી હું મારી સ્વેચ્છાથીજ તે આપને અર્પણ કરૂં છું. આપ તેને સ્વીકારો અને દુ:ખમાંથી મૂકત બનો."

"સેનાપતિ ! તું આ શું બોલે છે ? તારી સ્ત્રીને મારાથી સ્વીકારી જ કેમ શકાય ? આ તો અધર્મ કહેવાય ! હું આવો પાપાચાર કરૂં તો પ્રજા શું કહે ?"

"મહારાજ ! એમાં અધર્મ નથી. આપ મારા સ્વામી છો એટલે મારી વસ્તુઓ ભોગવવાનો આપને પુરો હકક છે. છતાં આપ એને પરસ્ત્રી ગણતા હો તો હું મારી સ્ત્રીનો ત્યાગ કરી તેને દેવદાસી તરીકે મંદિરમાં અર્પણ કરૂં છું. એટલે પછી એવી દેવદાસીને સ્વીકારવામાં આપને કંઇ અડચણ આવશે નહિ. અને લોકોને પણ બોલવાનું કંઈ કારણ રહેશે નહિ." બળભદ્રે એક બીજો જ માર્ગ કાઢયો.

પણ આ સાંભળી રાજાનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠયો. એ બોલ્યો:–"બળભદ્ર ! તું મારા દુશ્મનની ગરજ સારી રહ્યો છે ! આવો અધર્મ મારી પાસે કરાવતાં તને શરમ આવતી નથી ? તું તારી સ્ત્રી પાસે જ પાપાચાર કરાવવા માગે છે. પરસ્ત્રીનો સંગ શું ઇચ્છવા યોગ્ય છે ? તું મારો દાસ છે એથી શું થઇ ગયું ? રાજાનો અધિકાર માત્ર તેના સેવકો પર જ છે. નહિ કે તેના સ્ત્રી–પુત્રાદિ પર. પરસ્ત્રીને તો માતા સમાન જ માનવી. તું તારી સ્ત્રીનો ત્યાગ કરશે તો હું તને આકરી સજા કરીશ." રાજાએ બળભદ્રની માગણીને તીરસ્કારી કાઢી.

રાજાની પીડા વધી ગઇ. કામરોગને લઇને તેને તાવ લાગુ પડયો. એ તાવમાંથી રાજા સાજો થઇને ઊઠી શક્યો નહિ અને દશમે દિવસે તો તે મરણ પણ પામ્યો.

બળભદ્રને આથી મહાશોક ઉત્પન્ન થયો. પોતાને લીધે જ રાજા દુઃખ પામી મરણ પામ્યો છે એ વિચાર આવતાં જ તેને અપાર દુઃખ થયું. શું કરવું તેની તેને સમજ ન પડી. એ પોતાના ધર્મગુરૂ પાસે ગયો અને તેને બધી વાત કહી તેની સલાહ માંગી.

ગુરૂએ કહ્યું:—"રાજાના મરણનું કારણ તારી સ્ત્રીજ થઇ કહેવાય. એટલે તેને માટે તું દોષિત થયો ગણાય. એ દોષનું નિવારણ તારે તારા મરણથી જ કરવું જોઇએ."

બળભદ્રે એ સ્વીકારી લીધું, સ્મશાનમાં જઇ તેણે ચિતા રચી અને પોતે જીવતો બળી મર્યો.

ઉન્માદિનીને આથી અપાર શોક થયો. વહાલા પતિના વિયોગથી તે મહા દુઃખી થઇ ગઇ. રાજાના અને પતિના મરણનું કારણ તે પોતાનેજ ગણવા લાગી. પોતાના આવા વિઘાતક રૂપ સામે તેને અપાર તીરસ્કાર ઉપજ્યો. મહા શોક પામતી તે ગુરૂની પાસે ગઇ અને હવે શું કરવું તે તેને પૂછવા લાગી.

ગુરૂએ કહ્યું:—"ધર્મથી જેને પતિ ગણ્યો હોય તેના જ સેવામાં સ્ત્રીએ રહેવું જોઇએ. એની જ ઇચ્છા પૂરી કરવામાં સ્ત્રીએ સદા તત્પર રહેવું જોઇએ. જે સ્ત્રી પતિની આજ્ઞા ન માનતી બીજાં વ્રત આદિ કરે છે તે સ્ત્રી પતિના આયુષ્યને ક્ષીણ કરે છે. અને અન્તે નરકમાં જ પડે છે. સ્વામી ગમે તેવો હોય પરન્તુ તેની સેવામાં જ સ્ત્રીએ પોતાની જીંદગી વિતાવી નાખવી જોઇએ. સ્ત્રીઓનું ઉત્તમ કાર્ય પતિ સેવા છે. આવી જ સ્ત્રીઓ મોક્ષને પામે છે. પતિની પાછળ સતી થવા સિવાય

સ્ત્રીને માટે બીજો કોઇ માર્ગ બાકી નથી."

ગુરૂને પ્રણામ કરી ઉન્માદિની ઘેર આવી. સ્નાન કરી શુદ્ધ બની બ્રાહ્મણોને તેણે દાન આપ્યું અને પછી પોતે ચિતા રચી અને તેમાં બળી મરી.

☆

વાર્તા પૂરી થઈ. વૈતાળ બોલ્યો:–"રાજા આ ત્રણ મરણ પામ્યાં તેમાં વધુ ધર્મનિષ્ઠ કોણ? રાજા કે બળભદ્ર કે પછી ઉન્માદિની? તું એનો યોગ્ય જવાબ ન આપશે તો તને ધર્મના સોગંદ છે."

રાજાએ કહ્યું:– "રાજા જ."

"રાજા કેવી રીતે?" "વૈતાળ બોલ્યો;– રાજાએ તો પારકી સ્ત્રી પ્રત્યે કુદ્રષ્ટિ કરી હતી. તેની ઇચ્છામાં જ તે પોતે મરી ગયો. મારી નજરે તો બળભદ્ર જ વધુ ધર્મનિષ્ઠ ગણાય. કારણ તેણે પોતાની સ્ત્રીને પણ રાજાને આપવાની તત્પરતા બતાવી રાજધર્મ અને પ્રાણીધર્મ એમ બે ધર્મ સાર્થક કરવાની તૈયારી કરી હતી."

"બળભદ્રની એ ધર્મનિષ્ઠા કે રાજનિષ્ઠા ન કહેવાય. કારણ તે તો રાજાનો સેવક હતો. પોતાના સ્વામી માટે એ જે કંઇ કરે તે ઓછું જ ગણાય. રાજા પોતાની સ્ત્રીમાં લુબ્ધ બન્યો છે એવું જાણી તેણે પોતાની સ્ત્રી તેને આપવાની ઇચ્છા બતાવી એ કંઇ ધર્મ ન કહેવાય. એમ કરવાની તેની ફરજ જ હતી. રાજાનો જીવ બચાવવો એ તેના દાસનું કર્તવ્ય જ ગણી શકાય. એટલે બળભદ્રે તો પોતાના કર્તવ્ય કરતાં કંઇ જ નવું કર્યું નથી."

"પણ રાજા કેવી રીતે ધર્મનિષ્ઠ કહેવાય?" વૈતાળ કારણ જાણવા અધીરો બન્યો.

"બળભદ્રે પોતાની અતિ સ્વરૂપવતી સ્ત્રી રાજાને આપવા

માંડી. રાજાએ તેનો સ્વીકાર કર્યો હોત તો તેને કોઇ રોકી શકે એમ નહોતું. પરન્તુ રાજા નીતિવાળો, ધાર્મિકવૃત્તિ ધરાવનારો હતો અને એટલે જ તેણે અનાયાસે પ્રાપ્ત થયેલી એ તકને તુચ્છકારી કાઢી હતી. પોતે ધર્મભિરુ હતો એટલે બળાત્કાર પણ કરી શક્યો નહિ અને અન્તે કામવેદનામાં બળી બળીને પોતાની કાયાને પણ હોમી દીધી. આમ તેણે ધર્મને ત્યજ્યો નહિ અને તેને ઊંચો જ રાખ્યો હતો. એટલે ત્રણેમાં એજ શ્રેષ્ઠ ધર્મવાળો કહી શકાય."

"પણ ઉન્માદિની કેમ નહિ? એણે પણ પતિની પાછળ સતી થઇ પોતાનો ધર્મ પૂરવાર કરી બતાવ્યો હતો." વૈતાળ બોલ્યો.

'ઉન્માદિનીએ જે કંઇ કર્યું હતું તે માત્ર એની ફરજ રૂપ જ હતું, પતિ મરણ પામતાં સ્રીએ તેની પાછળ જવું જ જોઇએ એ પ્રાચીન પ્રણાલિકા છે. સતી સાધ્વી સ્રી તે માર્ગે જ જાય છે. ઉન્માદિની પતિપરાયણા હતી. એટલે તેણે પતિની પાછળ પોતાનો જીવ હોમી દઇ સતીત્વને પ્રાપ્ત કર્યું હતું. એમાં તેણે કંઇ ધર્મનું શ્રેષ્ઠ કાર્ય કર્યું ન ગણાય. સતી થવાની તેની ફરજ હતી અને તે તેણે અદા કરી હતી."

રાજાના આ વિદ્વતાપૂર્ણ ખુલાસાથી વૈતાળને સંતોષ થયો. પરન્તુ વચન મુજબ રાજાએ મૌન મૂકયું હોવાથી તે તેના ખભા પરથી ઉડી ગયો અને પાછો ઝાડ પર લટકી ગયો.

રાજા ફરીથી શબને પકડવા ઝાડ તરફ જવા લાગ્યો.



# મંત્રસિદ્ધિ

## [૧૭]

મહા પરાક્રમી વિક્રમ પાછો ઝાડ પર ચઢયો અને લટકતા શબને નીચે ઊતારી પોતાની ખાંધે ચઢાવી ચાલવા માંડયું.

થોડુંક ન ચાલ્યો ત્યાં તો રાજાએ વૈતાળને બોલતાં સાંભળ્યો. વૈતાળે કહ્યું:—'તમે આટલી બધી વખત આવજાવ કરી પરન્તુ જરા ય કંટાળ્યા હોય એમ જણાતું નથી. તમારા આવા ખંતીલા કાર્યથી હું પ્રસન્ન થયો છું અને તમારો એ થાક ઉતારવા હું એક સુંદર વાર્તા કહું છું તે સાંભળો.

વૈતાળે વાર્તા કહેવા માંડી:

પૂર્વે ઉજ્જૈનમાં મહાસેન નામનો એક રાજવી થઇ ગયો હતો. આ રાજવીને દેવશર્મા નામનો એક કર્મચારી હતો. દેવશર્મા સ્વામીભક્ત અને કર્મનિષ્ઠ હતો. પોતાની જ જાત મહેનતથી તે થોડાક જ સમયમાં પુષ્કળ દ્રવ્ય કમાયો અને આનંદની સાથે રહેવા લાગ્યો.

પરન્તુ એના આ આનંદમાં વિક્ષેપ પડ્યો. દેવશર્માને ગુણાકર નામનો એક પુત્ર હતો. આ પુત્રે સારી રીતે વિદ્યાભ્યાસ કરી નામના મેળવી હતી. પરન્તુ જેમજેમ એ તરુણ અવસ્થામાં આવવા લાગ્યો તેમતેમ તે કુછંદે ચઢતો ગયો અને પોતાના પિતાની કીર્તિ તથા પોતાના ભણતરને લજાવવા લાગ્યો.

કેટલાક નીચ મિત્રોની સોબતથી તે જુગારે વળગ્યો. પિતા જે કંઇ દ્રવ્ય તેને આપતા તે બધું તેણે જુગારમાં વેડફી નાખવા માડ્યું. આટલું પણ તેને ઓછું પડવા લાગ્યું. એટલે ધીમેધીમે તેણે ઘરમાંથી ચોરીઓ કરવા માંડી અને આમ તે તદ્દન સ્વચ્છંદે ચઢી ગયો.

જુગારની લતે તે પોતે તો પાયમાલ બની ગયો હતો પરન્તુ ઘરનાં બધા માણસોને પણ તેણે પાયમાલ બનાવી દીધા. પિતાના અઢળક ધનને તેણે સાફ કરી નાંખ્યું. મા-સ્ત્રી તથા ભાઇ-બહેનનાં દ્રવ્ય અલંકારોને પણ તેણે ચોરી-છૂપીથી જુગારમાં ગૂમાવી દીધાં. પિતાએ અને સંબંધીઓએ જ્યારે આ જાણ્યું ત્યારે તેમણે તેને તિરસ્કારી કાઢયો અને તેને ઘરમાંથી બહાર કાઢી મૂકયો.

હવે ગુણાકર દ્રવ્ય અને આશ્રય વિહોણો થઇ આમતેમ ભટકવા લાગ્યો. પાસે પૈસા નહોતા એટલે તેને કોઇ જુગાર રમાડે એમ નહોતું જ. જે નીચ મિત્રોએ તેને ફોલી ખાધો હતો તે મિત્રો પણ તેની અસહાય સ્થિતિ જોતાં હવે તેની પાસેથી કંઇ સધરે એમ નથી એ જાણી તેને લટકતો મૂકી દીધો. ગુણાકર એકલો અટૂલો આ ગામ તે ગામ કરી રખડવા લાગ્યો.

રખડતાં રખડતાં તે એક શિવાલય સમીપ આવી પહોંચ્યો. ભૂખ કકડીને લાગી હતી. રખડવાથી થાક પણ લાગ્યો હતો એટલે તે મન્દિરના ચોતરા પર બેસી ગયો.

થોડીક વાર ન થઈ હશે ત્યાં તો એક તેજસ્વી મુખમુદ્રા વાળો મહા પ્રતાપી સાધુ આવી પહોંચ્યો. સાધુએ આખા શરીરે વિભૂતિ ચોળી હતી. મસ્તક પર જટા અને હાથમાં ચમકતું ત્રિશૂળ ચમકી રહ્યું હતું.

ગુણાકર સાધુનો પ્રભાવશાળી ચહેરો જોઇ આકર્ષાયો. તેણે ઊઠીને એ મહાત્માને વંદન કર્યાં.

મહાત્માએ પૂછ્યું:–"તું કોણ છે ?"

ગુણાકરે પોતાનો આખો વૃત્તાંત કહી બતાવ્યો. પોતે ખૂબજ ભૂખ્યો તરસ્યો થયો છે તે પણ જણાવ્યું.

મહાત્માએ તેને સાન્ત્વન આપ્યું અને પોતાના આશ્રમમાં જ રહેવાનું કહ્યું.

ગુણાકરને આધાર મળ્યો. મહાત્મા સાથે એ તેના આશ્રમમાં ગયો.

આશ્રમ તદ્દન સાદો હતો. એક ઝાડની ફરતે ચોતરો સ્થાપવામાં આવ્યો હતો. ચોતરાની વચ્ચે ધૂણી ધીકતી હતી. થોડાંક પુસ્તકો, એક-બે વસ્ત્રો, ઝોળી અને હોમ તથા ભીક્ષાના સાધનો એટલું જ સાહિત્ય હતું. સ્થાનકની સ્વચ્છતા ખાસ ધ્યાન ખેંચે એવી હતી.

મહાત્માએ પોતાની ઝોળીમાંથી એક માનવ ખોપરી બહાર કાઢી. એમાં થોડાંક કંદમૂળ તથા ફળફળાદિ હતાં. મહાત્માએ એ ખોપરી ગુણાકર આગળ ધરી અને કહ્યું:–"લે, આ ફળનો આહાર કર."

ગુણાકર માનવ-ખોપરી જોઇ સમસમી ગયો. આંખે ચીતરી આવી. આવા હાડકામાં ભોજન કરવું તેના કરતાં ભૂખે મરવું એ બહેત્તર છે. ગુણાકરે ભોજન કરવાની સાફ ના સંભળાવી દીધી.

મહાત્માએ તેમ કરવાનું કારણ પૂછ્યું.

ગુણાકરે કહ્યું:–"માનવ ખોપરીમાં હું ખાઇ શકું એમ નથી. આવું અપવિત્ર ભોજન કરવા કરતાં હું ભૂખ્યા રહેવાનું પસંદ કરીશ."

મહાત્માએ મુખ પર હાસ્ય ફરકાવ્યું. કહ્યું:–"એમાં અશાન્ત થવાની કે ગભરાવાની જરૂર નથી. તું મારો અતિથિ છે. હું તને ભૂખે રહેવા દઇશ નહિ." અને એમ કહીને તેણે એક ચપટી વગાડી કંઇક ઉચ્ચાર કર્યો.

તરત જ એક ચમત્કાર થયો. રૂપરૂપની પરી સમી એક નવયૌવના સ્ત્રી ત્યાં આવી ખડી થઇ ગઇ. એ જક્ષણી હતી. મહાત્માએ યોગસિદ્ધિથી તેને પોતાને વશ બનાવી હતી.

સ્ત્રીએ કહ્યું:–"શી આજ્ઞા છે?"

મહાત્માએ કહ્યું:–"આ બ્રાહ્મણ યુવાનને જે ભોજન જોઇએ તે આપ; એટલું જ નહિ પણ તેની તમામ ઇચ્છા પૂરી કર."

"જેવી આજ્ઞા." કહી સ્ત્રી વિદાય થઇ. પરન્તુ તે પછી એ તરત જ પાછી આવી અને શિવાલય સમીપ જ એક સુંદર મકાન ખડું કરી દીધું. ગુણાકરની નજર જ્યારે એ ભવ્ય મકાન તરફ ગઇ ત્યારે તેના આનંદ અને વિસ્મયનો પાર ન રહ્યો.

સ્ત્રીએ તેને એ મહેલમાં જવાનું કહ્યું. સંદિગ્ધ મને ગુણાકર એ મકાનમાં ગયો. એ દાખલ ન થયો એટલામાં તો બે–ત્રણ સેવિકાઓ તેની ફરતે વીંટાઇ વળી અને બોલી:–"ચાલો સ્નાન કરી લો. ઉષ્ણ જળ તૈયાર છે."

વિસ્મય પામતો પામતો ગુણાકર તેમની સાથે સ્નાનગૃહમાં ગયો. સેવિકાઓએ સુગંધી જળથી તેને સ્નાન કરાવ્યું. કેશર–ચંદન આદિ પદાર્થોનો અંગ પર લેપ કર્યો. કિંમતી વસ્ત્રો પહેરવા આપ્યા.

એ બીજા ઓરડામાં પ્રવેશ્યો. અહીં તેનું આશ્ચર્ય વધી ગયું. એક અતિ સૌન્દર્યવતી સુંદરી ત્યાં ઊભેલી હતી. ગુણાકરને અંદર આવતાં જોઇ એ તેની સામે ગઇ અને તેનો આદરપૂર્વક સત્કાર કરી તેને પોતાની સમીપ બેસાડયો.

રૂપરૂપથી નીતરતી આ નૌતમનારીને જોઇને ગુણાકર દંગ પામી ગયો. એ વિચારે ચઢતો હતો ત્યાં તો એ સુંદરીએ ભાતભાતના પદાર્થોથી ભરેલો એક ભરપૂર થાળ ત્યાં મૂકી દીધો. અને તે આરોગવાની અતિ મંજુલ સાદે તેને વિનંતિ કરી.

ગુણાકારે ભોજન કરવા માંડયું. સુંદરી ત્યાંજ બેસી રહીને તેને વીંઝણો નાંખવા લાગી. ગુણાકરે પોતાના જ ભાણામાંથી એ સ્રીને પણ ભોજન કરવાનું કહ્યું. સ્રીએ તરત જ તેની એ માંગણી સ્વીકારી અને બન્ને આનંદ–વિનોદની સાથે ભોજન કરવા લાગ્યા.

ગુણાકરે જમી લીધું. સ્રીએ તરત જ તેની સામે બત્રીસ તેજાનાઓથી ભરેલું તાંબૂલ ધર્યું. એને મુખમાં આરોગી એ જરા આડો પડયો. સુંદરી પણ તેની સમીપ બેસી તેના ચરણ ચાંપવા લાગી.

આ દિવ્ય સ્વર્ગ સુખ જોઇ ગુણાકર આનંદ વિસ્મય અને અજબ જેવો થઇ ગયો. શિતળ પવનની લહરીઓ-એકાન્ત સ્થળ અને વળી સમીપમાં જ નવયૌવના નારી. એ ભાન ભૂલી ગયો. સુંદરીને તેણે પોતાની સમીપ ખેંચી. સ્રી પણ આનાકાની વગર તેની ઇચ્છાને આધીન બની. બન્ને આનંદ–પ્રમોદમાં ચકચૂર બન્યાં રાત્રિ ક્યાં પસાર થઇ ગઇ તેનું ગુણાકરને ભાન પણ ન રહ્યું.

બીજે દિવસે સવારે એ જાગ્યો તો ભારે આશ્ચર્યમાં ડૂબી ગયો. ન તો પેલી દિવ્ય સુંદરી હતી કે ન તો પેલો મહેલ હતો.

દાસ-દાસીઓ, વૈભવના સાધનો વગેરે કંઈ જ નહોતું. તેણે પોતાને શિવાલયના ચોગાનમાં સૂતેલો જોયો.

એ નિરાશાથી વીલો થઈ ગયો. સુંદરીની સોબત તેને યાદ આવી ગઈ. એનાથી વિમુખ થતાં તે મહાદુઃખમાં ડૂબી ગયો. દોડતો દોડતો એ મહાત્મા પાસે આવ્યો અને આ વિસ્મયની વાત કહેવા લાગ્યો.

મહાત્માએ કહ્યું;-"એ યોગવિદ્યાનો ચમત્કાર હતો. યોગથી મેળવેલી સિધ્ધિની જ એ માયા હતી. જેને એ સિદ્ધિ સાધ્ય હોય તેજ આવો ચમત્કાર કરી શકે છે."

ગુણાકર ગળગળો થઈ ગયો. બોલ્યો:-"મહારાજ! આપ એકવાર ફરીથી મને એ વૈભવ બતાવો. એ લલિતાંગી નવયૌવનામાં મારૂં મન ચોંટયું છે. હું તેને એકવાર ફરીથી મારી નજર સામે જોવા માગું છું. મારો એની સાથે મેળાપ કરાવો. નહિ તો હું માથું પટકીને મરી જઈશ."

મહાત્માએ કહ્યું:-"યોગની સિધ્ધિ વગર હવે એ વાત શકય નથી. હા, તારે જો એ સિદ્ધિ મેળવવી હશે તો હું તને યોગ્ય માર્ગ બતાવીશ."

"જરૂર બતાવો. આપ કહેશો તે આકરી તપશ્ચર્યા હું કરીશ. ભૂખ્યો-તરસ્યો રહી ઉપાસના કરીશ. પરન્તુ એ સુંદરીને તો મેળવી જ આપો." ગુણાકર તેને મળવા અધીરો બની ગયો.

મહાત્માએ કહ્યું:-"જો તારે એને મેળવવાની તીવ્ર તમન્ના હોય તો હું જે મંત્ર આપું તે મંત્ર ચાળીશ દિવસ સુધી મધ્યરાત્રિના જળમાં બેસીને એકચિત્તથી જપ. આવી રીતે જપતાં તે મંત્ર સિધ્ધ થશે. મંત્રની સિદ્ધિ થતાં અનેક ચમત્કારો કરી શકાશે. અનેક દિવ્ય સુંદરીઓ મેળવી શકાશે."

"બસ આટલું જ. મને એ મંત્ર શીખવાડો. આજ રાત-થીજ હું એ જપવા માંડીશ." ગુણાકર સિદ્ધિ મેળવવા અધીરો બની ગયો.

મહાત્માએ તેને મંત્ર આપ્યો. બતાવેલી રીત મુજબ ગુણાકર નદીનાં જળમાં જઈ એ જપવા લાગ્યો. મંત્ર જપતાં તેને અનેક કષ્ટો નડ્યાં. જળચર પ્રાણીઓએ તેના દેહને ચટકાં માર્યાં. થાક, કષ્ટથી તેની કાયા કૃશ બની ગઇ. તોપણ તે ચલાયમાન થયો નહિ. જેમતેમ કરતાં ચાળીશ દિવસો તેણે પસાર કરી નાંખ્યા.

હવે યોગની સિદ્ધિ પ્રાપ્ત થશે એ આશાએ તે પાણીમાંથી બહાર નીકળ્યો. પરન્તુ સિદ્ધિ જેવું તેને કંઈજ જણાયું નહિ. કોઇ દિવ્ય સુંદરી કે કોઇ જક્ષણી તેની સન્મુખ પ્રકટ પણ ન થઇ. એ મહા નિરાશા પામી ગયો અને મહાત્મા પાસે આવ્યો.

"મહારાજ! મેં આપની આજ્ઞા પ્રમાણે મંત્રનો જાપ જપ્યો પરન્તુ કંઇ જ સિદ્ધિ મને પ્રાપ્ત થઇ નથી. આમ કેમ?"

"કંઈક ભૂલ થઇ હશે. બાકી મંત્રની શક્તિ ખોટી નથી. ઠીક, તારે એ સિધ્ધિ મેળવવી જ છે ને?"

"હા."

"હું કહું તે કરીશ."

"હા, જરૂર."

"આ વખતની તપસ્યા આકરી છે."

"ભલેને ગમે તેવી હોય. હું એ કરીશ જ."

"ઠીક, તો મેં જે મંત્ર આપ્યો છે તેને અગ્નિની વચ્ચે બેસીને ચાળીશ દિવસ સુધી જપ. એ જરૂર સિદ્ધ થશે. જો એમાં જરાપણ કસૂર કરી છે. ધ્યાન બીજે દોડાવ્યું છે તો મંત્ર સિદ્ધ થશે નહિ. એટલું જ નહિ પરન્તુ તને ઇજા પણ થશે."

ગુણાકરે કહ્યું:-" એ મંત્ર આપે કહ્યું છે તે મુજબ અગ્નિ પર બેસીને જ હું જપીશ. પરન્તુ એ મંત્ર જપતાં પહેલાં મારી એક ઇચ્છા છે."

"કઇ ?"

"મને એમ થાય છે કે એક વખત મારે ઘેર જઇ માતા-પિતાને મળી આવું. તે પછી મંત્ર જપીશ."

મહાત્માએ કહ્યું:-"ભલે, તારી એવી જ ઇચ્છા છે તો હું તને તેમ કરતાં કેવી રીતે રોકી શકું ? તું સુખેથી જા."

મહાત્માની રજા લઈ ગુણાકર ઘેર આવ્યો. ઘેર આવતાંની સાથે જ તેના માતપિતા, ભાઇ-ભાંડુ વગેરે બધાં તેને ભેટી પડ્યાં અને તું આટલા વર્ષ કયાં હતો, શું કરતો હતો વગેરે સ્નેહથી પૂછવા લાગ્યા. લાંબા સમયે એ ઘેર આવેલો હોવાથી તેના માતપિતા પણ તેનો મૂળ સ્વભાવ ભૂલી ગયા અને પુત્ર પ્રેમથી તેના પ્રતિ વહાલ કરવા લાગ્યા.

પિતાએ કહ્યું:-"પુત્ર હવે અહીં ઘરમાં જ રહેજે. કયાંય પણ ચાલી જતો નહિ. મારી અવસ્થા થઇ છે અને તારા ભાઇઓ નાના છે. એટલે તારેજ હવે તેમને મોટા કરવાના છે."

પુત્રે કહ્યું:-"પિતાજી ! એ વાત હાલ જવા દો. હું તો તમારા દર્શન કરી તમને છેલ્લીવાર ભેટવા જ આવ્યો છું."

"કેમ કયાં જવાનો છે ? ઘર શા માટે છોડી જાય છે ? તું કહેશે તે તને આપીશ. અમારી વૃધ્ધાવસ્થા સામું, અરે આ તારી યુવાન સ્ત્રીની સામું તો જો. પતિવ્રતા સ્ત્રીનો ત્યાગ કરી જે પરદેશ વેઠે છે તેનો કદી પણ અભ્યુદય થતો નથી. શાસ્ત્રોએ પણ ગૃહસ્થાશ્રમ ધર્મને શ્રેષ્ઠ ગણ્યો છે. સ્ત્રી સમાન બીજી સુખદાયક કોઇ જ વસ્તુ નથી. વળી જે માતાપિતાની ઇચ્છાને

અમાન્ય કરે છે તેનો ક્યાંય ભલીવાર થતો નથી. તેની મુક્તિ થતી જ નથી."

પિતાના આ શબ્દો સાંભળી ગુણાકર બોલ્યોઃ–"પિતાજી! તમારી વાત ખરી છે. પરન્તુ હવે મારી શ્રધ્ધા જ આ માયાવી સંસાર પરથી ઊઠી ગઇ છે. આ દેહ શેનો બનેલો છે? રૂધિર અને માંસ સિવાય એમાં કંઇ બીજું છે ખરૂં? કીડાઓની એ ખાણ છે. માટે જ એની શુધ્ધિ આવશ્યક છે. અને આ શુધ્ધિ તપસ્યા સિવાય થઇ શકે એમ નથી."

"તું તો સંસારી છે. સંસારીને સંસાર એજ તપસ્યા છે. વિકટ સંસારને પાર કરી જે તેમાંથી સહીસલામત બહાર આવે તે જ ખરી તપસ્યા–તેજ ખરી સિધ્ધિ." પિતાએ પુત્રને સમજાવતાં કહ્યું.

"ના, આ સંસાર તો માયાની જાળ છે. એ અસાર છે. માનવી એમાં જેટલો ડૂબે એટલો તે વધુ પાપકર્મમાં પ્રવૃત્ત બને છે. આ જગતમાં કોની માતા, કોના પિતા, કોના ભાઇ ભાડું, કોની સ્ત્રી અને કોની બહેન છે? સગપણ એ તો માનવોએ ઓળખવા માટે આપેલી એક નિશાની છે. સાચું સગપણ તો પ્રભુને પામવાનું જ છે. આ નાશવંત સંસારમાં અનેક મરે છે. જેઓ સત્કર્મ કરી મરે છે તેમનાં જીવન ધન્ય બને છે. મારામાં હવે સત્કર્મની ભાવના જાગી છે. હું યોગાભ્યાસ કરીશ. તપસ્યા આદરી મહાન સિધ્ધિ મેળવી ધારેલા કામ પાર પાડીશ."

અને આમ કહી એ પોતાને ઘેરથી ચાલી આવ્યો. મહાત્મા પાસે આવી તેણે તપસ્યા કરવા જવા માટેની રજા માંગી.

મહાત્માએ કહ્યુંઃ– "જો જે તપસ્યા બરાબર કરજે. જરા પણ મનને માયામાં લપટાવીશ નહિ."

અને ગુણાકર ચોતરફ ભડકે બળતાં અગ્નિની વચ્ચમાં બેસી મંત્ર જપવા લાગ્યા.

ઠરાવેલી મુદત વીતી ગઇ. પરન્તુ ગુણાકરને તે મંત્ર સિધ્ધ ન થયો. કોઈ જક્ષણી કે કોઇ સ્રી પણ તેની સન્મુખ પ્રકટ થઇ નહિ. મંત્રની નિષ્ફળતાથી એ મહા શોક પામ્યો અને જેમતેમ રખડીને પોતાના દિવસો પૂરા કરવા લાગ્યો.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળે રાજાને પ્રશ્ન કર્યો–" કહે વિક્રમ ! ગુણાકરને મંત્રની સિદ્ધિ કેમ ન થઇ ? "

રાજા વિક્રમ બોલ્યો:– " સાધક બે ચિત્તવાળો બન્યો હતો એટલે જ મંત્રની શકિત નિષ્ફળ જવા પામી હતી. એક ચિત્તથી જો માણસ મંત્ર જપે તો તે જરૂર સિદ્ધ થાય છે એમાં શંકા જ નથી. જેવી રીતે દાન–ધર્મ કે સત્કર્મ કર્યા વગર કીર્તિ મળતી નથી, જે સત્ય રહિત છે તે કુકર્મથી લજવાતો નથી, જે ન્યાય રહિત છે, ધર્માધર્મને જે સમજતો નથી તેને લક્ષ્મી મળતી નથી અને જે ધ્યાન રહિત બને છે તેને ઇશ્વર પ્રાપ્તિ થતી નથી."

વૈતાળ બોલ્યો:–"પરન્તુ આ બ્રાહ્મણ સાધકે તો અગ્નિમાં બેસીને મંત્રની સિધ્ધિ માટેની તપસ્યા આરંભ કરી હતી. એટલે તે બે ચિત્તવાળો કેવી રીતે થયો કહેવાય ?"

"મંત્રની સિધ્ધિ કરતી વખતે તેને પોતાનું ઘર યાદ આવી ગયું હતું. એટલે એ ઘેર ગયો હતો. મહાત્માને આ સાધકની આવી માયાથી ક્રોધ ઉપજ્યો. અને તે મનમાં ક્રોધે ભરાઇ બોલ્યો:–"આવા ચંચળ ચિત્તના સાધકને મેં નકામો મંત્ર શીખવ્યો !" આથી આ મંત્ર સિદ્ધ ન થયો. એણે જો ઘેર

જવાનો મોહ ન કર્યો હોત અને મહાત્માના ફરમાન મુજબ તરતજ તપસ્યા શરૂ કરી દીધી હોત તો એને એ સિદ્ધ થયો જ હોત. એમાં જરા પણ શંકા નથી."

રાજાના આ શબ્દો સાંભળી વૈતાળ પ્રસન્ન થયો. પરન્તુ રાજાએ બોલીને પોતાનું વચન તોડેલું હોવાથી વૈતાળ તેના ખભા પરથી ઉડી ગયો અને પાછો વૃક્ષ ઉપર લટકવા લાગ્યો.

રાજા તેને પકડવા ઉતાવળે પગલે દોડયો.



## ત્રણ હાથ

## [૧૮]

રાજા વિક્રમ પાછો શબને પકડવા એ ઘોર સ્મશાનમાં ગયો. વૃક્ષ ઉપરથી શબને નીચે ઊતાર્યું અને તેને પોતાની ખાંધે નાંખી તે યોગી પાસે જવા લાગ્યો.

વૈતાળ શબમાં પ્રવેશ્યો. તે બોલ્યો:–"હે વિક્રમ! હું તારા આ સાહસ અને ખંત પર પ્રસન્ન છું એટલે તારા ચિત્તને આનંદ પમાડવા માટે એક મનોરંજક વાર્તા કહું છું તે તુ સાંભળ."

વૈતાળે વાર્તા કહેવા માંડી.

કુમળ નામની એક વિશાળ નગરીમાં સુદક્ષ નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજાના નગરમાં ધનાઢ્ય નામનો એક શ્રીમન્ત શેઠ રહેતો હતો. આ શેઠનો વ્યાપાર ધમધોકાર ચાલતો અને તે દ્વારા તેને લાખ્ખોની આમદાની થતી હતી. વૈભવની છોળેછોળ ઉછળતી. દાન–ધર્મ, આનંદ–વિનોદ અને વૈભવ–વિલાસના અનેક કામો આ શ્રીમન્તને ત્યાં નિત્યનાં થતાં.

આ શ્રીમન્ત વણિકને ત્યાં એક કન્યા રત્નનો જન્મ થયો. શ્રીમન્તને કંઈ જ સંતતિ નહોતી એટલે કન્યાનો જન્મ થતાં જ આખા ઘરમાં આનંદ આનંદ છવાઈ ગયો. શ્રીમન્તે ધામધુમની સાથે કન્યા–જન્મનો પ્રસંગ ઉજવ્યો. અનેક દાનો કર્યાં, બ્રાહ્મણો–સાધુ તપસ્વીઓને સંતોષ્યા.

કન્યા ખૂબ જ દેખાવડી અને લલિતાંગી હતી. તેનું રૂપ, સુંદર ઘાટીલાં અવયવો અને તેના ચહેરાની ભવ્યતા જોઈ બધા પ્રસન્ન થયા. લોકો માનવા લાગ્યા કે આ કન્યા પૂર્વકાળમાં કોઈ અપ્સરા કે વિદ્યાધરી હશે અને કોઈ યોગી તપસ્વીના શ્રાપને લીધેજ આ માનવ લોકમાં જન્મ પામી હશે.

શ્રીમન્ત વણિકે કન્યાનું નામ ધનવતી પાડયું. ધનવતી જ્યારે યોગ્ય ઉમરની થઇ ત્યારે વણિક મરણ પામ્યો. એનું મરણ આકસ્મિક થયેલું હોવાથી એ પોતાની સંપત્તિની કંઇપણ વ્યવસ્થા કરી શકયો નહોતો. વણિકની આંખ વીંચાઇ એટલે તેના ભત્રીજાઓ, સગાઓ મિલ્કતનો કબજો લઇ બેઠા અને શ્રીમન્તની સ્ત્રીને તેની પુત્રીની સાથે રસ્તાની ભિખારણ બનાવી દીધી.

હીરાલક્ષ્મી (શ્રીમન્તની સ્ત્રી) પોતાની પુત્રીને લઇને થોડાંક જરઝવેરાત સાથે ગામ છોડીને ચાલી ગઇ. આ સમયે એની સહાયમાં આવે એવું કોઇ પણ નહોતું. પુત્રી સ્વરૂપવાન અને ઉમર લાયક હતી. એટલે કોઇની પણ એના પર દ્રષ્ટિ પડે એમ હતું. હીરાલક્ષ્મીના ભય અને ગભરાટનો પાર નહોતો. તોપણ તેણે હિંમત ધરી પુત્રીને લઇને પરગામ જવા માંડયું.

રસ્તો વિકટ અને નિર્જન હતો. રાત્રિ પણ પડી ચૂકી હતી. કૃષ્ણપક્ષના દિવસો હતા એટલે ચન્દ્રના ઉદયની પણ આશા નહોતી. હીરાલક્ષ્મી પ્રભુને યાદ કરી ઝડપભેર રસ્તો કાપવા લાગી.

એ જે રસ્તે થઇને જતી હતી તે રસ્તો એક સ્મશાનમાં થઇને જતો હતો. આ સ્મશાનમાં કોઇએક ચોરને લાકડાની શૂળીએ ચઢાવેલો હતો. તે હજુ પૂરો મરી ગયો ન હતો. પણ મરણ પામવાની અણીએ હતો અને એટલે તરફડીયા મારી રહ્યો હતો. કર્મસંજોગે અચાનક જ ઝડપથી ચાલી જતી હીરા-લક્ષ્મીનો હાથ તેના ખભાએ વાગ્યો અને એથી તેની શૂળીનો દાંતો તેના શરીરમાં જરા વધુ ભોંકાયો. ચોર આથી બૂમ પાડી ઊઠયો અને બોલ્યોઃ–"અરેરે ! આવા સમયે મને કોણે દુઃખ દીધું."

હીરાલક્ષ્મી ઘોર સ્મશાનમાં માનવ રવ સાંભળી ચોંકી ગઇ. ગાઢ અંધારૂં હતું તોપણ એ કંઇક ઝાંખુ–ઝાંખું જોઇ શકી. કોઇક માણસ છે એવો તેને આભાસ થયો. એ બોલીઃ–"તમે કોણ છો ? કોઇ દુઃખી લાગો છો ? પરન્તુ મેં તમને જાણી જોઇને દુઃખ દીધું નથી. અજાણતાં જ મારો હાથ તમને લાગી ગયો છે. તમને જે દુઃખ થયું છે તે માટે હું તમારી ક્ષમા માગું છું. ભાઇ ! તમે કોણ છો ?"

ચોરે કહ્યું;-"હું એક ચોર છું. પકડાઇ જતાં મને શૂળીએ લટકાવવામાં આવ્યો છે. હજુ મારો જીવ ગયો નથી. તો મારે શું કરવું જોઇએ કે જેથી હું સુખે મરણ પામું ?"

હીરાલક્ષ્મીને ચોરના આ શબ્દો સાંભળી દયા આવી. તે બોલીઃ–"તમારા જીવમાં કંઇ વાસના છે ખરી ?"

બરાબર આજ સમયે ચન્દ્રે ગગનમાંથી ડોકીયું કર્યું. પૃથ્વી પર ચાંદની ઝરી ઊઠી. ચમકતા પ્રકાશમાં ચોરની દ્રષ્ટિ ધનલક્ષ્મી પર પડી. ધનલક્ષ્મીનું તેજ ઝગારા મારી રહ્યું હતું. ચોર તેની રૂપજ્યોતિ પર લુબ્ધ બની ગયો.

એ બોલ્યોઃ–"હા, મારા હૃદયમાં એક વાસના દૃઢ થયેલી છે."

"એ કઇ છે ? મને કહો. મારાથી બની શકશે તો હું એ

પૂરી કરીશ."

ચોરને કંઇક આશા આવી. એ બોલ્યો:–"મેં હજુ સુધી લગ્ન કર્યાં નથી. મારી ઇચ્છા લગ્ન કરવાની છે. પરન્તુ અરેરે! આ સમયે–અત્યારે કોણ મારી એ ઇચ્છા પૂરી કરશે!"

ધનલક્ષ્મી મૌન રહી. ચોરની આ ઇચ્છા કેવી રીતે પૂરી કરી શકાય? મરણને કાંઠે આવેલા માનવીને કોણ પરણે? એ ચૂપ જ રહી.

ચોર બોલ્યો:–"હે સ્ત્રી! આ તમારી રૂપવતી પુત્રી પર હું આસકત થયો છું. એની જ સાથે લગ્ન કરવાની મારી તમન્ના છે અને તેમ કરીશ તોજ મારો જીવ ગતે જશે. તમે જો તમારી પુત્રીના લગ્ન મારી સાથે કરશો તો બદલામાં હું તમને એક કરોડ રૂપિયા આપીશ."

ધનલક્ષ્મી ગમે તેવી ડાહી પણ વણિકની પત્ની હતી. એક કરોડ રૂપિયાનું નામ સાંભળી તેની જીભ પાણી પાણી થઇ ગઇ. તો પણ એ મુખ પર હાસ્ય લાવી બોલી:– "અલ્યા ભાઇ! આવી સ્થિતિમાં અને આ દશામાં તમે પરણીને શું કરશો?"

ચોર બોલ્યો:–"હું મરણને કિનારે તો છું જ. પરન્તુ મને પુત્ર નથી એથી વિશેષ સંતાપ થાય છે. તમે જો મારી માંગણી સ્વીકારશો તો હું એને આજ્ઞા કરીશ તે મુજબ તમારી પુત્રી, કોઇ બીજાથી પુત્ર ઉત્પન્ન કરશે, તો પણ તે મારોજ પુત્ર ગણાશે અને એથી મને એક પ્રકારે સંતોષ પણ થશે. આજ કારણથી હું તમારી કન્યાની માગણી કરૂં છું."

હીરાલક્ષ્મી બોલી!–"હું તમારી માંગણી નામંજુર કરૂં તો?"

"તો તમારી પુત્રીને હું ભૂત થઇને વળગીશ અને તેને હેરાન કરીશ."

હીરાલક્ષ્મી આ નવી ધમકીથી ભય પામી. એક કરોડ રૂપિયાની માંગણી તેની આંખ સામે તરી આવી. આટલા પૈસાથી તો તે સુખમાં રહી શકશે. પુત્રીને પણ વૈભવમાં ઉછેરી તેના કોડ પૂરી શકશે. શા માટે આ માગણી જતી કરવી ?"

અને ભાવિ સુખ વૈભવના લોભે હીરાલક્ષ્મીએ ચોરની આ માંગણી સ્વીકારી. તે કયાંકથી પાણી લઇ આવી અને ચોરના હાથમાં આપતાં બોલી:-"મારી પુત્રીનું હું તારી સાથે કન્યાદાન કરૂં છું."

ચોરના મુખ પર આનંદ ફેલાઇ ગયો. એણે ધનવતીનો હાથ પોતાના હાથમાં લીધો અને એક સંતોષનો શ્વાસ ખેંચ્યો.

એ બોલ્યો :-"પ્રિયા ! તારી ઇચ્છામાં આવે ત્યારે તું કોઇ ઇચ્છિત પુરૂષ દ્વારા પુત્ર ઉત્પન્ન કરજે !"

હીરાલક્ષ્મી રૂપિયા મેળવવા અધીરી બની ગઇ. એ બોલી:-"ચોરજી ! શરત મુજબના રૂપિયા કયાં છે ?"

ચોરે કહ્યું:-"સાસુજી ! જરા ધીરાં પડો. જુવો સામે જે વડનું ઝાડ જણાય છે, તેની નીચે એક ખાડો ખોદો. એ ખાડામાંથી રૂપિયાઓથી ભરેલા ઘડા નીકળશે. તમે એ લઇ લેજો."

અને આમ બોલીને ચોરે પોતાનો પ્રાણ ત્યજ્યો.

હીરાલક્ષ્મી ચોરે બતાવેલા સ્થળે ગઇ. ખાડો ખોદયો તો એની નીચેથી ચરૂઓ મળ્યા. અઢળક દ્રવ્યની આમ અનાયાસેજ પ્રાપ્તિ થયેલી જોઇ હીરાલક્ષ્મીના મુખ પર આનંદ વ્યાપી ગયો.

દ્રવ્ય લઇ હીરાલક્ષ્મી પોતાના એક સંબંધીને ત્યાં ગઇ. આ સંબંધી તેના પિતાનો ખાસ મિત્ર હતો. તેણે હીરાલક્ષ્મીને આવકારી. હીરાલક્ષ્મીએ બધી વાત તેને કરી પરન્તુ ચોરવાળી તથા

દ્રવ્યની વાત તેણે ગુપ્ત રાખી. મિત્રે તેને નિર્ભયતાથી પોતાને ઘેર રહેવાનું કહ્યું અને જે કંઇ મદદ જોઇએ તે આપવા પણ જણાવ્યું.

હીરાલક્ષ્મીએ આશ્રય માટે તેનો તથા પ્રભુનો ઉપકાર માન્યો. એ પછી તેણે કોઇ જાણે નહિ તેમ પેલા ચોરના દેહનો અગ્નિ સંસ્કાર કરાવ્યો અને ક્રિયા કર્મ પણ કર્યું.

હીરાલક્ષ્મીએ અહીં થોડાંક દિવસો કાઢી નાંખ્યા. તે બાદ એ પોતાની પુત્રીને લઇ પતિને ગામ આવી અને એક મોટું મકાન ભાડે લઇ દબદબાથી રહેવા લાગી.

હવે ધનલક્ષ્મીએ યૌવનાવસ્થામાં પ્રવેશ કર્યો. રૂપ તો હતુંજ. એમાં યૌવનનો પ્રવેશ થતાંજ તે પૂરી રીતે પ્રકાશી ઉઠી. અનેક યુવાનો તેની ઇચ્છા કરવા લાગ્યા. હીરાલક્ષ્મી આગળ અનેક શ્રીમન્ત પુત્રોના પિતાઓ આવી તેના લગ્ન પોતાના પુત્ર સાથે કરવાની માંગણી કરવા લાગ્યા. આ બધાને હીરાલક્ષ્મી એક જ જવાબ આપતી–"હાલ મારી પુત્રીની મરજી નથી. એની ઇચ્છા થશે ત્યારે એ લગ્ન કરશે."

એક દિવસે ધનવતી પોતાના ભુવનના ઝરૂખામાં ઊભી રહી, જતાં આવતાં લોકોને જોઇ રહી હતી. એટલામાં અચાનક જ તેની નજર માર્ગ પરથી પસાર થતાં એક સુંદર બ્રાહ્મણ યુવાન પર પડી. યુવાન ફુટડો, છબીલો અને રૂપાળો હતો. ધનવતી તેને જોતાં જ તેના તરફ આકર્ષાઇ. તેણે પોતાની એક અંગત સખીને બોલાવી અને કહ્યું:–"પેલા ચાલ્યા જતા યુવાનને બોલાવી મારી મા પાસે લઇ જા."

સખી તરત જ બ્રાહ્મણ પાસે દોડી. અને તેને ધનલક્ષ્મી આગળ લઇ ગઇ.

ધનલક્ષ્મી પોતાની પુત્રીનો ભાવ સમજી ગઇ. આ સમયે તેને

પેલા ચોરના શબ્દો પણ યાદ આવ્યા. તેણે મનમાં કહ્યું: "મારી-પુત્રી પોતાના પતિની આજ્ઞા પાળવા ધર્મથી બંધાઇ છે એટલે તે એની ઇચ્છા જ પૂરી કરી રહી છે તો મારે એમાં શા માટે અંતરાય નાંખવો જોઇએ!"

તેણે બ્રાહ્મણ યુવાનને કહ્યુ:–"મારી પુત્રી તારા પર આસક્ત થઇ છે. તું એની સાથે ગુપ્ત લગ્ન કર અને એને પુત્રવતી બનાવ. એના બદલામાં હું તને સો રૂપિયા આપીશ."

બ્રાહ્મણ યુવાન વિષયી હતો. તેણે એ શરત તરત જ માન્ય કરી લીધી. હીરાલક્ષ્મીએ એને એક સેવિકાની સાથે ઉપર મોકલ્યો.

ધનવતી પોતાના ઇચ્છિત યુવાનની રાહ જોતી ઊભી જ રહી હતી. જેવો એ યુવાન તેના ખંડમાં પ્રવેશ્યો કે તરત જ તે તેના કંઠમાં વળગી પડી અને ચુંબનો કરવા લાગી.

યુવાન પણ રૂપરૂપની પરી સમી સુંદરીને જોઇ મુગ્ધ બની ગયો. આવી સૌન્દર્યવતી સુંદરી અનાયાસે જ પ્રાપ્ત થઈ તે માટે તેણે પ્રભુનો પાડ માન્યો. એણે ધનવતીને પ્રેમથી સત્કારી અને તેને પોતાના બાહુપાશમાં જકડી લીધી.

બન્નેએ ગુપ્ત લગ્ન કરી લીધા. એ પછી તેઓ પ્રેમમાં તરબોળ બની ગયાં. યુવાને આખી રાત આનંદની સાથે રંગરાગમાં ગાળી. તે પછી પ્રભાત થતાંજ કોઇ જાણે નહિ તેમ તે પોતાને ઘેર ચાલ્યો ગયો.

બ્રાહ્મણ યુવાનના સમાગમથી તેજ રાત્રિના ધનવતીને ગર્ભ રહ્યો. દશ મહિના પૂરા થતાં તેણે બત્રીશલક્ષણા પુત્રનો જન્મ આપ્યો. મા–દીકરી પુત્રના જન્મથી પ્રસન્ન થયા.

એક દિવસે રાતના એક દૈવી પુરૂષે મા–પુત્રીને સ્વપ્ન આપી કહ્યુ:–"તમે આ પુત્રને પ્રભાતના સમયે કોઇ જાણે નહિ તેમ

રાજદ્વાર આગળ એક હજાર સોનામહોર સાથે મૂકજો. આમ કરવાથી તમારૂં તથા તમારા પુત્રનું કલ્યાણ થશે.”

જે દૈવી પુરૂષે આ સ્વપ્નમાં દેખાવ દીધો હતો તેની મુખમુદ્રા મહા તેજસ્વી હતી. તેના મસ્તક પર જટા હતી. કપાળમાં ચન્દ્ર અને વિભૂતિનો લેપ કરેલો હતો. તેના ગળામાં શ્વેત સર્પની માળા, એક હાથમાં ત્રિશૂળ અને બીજા હાથમાં ખપ્પર હતું. સ્વરૂપ ભયંકર અને પ્રતાપી લાગતું હતું.

એ પછી બન્ને જાગી પડયા. માએ આ સ્વપ્નની વાત પોતાની પુત્રીને કહી. પુત્રીએ પણ પોતાને આવું જ સ્વપ્ન આવ્યું હતું તે પણ કહ્યું. બન્નેએ આ મહાત્માના વચન પર વિશ્વાસ મૂકી બાળકને એક પારણામાં સુવાડી એક હજાર મહોર સાથે તેને રાજદ્વાર આગળ ચૂપચૂપ કોઇ જાણે નહિ તેમ મૂકી આવ્યા.

અહીં રાજાને પણ સ્વપ્ન આવ્યું કે–“રાજા ઊઠ, તારા રાજદ્વાર આગળ એક સુંદર બાળકને સુવર્ણમહોર સાથે પારણામાં સુવડાવીને કોઇ મૂકી ગયું છે. એને તારા પુત્ર તરીકે સ્વીકાર. એજ તારો પુત્ર. ભવિષ્યમાં એ મહા પ્રતાપી રાજા થશે.”

આ દૈવી સ્વપ્નથી રાજા જાગી પડયો. રાણીને તેણે ઉઠાડી આ વાત કરી. બન્ને દરવાજા પાસે ગયા અને જેયું તો સ્વપ્નની વાત ખરી નીકળી. એક સુંદર પારણામાં દૈવી તેજવાળું એક બાળક હતું. પ્રફુલ્લ વદને એ અંદર રમી રહ્યું હતું. બાળકની પાસે જ હજાર સુવર્ણ મુદ્રાઓ પણ પડેલી હતી.

રાજાએ આનન્દની સાથે એ બાળકને ઉંચકી લીધું. રાજા અને રાણી બન્ને હર્ષથી રાચી ઊઠયા. સંતાનની તેમને જે ખોટ હતી તે બાળકની ભેટથી પૂર્ણ થઇ. અને પોતાની આ ઇચ્છા પૂરી કરવા માટે તેમણે પ્રભુનો પાડ માન્યો. પુત્રજન્મનિમિત્તે

રાજાએ મોટો ઉત્સવ કર્યો. હજારો યાચકોને મહામૂલા દાન આપી તેમના દુ:ખ-દારિદ્રને ફીટાડી દીધા. નૃત્ય-સંગીતની મહેફીલો યોજવામાં આવી અને દિવસો સુધી આખા રાજ્યમાં આનંદ-આનંદ પ્રવર્તી રહ્યો.

રાજાએ ભવિષ્યવેત્તાઓ અને સામુદ્રિકશાસ્ત્રીઓને બોલાવી બાળકનું શુભાશુભ પૂછ્યું. બાળકનો ચહેરો તથા તેના સામુદ્રિક લક્ષણો જોઇ તેમણે કહ્યું:–"આ બાળકમાં ત્રણ લક્ષણો તો પ્રત્યક્ષ જણાય છે. એક તો તેની વિશાળ છાતી છે. બીજું તેનું ઊંચુ કપાળ છે, ત્રીજું તેનું પુષ્ત શરીર છે. આ લક્ષણો શુભ છે અને તે સારાં ફળની આગાહી કરાવે છે. આ સિવાય તેના શરીરમાં બીજાં ચિન્હ કે જે બત્રીશ લક્ષણા પુરુષમાં હોય છે તે પણ તેનામાં છે. આ બધા લક્ષણો એમ સૂચવે છે કે બાળક મોટો રાજકર્ત્તા થશે અને તે ન્યાય અને નીતિથી રાજ્ય ચલાવી સારી ય દુનિયામાં પોતાનું નામ કાઢશે."

જ્યોતિષીઓના આ ભવિષ્યથી રાજા પ્રસન્ન થયો. તેણે તેમને સારી દક્ષિણા આપી વિદાય કર્યા. એ પછી રાજાએ રાજપુરોહતને બોલાવી પુત્રનો નામ સંસ્કાર વિધિ કરાવ્યો. પુરોહિતે તેનું નામ હરદત્ત પાડયું.

રાજકુમાર જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનામાં આનંદદાયક ગુણોની વૃદ્ધિ થવા માંડી. બાલ્યાવસ્થા પસાર કરી તે કિશોરાવસ્થામાં આવ્યો. અનેક વિદ્યાઓ શીખ્યો અને જ્યારે રાજ્યનો ભાર ઉપાડવાની શકિતમાં તે આવ્યો ત્યારે રાજા અને રાણીએ તેને રાજ્યની લગામ આપી કાશીવાસ સ્વીકાર્યો.

હરદત્ત બાહોશ હતો. રાજ્યની લગામ હાથમાં આવતાં જ તેણે ન્યાય અને નીતિથી રાજ્ય ચલાવવા માંડ્યું. પ્રજાની ઉન્નતિ થાય એવા કાયદાઓ રચ્યા, વ્યાપાર હુન્નરનો વધારો કર્યો અને

ટૂંક સમયમાં તો તેણે પોતાના નામનો ડંકો પણ ચોમેર વગાડી દીધો.

પણ આ અરસામાં એક દુઃખદાયક બનાવ બન્યો. રાજા કે જેણે કાશીવાસ કર્યો હતો તે પ્રભુ ભજન કરતાં કરતાં કૈલાસ-વાસી થયો. હરદત્તને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તે મહા શોક પામ્યો.

ધર્મપરાયણ હરદત્તે પિતાની શાસ્ત્રવિધિયુક્ત ઉત્તર ક્રિયા કરી. બ્રાહ્મણોને દાન આપ્યું. મોટી સખાવતો કરી અને એક દાની-ધર્મી રાજાને શોભે એવી રીતે પિતાની મુક્તિ ઇચ્છી. આટલું કરવા છતાં પણ હરદત્તને સંતોષ થયો નહિ અને તેણે પોતાના પિતાના અસ્થિને ગંગાજીમાં પધરાવવાનો તથા ગયાજી જઇ પિંડદાન કરવાનો સંકલ્પ કર્યો.

રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરી એણે યાત્રા આરંભી. તીર્થાટન કરતો કરતો રાજા ગયામાં આવ્યો. મહાક્ષેત્ર ગયા કે જે પિતૃઓને પિંડ આપવા માટે પ્રસિદ્ધ છે ત્યાં તેણે પોતાના પિતાનું શ્રાદ્ધ કર્યું. પણ શ્રાદ્ધના પિંડદાન વખતે એક અદભુત અને આશ્ચર્યકારક બનાવ બન્યો.

હરદત્તે નદીમાં પિંડ નાંખવા હાથ લાંબો કર્યો ત્યાં તો પાણીમાંથી ત્રણ હાથ બહાર નીકળ્યા અને પિંડ લેવા હરિફાઈ કરવા લાગ્યા. રાજા આ વિચિત્ર બનાવ જોઇ આશ્ચર્ય સાથે ભ્રમમાં પડી ગયો. આ શું ? તેણે રાજ્યપુરોહિતને પૂછ્યું:–"મહા-રાજા ! આ ત્રણ હાથ દેખાય છે. હું કોના હાથમાં પિંડ મૂકું ?"

રાજ્યપુરોહિત પણ આ વિસ્મયકારક બનાવને કળી શક્યો નહિ. તે બોલ્યો:–"ત્રણે હાથ જુદા જુદા માનવીના જણાય છે. એક હાથે લોઢાની મેખ જડેલી છે એટલે તે કોઇ ચોરનો હાથ જણાય છે. બીજો હાથ બ્રાહ્મણનો જણાય છે, કારણ તેણે પવિત્રી

પહેરેલી છે. ત્રીજો હાથ રાજાનો લાગે છે, કેમકે તેની આંગળીમાં વીંટી છે વળી શંખ–ચક્ર આદિ રાજચિન્હો પણ છે. પરન્તુ આ ત્રણમાંથી કોના હાથમાં પિંડ મૂકવો તે મને સૂઝતું નથી. આ તો કોઇ મહા કૌતૂક જ છે."

હરદત્ત પણ આ સાંભળી ચિન્તા અને વિસ્મયમાં ડૂબી ગયો.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળે રાજા વિક્રમને પૂછ્યું–"હે રાજા ! કહે હરદત્તે કોના હાથમાં પિંડ મૂકવો જોઇએ ?"

વિક્રમ મૌન રહ્યો.

વૈતાળે પાછો તેને એ જ પ્રશ્ન પૂછ્યો અને કહ્યું:–"તું જો આ પ્રશ્નનો મને સંતોષકારક ઉત્તર ન આપીશ તો તને હું શ્રાપ આપીશ."

રાજા શ્રાપથી ગભરાયો. તે બોલ્યો:–"હરદત્તે ચોરના હાથમાં જ પિંડ મૂકવો જોઇએ."

"કારણ ?" વૈતાળે પૂછ્યું.

"ચોર જ એનો ખરો પિતા ગણાય. કારણ હરદત્ત એ ચોરનો ક્ષેત્ર જ પુત્ર હતો."

"બ્રાહ્મણ નહિ ? એના જ વીર્યથી તો એ જન્મ્યો હતો." વૈતાળે શંકા વ્યકત કરી.

"ના. બ્રાહ્મણ તો પોતે વેચાયો હતો. દ્રવ્ય લઇ તેણે આ કામ કર્યું હતું એટલે તે તો ભાડુતી મજુર જેવો જ ગણાય. અને મજુર કંઇ પદાર્થનો માલિક બની શકતો નથી. એનો તો માત્ર મજુરી પર જ હક્ક હોય છે." રાજાએ દલીલપૂર્વક સમજાવ્યું.

"ઠીક, તો પછી રાજાનું શું ? એણે જ હરદત્તને ઉછેર્યો હતો, તેનું લાલન–પાલન કર્યું હતું અને તેને પુત્ર ગણ્યો હતો."

વૈતાળે બીજો મુદ્દો કાઢયો.

"રાજાએ તેનું લાલન-પાલન કર્યું એ વાત સાચી છે પરન્તુ તેમ કરવા માટે તેણે એક હજાર સુવર્ણ મુદ્રાઓ લીધી હતી. બાળકના પારણામાંથી હજાર મહોરો રાજાએ લઇ પોતાની પાસે રાખી હતી. આ મહોરો એ તેના પોષણ માટેના ખર્ચની જ હતી. રાજાએ પોતે એ ન લીધી હોત અને બાળકને પોતાના જ ખર્ચે ઉછેર્યો હોત તો એનો હક્ક મજબૂત બનતે પરન્તુ તેણે તેમ કર્યું નથી."

રાજાએ આગળ ચલાવ્યું:-"ચોરે ધનવતીની સાથે સંકલ્પ પૂર્વક લગ્ન કર્યાં હતાં અને એ લગ્ન તેની માતાની ઇચ્છાથી જ થયા હતા. વળી ચોરે તેને આજ્ઞા પણ આપી હતી કે તું ગમે તેની પાસેથી એક પુત્ર ઉત્પન્ન કરજે. આ સિવાય તેણે તેને પોતાનું સઘળું દ્રવ્ય આપ્યું હતું. આથી હરદત્ત ચોરનો જ ક્ષેત્ર જ પુત્ર થઇ શકે છે. માટે તેના જ હાથમાં હરદત્તે પિતા ગણી પિંડ મૂકવો જોઇએ."

રાજાનું આ કહેવું સાંભળી વૈતાળ પ્રસન્ન થયો. પરન્તુ રાજા વચન ચૂકી ગયો હોવાથી શબ તેના ખભા પરથી ઉડી અદ્રષ્ય થઇ ગયું.

રાજા પાછો શબની તપાસ માટે ચાલ્યો.



# સોનાની મૂર્તિ

## [૧૯]

વિક્રમ પાછો સ્મશાનમાં દોડયો અને ઝાડ પરથી શબને નીચે ઊતારી તેને પોતાની ખાંધ પર નાંખી ઝડપથી ચાલવા માંડયું.

થોડેક દૂર ગયો નહિ ત્યાં તો વૈતાળ ખાંધ ઉપરથી બોલ્યો:– “હે રાજા ! તું એક સાધારણ જોગટા માટે આટલી મહેનત શા માટે લઇ રહ્યો છે ! નિરાંતે ઘેર જા અને આનંદથી રાજ્ય ભોગવ. એના બદલામાં હું તારા પર પ્રસન્ન થઇ તને સુખ આપીશ. આમ છતાં પણ તારે જો મને લઇ જ જવો હોય તો લઇ જા. પરન્તુ એમ કરવામાં તું યોગ્ય કરતો નથી.”

રાજાએ વૈતાળના આ બોલવાનો કંઇ પણ જવાબ આપ્યો નહિ અને મૌનપણે જ તેણે ચાલવા માંડયું.

વૈતાળથી હવે ન રહેવાયું. તે પુનઃ બોલ્યો:–“ઠીક તારી આ સેવાભકિત પણ મારી પ્રશંસા માંગી લે છે. તારા મનને

આનંદ પમાડવા માટે હું તને એક સુંદર વાત કહું છું, જે તું શ્રવણ કર."

વૈતાળે વાર્તા કહેવા માંડી.

ચિત્રકૂટ નામના એક સુંદર અને શોભીતા નગરમાં રૂપદત્ત નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજા નામ મુજબ જ રૂપવાન અને સર્વ અંગે શોભીતો હતો. એનો વિશાળ દેહ, સશક્ત બાહુઓ, સુંદર ગૌર મુખ અને અમૃત જેવી મીઠી વાણી સર્વને તેના પ્રતિ માન અપાવતી હતી. એ યુવાન હતો, વિલાસી હતો, કામદેવની સ્પર્ધા કરે એવો હતો છતાંપણ તેને યોગ્ય કોઇ સ્ત્રી નહોતી. આથી જ તેને પોતાને કોઇ યોગ્ય સ્ત્રી સાથે પરણવાની ખાસ ઇચ્છા થઇ પરન્તુ તેવી કોઇ સ્ત્રી તેને આજ-સુધી પ્રાપ્ત થઇ નહોતી.

રાજાને શિકારનો ખાસ શોખ હતો. દિવસોના દિવસો સુધી તે શિકાર ખેલતો. અનેક હિંસક, વિકાળ પ્રાણીઓને તે પોતાના શસ્ત્રથી તત્કાળ જ ઘાયલ કે વશ બનાવી દેતો. કોઇ પ્રાણી તેના પંજામાંથી છટકી જતું તો રાજાનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠતો અને તેનું વેર લેવા તે સારાય જંગલના પ્રાણીઓનો સંહાર કરવા મંડી જતો.

એક દિવસે રૂપદત્ત શિકારે નીકળ્યો. અશ્વને દોડાવતો એ પોતાના રાજ્યથી ઘણે દૂર નીકળી ગયો. રસ્તામાં જે પ્રાણીઓ મળ્યા તેનો શિકાર કરતો કરતો તે એક ઘોર અર-ણ્યમાં આવી ચઢયો.

ભૂખ, તરસ અને મુસાફરી એ ત્રણેએ હવે રાજાને કાયર બનાવી દીધો. એ ચિત્તભ્રમ જેવો થઇ ગયો અને થાક્યો પાક્યો આમતેમ ભમવા લાગ્યો. ભમતાં ભમતાં એક સુંદર નિર્મળ પાણીવાળું સરોવર તેના જોવામાં આવ્યું. સરોવર-કમળ પુષ્પોથી ભરેલું હતું. રાજા સરોવરની ભવ્યતા જોઇ આકર્ષાયો અને અહીં

મન શાન્ત થશે એમ ધારી ત્યાં એ આરામ લેવા અટક્યો.

ઘોડાને ઝાડ સાથે બાંધી પોતે સરોવરમાં ઊતર્યો. હાથ-મુખ ધોયા. પાણી પીધું અને પછી જરા સ્વસ્થ બની એ ઝાડ નીચે આરામ લેવા આડો પડ્યો.

થોડીક વાર ન થઇ હશે ત્યાં તો એની આંખ અચાનક જ ઉઘડી ગઈ. પોતાની સામે એણે જે દૃશ્ય જોયું તેનાથી એ આશ્ચર્ય પામી ગયો. સામે થોડેક દૂર જ એક અશોક વૃક્ષની નીચે એક ઋષિકન્યા પોતાની સખી સંગે ઊભી રહી વાર્તા-વિનોદ કરી રહી હતી. આ ઋષિકન્યાની વય ૧૭-૧૮ વર્ષની હતી. રૂપનું તો પૂછવું જ નહિ તપસ્વીના નયનો પણ ચળાવી દે એવી તેનામાં શક્તિ હતી. પૂર્ણ યૌવન હતું. રૂપની માધુરી છલકાતી હતી. પુષ્પના આભૂષણો અને શરીરે વલ્કલ વસ્ત્રો હતાં એટલે તે વધુ કાંતિવાન લાગતી હતી. તેના રૂપ અને યૌવનની આવી અદ્‌ભુત જ્યોતિ જોઇ રાજા તેના પ્રતિ મુગ્ધ બની ગયો. કામદેવના બાણોથી તે વીંધાઇ ગયો અને એની જ કામના કરવા લાગ્યો.

પ્રથમ તો રાજાએ તે કન્યાની પાસે જવાનું યોગ્ય ન ધાર્યું. એમ કરતાં તેને શરમ આવવા લાગી પણ હૃદયની કામજ્વાળાનો વેગ અતિ ઉગ્ર બની જતાં તે પોતાપણું ભૂલી ગયો. તેની પાસે જવાની તેને અત્યંત તાલાવેલી લાગી અને એકદમ જ તે ત્યાં પહોંચી પણ ગયો.

આ બધું એટલું તો ત્વરાથી બની ગયું કે રાજા પોતે પણ વિસ્મય પામી ગયો.

પોતાની સામે એક અજાણ્યા પણ તેજસ્વી યુવાનને જોતાંજ કન્યા શરમીંદી બની ગઇ. રાજા પણ રૂપમાં કમી નહોતો. એ પણ યૌવનાવસ્થામાં હતો. પડછંદ દેહ અને ભવ્ય મુખમુદ્રાએ કન્યાનું મન તેણે ચળાવી દીધું. ઋષિબાળા રાજાના સૌન્દર્ય પર

વારી ગઇ. તેના નેત્રો તેના દેહ પર જ સ્થિર થઇ ગયાં. એ વિચારવા લાગી. આ ઘોર અરણ્યમાં આ તે કોણ? શું કોઇ સિદ્ધ પુરૂષ છે કે પછી કોઈ દેવ માનવદેહ ધરી અહીં આવ્યો છે! એ કંઇપણ કળી શકી નહિ.

આમ બન્ને એક બીજા પ્રતિ લુબ્ધ બની ગયા. કોઇ કંઇ બોલી શકયું નહિ. આખરે રાજાએ પહેલ કરી. એ બોલ્યોઃ—"સુંદરી! આ તે તમારો કેવો આચાર! હું દૂરથી આવું છું. થાકયો પાકયો છું. બાજુમાં જ તમારો આશ્રમ છે છતાંપણ તમે મારો અતિથિ સત્કાર ન કરતાં, મને કંઇ પણ ન પૂછતાં આમ શૂન્યપણે ઊભાં રહી નીચા મસ્તકે જોઇ રહ્યાં છો એ શું તમારા જેવી બાળાને યોગ્ય છે!"

રાજાના આ શબ્દોની એ કન્યા પર કંઇ જ અસર ન થઇ. રાજાએ પાછું કહ્યું:—"અતિથિ ધર્મ એ મહાન ધર્મ છે. કોઇ ઉચ્ચવર્ણના મનુષ્યને ત્યાં નીચ વર્ણનો માનવી પણ અતિથિ તરીકે આવે તો તેનો સત્કાર કરવો એવો શાસ્ત્રનો આદેશ છે. એમાંજ ધર્મ સમાયલો છે. જ્યારે તમે તો કંઇજ ભાવ પૂછતાં નથી અને મૂઢ જેવાં ઊભાં રહ્યાં છો."

ઋષિકન્યાની સખી કે જે બાજુમાં જ ઊભી રહી તે આ બન્નેના હૃદયની સ્થિતિ અવલોકી રહી હતી તેનાથી હવે મૌન રહેવાયું નહિ. એ બોલીઃ—"જરા ધીરજ તો રાખો. આમ આકરા બની જાવ એ શું યોગ્ય છે? તમારો અતિથિ સત્કાર જરૂર થશે." એમ કહી તેણે રાજાને ત્યાં બેસાડી તેનો અતિથિ સત્કાર કર્યો.

રાજા ઋષિકન્યાનો પરિચય પામવા આતુર બની ગયો હતો. પરન્તુ કન્યા તો કંઇ જ બોલતી નહોતી. એટલે હવે તેણે એની સખી સાથે જ વાર્તાલાપ આરંભ્યોઃ—

"હે કલ્યાણી! આ તમારી સખી કયા પવિત્ર વંશને ઉજ્જવળ બનાવે છે! એમનું પવિત્ર નામ શું છે? કોને ત્યાં તેઓ શોભી રહ્યા છે?"

સખી બોલી–"મહાભાગ! મારી સખી અપ્સરા મેનકાથી ઉત્પન્ન થયેલી છે. કણ્વ મુનિ પુત્રીની જેમ એનું લાલન પાલન કરે છે. આશ્રમમાંજ એ ઉછરી છે અને મોટી થઇ છે. ઈન્દ્રપ્રભા એનું શુભ નામ છે. પિતાની આજ્ઞાથી આ સરોવરમાં સ્નાન કરવા અમે અહીં આવ્યા છીએ. અહીંથી થોડેકજ દૂર એના પિતા મહર્ષિ કણ્વનો આશ્રમ છે."

આ પરિચય પામી રાજા પ્રસન્ન થયો. મનમાં વિચાર્યું કે હું પોતેજ ઋષિના આશ્રમમાં જઇ કન્યાનું માગું કરૂં અને એ વિચાર આવતાંની સાથે જ તે ઝડપથી પોતાના અશ્વપર બેસી ગયો અને આશ્રમે આવી પહોંચ્યો.

અશ્વને બહાર બાંધી તે આશ્રમમાં ગયો. કણ્વ ઋષિ એક વિશાળ વૃક્ષના ચોતરા ઉપર બેઠેલા હતા. રાજા તેમની આગળ ગયો અને તેમના ચરણમાં પડયો. ઋષિએ આશીર્વાદ આપી સમીપના આસન પર બેસવા જણાવ્યું. એ પછી તેનો અતિથિ સત્કાર કર્યો.

તે બાદ રાજા જ્યારે સ્વસ્થ થયો ત્યારે ઋષિએ તેને પૂછ્યું:– "કહો રાજન! શા માટે પધાર્યા છો?"

રાજાએ જણાવ્યું:–"શિકાર કરવા નીકળ્યો હતો. શિકાર કરતાં કરતાં આ બાજુ આપના દર્શને આવી ચઢયો છું."

"ઘણું સારૂં કર્યું, પરન્તુ રાજન! શિકારની લત તમારાથી છૂટી શકતી નથી? આવો ઘોર અધર્મ તમે શા માટે કરી રહ્યા છો? જીવહિંસાથી શું તમને આનંદ મળે છે? બ્રહ્માએ ક્ષત્રિય માટે જે હથિયારો યોજેલા છે તે પશુ, પક્ષી, માનવ વગેરેના

રક્ષણ માટે જ છે નહિ કે તેમના પ્રાણ લેવા માટે. રાજાએ તો પ્રાણી માત્રની રક્ષા કરવી જોઇએ. જે તેના રક્ષણમાં હોય તેને રાજાએ રક્ષણ આપી તેની રક્ષા કરવી જોઇએ. જ્યારે તમારૂં કર્મ તો એથી ઉલટું જ જણાય છે. તમે તમારા રાજ્યમાં વસનારા પ્રાણીઓનો શિકાર કરી તેમના જીવ લઇ લ્યો છો. અનેક પશુ–પક્ષીઓનું તમે માત્ર તમારા મનના આનંદ માટે નિકંદન કાઢો છો. તમારૂં આ કાર્ય તમારા ક્ષત્રિય ધર્મને શોભા આપનારૂં નથી જ. જે માનવી તપસ્વી, નગ્ન અને શસ્ત્ર વગરનાને હણે છે તે મહા નરકમાં પડે છે.

"માટે હે રાજન! તમે ધર્મથી પ્રજાઓનું પાલન કરો. પ્રજાને દમનારાઓનો નાશ કરો, શત્રુઓથી નિર્ભય રહો અને હાથી, અશ્વ, શસ્ત્ર વિગેરેની કળામાં પ્રવીણ થઇ લક્ષ્મીને મેળવી તેના ભોગ ભોગવો. રાજ્યનું સુખ પામો, ગરીબોને ધન આપી તેમના કષ્ટ દૂર કરો અને આ ઘોર પાતક કરાવનારી જીવહિંસામાંથી મુક્તિ મેળવો."

ઋષિના આ શબ્દો સાંભળી રાજા લજવાઇ ગયો. તેના જ્ઞાન ચક્ષુ ઉઘડી ગયા. પોતે અત્યાર સુધી જે નિરર્થક જીવ હિંસા પાછળ મંડયો હતો તે માટે એને ઘોર પસ્તાવો થવા માંડયો. એ બોલ્યોઃ–"મહાત્મા! આપે આજે મને જે સાચ્ચી શિક્ષા આપી છે તે માટે હું આપનો ઋણી છું. આપના ઉપદેશને માન્ય કરી હું આજથી મૃગયા ત્યજી દઉં છું. વનમાંના સર્વ પ્રાણીઓને હું આજથી નિર્ભય કરૂં છું."

રાજાના આ શબ્દોથી ઋષિ પ્રસન્ન થયા. તેમણે રાજાને કહ્યુંઃ–"તમારા આ અભય અને ઉદાર વચનોથી હું રાજી થયો છું. મારા વચનોને તમે માન આપી આ જે નિર્ણય કર્યો છે તે ખરેખર તમારૂં શ્રેય વધારનારો જ છે. પ્રાણીઓને આજે

તમારા તરફથી અભયદાન મળ્યું છે. હવેથી તેમની જીવહિંસા થશે નહિ, એ સાંભળી મને અતિ આનંદ થયો છે. એના બદલામાં તમારે મારી પાસેથી જે કંઇ ઇચ્છિત વરદાન માંગવું હોય તે માંગી લો."

રાજા આ શબ્દો સાંભળી પ્રસન્ન થઇ ગયો. એ જેને માટે આવ્યો હતો તે કાર્ય કહી દેવાની આ સુંદર તક હતી. તેણે જરાય વખત ન ગુમાવતાં કહ્યું:–"મહાત્મા! આપ જો પ્રસન્ન થયાં હો તો મને આપની પુત્રી ઇન્દ્રપ્રભા સાથે પરણાવો."

કણ્વ ઋષિ આ સાંભળી પ્રસન્ન થયા. ઇન્દ્રપ્રભાના લગ્નની ચિન્તા તેમને થતી જ હતી. ઇશ્વરકૃપાથી અનાયાસે જ એનો ઉકેલ થઇ ગયો એટલે તેમને પરમ સંતોષ થયો. રાજાની આ માંગણી તેમણે સ્વીકારી લીધી.

આ સમયે ઇન્દ્રપ્રભા સરોવરેથી સ્નાન કરીને પાછી આવી. ઋષિએ રાજાનો ભાવ તેને જણાવ્યો અને તેની ઇચ્છા પૂછી. ઇન્દ્રપ્રભા શરમ અને લજ્જાથી કંઇ જ બોલી શકી નહિ. માત્ર નીચું માથું રાખી લજ્જા અને પ્રસન્નતાથી તેણે તેમાં મૌન સંમતિ આપી.

ઋષિએ કન્યાને શણગારી યોગ્ય વિધિ કરી તેનો હાથ રાજાને સોંપ્યો. રાજા પોતાની નવવધૂને લઇને અશ્વારુઢ થઇ ચાલતો થયો.

આખો દિવસ એણે મજલ કરી. શહેર હજુ પણ દૂર હતું સૂર્યદેવ અસ્તાચળે પહોંચી ગયા હતા. રાત્રિ પડી ચૂકી. બધે અંધારૂ વ્યાપી ગયું.

આ સમયે રાજા એક મોટાં વડના વૃક્ષ આગળ આવી પહોંચ્યો. ઝાડ અતિ વિશાળ હતું અને વળી તેની સમીપ એક જુની વાવ પણ હતી. રાત્રિના અહીં પૂરો વિશ્રામ મળી રહેશે

એવી રાજાને આશા બંધાઇ એટલે તેણે આ સ્થળે જ પોતાના અશ્વને અટકાવી દીધો.

રાજા ઘોડા પરથી ઊતરી ગયો. અશ્વને થાબડી તેણે તેને જળપાન કરાવ્યું અને પછી વાવ પાસેજ બાંધી તેને ઘાસ નાંખ્યું. એ બાદ રાજાએ પોતાને માટેની જગ્યા સાફ કરી. ત્યાં પડેલા પાન પુષ્પો વગેરેની શય્યા કરી અને પોતે પોતાની નવવધૂ સાથે સૂતો.

ચાંદની રાત ઝરી રહી હતી. નિર્જન સ્થાન હતું. સમીપ જ તરૂણાવસ્થાનમાં પ્રવેશતી પરીસૂરત નૌતમનારી હતી. રાજાના આનંદનો પાર ન રહ્યો. આનંદરંગમાં એ એટલો તો ચકચૂર બની ગયો કે સારીય રાત ક્યાં પસાર થઇ ગઇ તેનું પણ તેને ભાન ન રહ્યું.

પ્રભાત થયું. પક્ષીઓનાં કિલકિલાટથી પાછું વાતાવરણ ગાજી ઊઠયું. રાત્રિની નિર્જનતા અને અંધકારનો લોપ થયો. રાજા શય્યામાંથી ઊઠયો. સ્નાન સન્ધ્યાવંદન આદિ કરી ઋષિ કન્યાને લઇ પોતાના સૈન્યને મળવા માટે આગળ ચાલવા લાગ્યો.

આ જ ક્ષણે અકસ્માત જ એક બ્રહ્મરાક્ષસ પાછળ આવી રાજાના પર તૂટી પડયો. રાજા આ ઓચીંતા હુમલાથી ચમકી ગયો જોયું તો એક વિકાળ દેહધારી રાક્ષસને પોતાની પાછળ હુમલો કરતાં જોયો.

ઈન્દ્રપ્રભા આ મહા ભયાનક દાનવને જોઇ થરથરી ગઇ અને પોતાનો જીવ બચાવવા એક બાજુએ જઇને ઊભી રહી. રાજા પણ આ મહા વિકાળ રાક્ષસને જોઇ ગભરાઇ ગયો. રાક્ષસનું સ્વરૂપ જ એવું હતું કે એને જોઇને ભલભલાના હાંજા ગગડી જાય. એ તદન શ્યામ વર્ણનો હતો, મનુષ્યોના આંતરડાની તેણે માળા પહેરી હતી અને માનવ મસ્તકનું માંસ ખાઇને

રુધિરનું પાન કરતો હતો. તેનું મુખ કોઇ તાજાજ માનવ લોહીથી ખરડાયલું હતું. હાથમાં ધરેલી ખોપરી સ્પષ્ટ કહી આપતી હતી કે તેણે હમણાં જ કોઇ માનવનો શિકાર કર્યો હશે. એના દાંત વિકાળ હતા અને તે જયારે ખડખડાટ હસતો ત્યારે દિશાઓ પણ ડોલી ઊઠતી.

બ્રહ્મરાક્ષસે રાજાને ત્રાડ મારી પૂછયું:—"અલ્યા! તું કોણ છે? આ વડમાં મારૂં સ્થાનક છે. દેવો પણ મારા વડ આગળ આવી શકતાં નથી, તો તું તે કોણ છે? કાલે મારી ગેરહાજરીમાં તું મારા સ્થાનકે સૂતો હતો. તારી સ્ત્રી સાથે ભોગવિલાસ રમ્યો હતો. યાદ રાખ, એનું ફળ હવે તારે ભોગવવું જ પડશે. હું તને છોડીશ નહિ. તારી છાતી ચીરી તેમાંથી લોહી કાઢી તેનું પાન કરીશ. તારી રાતની મોજમજાહને અવળી કાઢી નાંખીશ."

જમદૂત જેવા બ્રહ્મરાક્ષસના આ શબ્દો સાંભળી રાજાના મોતીયા મરી ગયા. તોપણ એ વીર પુરુષ હતો. કળથી કેમ કામ લેવું અને ભયને કેવી રીતે વિદારી લેવો તે એને આવડતું હતું. એટલે તે નમ્રતાથી હાથ જોડીને બોલ્યો:—

"હે મહાપુરુષ! મેં અજાણતાં જ તમારો ગુન્હો કર્યો છે માટે આપ મારા પર કૃપા કરી તેની ક્ષમા કરો. હું તમારો અતિથિ છું. અતિથિ પર આટલો કોપ કરવો યોગ્ય નથી. મારા અપરાધની આપ ક્ષમા કરો અને મારા પર પ્રસન્ન થાવ."

રાજાના આ નરમ અને શાન્ત શબ્દો સાંભળી બ્રહ્મરાક્ષસનો કોપ ઉતરી ગયો. તે બોલ્યો: "ઠીક, ગઇ કાલના તારા ગુન્હા બદલ હું તને ક્ષમા આપું છું. પરન્તુ તે માટેની મારી એક શરત છે."

"શી ?"

"કોઈ પણ એક સાત વર્ષનો પ્રતાપી બ્રાહ્મણ બાળક પોતાની સ્વેચ્છાથી તેના માતપિતાની રજા લઈને તારે માટે દેહ અર્પણ કરે એવો તારે સાત દિવસમાં શોધી લાવી તેનો મને ભોગ આપવો. આવા બાળકનું તું બળિદાન આપવાનું સ્વીકારે તો જ મારો ક્રોધ શાન્ત થાય અને તને મુક્તિ મળે."

રાજાએ તે શરત સ્વીકારી. પરન્તુ કહ્યું:–"તે માટે તમારે મારા નગરમાં આવવું પડશે."

બ્રહ્મરાક્ષસે તે કબૂલ્યું, અને એ જેવો આવ્યો હતો તેવો જ અદ્રશ્ય બની ગયો. રાજાએ છૂટકારાનો દમ ખેંચ્યો.

રાજાએ પુનઃ અશ્વ પર બેસી ચાલવા માંડ્યું. પરન્તુ આ સમયે તેના મનનો ઉત્સાહ મરી ગયો હતો. તે વિચારે ચઢ્યો- મેં બ્રહ્મરાક્ષસ આગળ આવી શરત કેમ કબૂલી ? મારો જાન બચાવવા માટે મેં સાત વર્ષના સુકોમળ બ્રહ્મ બાળકનો ભોગ શા માટે કબૂલ્યો ? મારી બુદ્ધિ એ સમયે ક્યાં ચાલી ગઇ હતી ! આ રાક્ષસે જેવું બળિદાન માગ્યું છે એવું હું તેને કેવી રીતે આપી શકીશ ? આવી જીવહિંસા હું કેવી રીતે કરી શકીશ ? ધિક્કાર છે ! મને લાખો ધિક્કાર છે !"

આમ વિચારતો વિચારતો રાજા પોતાની નગરીના માર્ગે જવા લાગ્યો. આ દરમ્યાન તેની સેના પણ તેને શોધતી શોધતી આવી મળી. પ્રાતઃકાળના સમયે રાજા પોતાના શહેરમાં પણ પ્રવેશી ગયો.

જોતજોતામાં વાત પ્રસરી ગઇ, કે રાજા એક દેવકન્યા જેવી સ્ત્રી પરણી લાવ્યો છે. આ વાત સાંભળતાંજ લોકોનાં ટોળેટોળાં મહેલ સમીપ આવવા અને હર્ષના નાદ કરવા લાગ્યાં. રાજાને યોગ્ય રાણી મળી છે એ સમાચારે લોકોનાં મન પ્રસન્ન થયાં અને તેમણે

મોટો ઉત્સવ કર્યો.

પરન્તુ રાજાને આ ઉત્સવમાં જરાપણ આનંદ આવ્યો નહિ. તેનું મન તો બ્રહ્મરાક્ષસના વચનમાંજ ગૂંથાયલું હતું. જેમ જેમ એ તેમાં વધુ ને વધુ ગૂંથાતો ગયો તેમ તેમ તેનું મન મહાશોક પામવા લાગ્યું. એ આખો દિવસ તેણે ગ્લાનિમાંજ કાઢી નાખ્યો.

બીજે દિવસે રાજાએ પોતાના અંતરની આ વ્યથા મહામંત્રી આગળ ખાનગીમાં પ્રકટ કરી. મંત્રી વૃધ્ધ, શાણો અને બુધ્ધિશાળી હતો. તેણે તરત જ એક ઉકેલ શોધી કાઢયો અને રાજાને કહ્યું:—"મહારાજ! આપને જોઇએ છે તેવો બ્રાહ્મણ બાળક હું લાવી આપીશ. હવે આપ આ માટેની ચિન્તા કરશો નહિ. આનંદમાં રહો."

શાણા મંત્રીની આ વાત સાંભળી રાજાનું ચિત્ત પ્રસન્ન થયું. તેને વૃધ્ધ મંત્રીના વચન પર વિશ્વાસ હતો, એટલે તેના મનનું હાલ તુરત માટે સમાધાન થઇ ગયું.

મંત્રીએ સાત વર્ષના એક બાળક જેવી સોનાની મૂર્તિ સોનીઓ પાસે તૈયાર કરાવી. આ મૂર્તિ નક્કર સોનાની હતી અને તે તેજથી ઝગઝગી રહી હતી. બાળકની પ્રતિમા એવી તો આબેહૂબ હતી કે દૂરથી જોતાં એ કોઇ દેવાંશી બાળક હોય એમ જ લાગતું હતું.

મૂર્તિને અલંકારો—વસ્ત્રો વગેરે પહેરાવીને એક રથમાં બેસાડવામાં આવી. એ પછી મંત્રીની આજ્ઞાથી તેને નગરમાં, ગામડાઓમાં ફેરવવામાં આવી. મૂર્તિવાળો રથ જે જે ગામમાં જતો ત્યાં એક ઢંઢેરો પીટાતો કે:—

"જે કોઇ બ્રાહ્મણ પોતાના સાત વર્ષના સુકોમળ, ચતુર અને પરાક્રમી પુત્રને પ્રસન્ન મને રાજાની વતીથી બ્રહ્મરાક્ષસને બળિદાન આપવા માટે તૈયાર થશે તેને રાજા તરફથી આ સુવ-

ર્ણની મૂર્તિ તેના બદલા તરીકે મળશે. એટલું જ નહિ પરન્તુ રાજા તેને સો ગામો પણ ભેટમાં આપશે."

આ મુજબના ઢંઢેરા સાથે રથ ગામેગામ ફરવા લાગ્યો. લોકો કુતૂહળતાથી એ મૂર્તિ જોઇ રહ્યા. પરન્તુ કોઇ પણ બ્રાહ્મણ પોતાના પુત્રના બળિદાન માટે આગળ આવ્યો નહિ.

આમ ફરતાં ફરતાં રથ એક પવિત્ર બ્રાહ્મણના ગામમાં આવી ચઢ્યો. આ બ્રાહ્મણને એક સાત વર્ષનો તેજસ્વી પુત્ર હતો. આ પુત્ર પ્રતાપી, દયાળુ અને બીજા એવા અનેક સદ્ગુણો ધરાવતો હતો. તેણે આ ઢંઢેરો સાંભળ્યો. સોનાની મૂર્તિ પણ જોઇ. એ તરત જ ઢંઢેરો પીટનારની આગળ ગયો અને બોલ્યો:- "અરે ભાઇ! હું રાજાને માટે મારો દેહ અર્પવા તૈયાર છું. માટે તમે અહીં જ ઊભા રહો. હું હમણાં જ મારા માત-પિતા પાસેથી રજા લઇ આવું છું."

રાજાના માણસો આ બ્રાહ્મણ બાળકનું આવું બોલવું સાંભળી આનંદ પામ્યા. તેમણે કહ્યું;-"જા, જલદી જઇને રજા લઇ આવ."

બાળક પોતાના માબાપ પાસે આવ્યો અને આ વાત કરી કહ્યું:-"હું મારો દેહ રાજાના કલ્યાણ માટે આપવા ઇચ્છું છું. રાજાને બળિદાન માટે એક તેજસ્વી, પ્રતાપી, સાત વર્ષનો બ્રાહ્મણ બાળક જોઇએ છે. દૈવયોગે હું એ સર્વ ગુણો ધરાવું છું. પરહિતને માટે દેહ આપવો એના જેવું રૂડુ કર્મ કંઇજ નથી. આપણું કરજ વધી ગયેલું છે. દરિદ્ર અવસ્થામાં આપણે દિવસો કાઢીએ છીએ એટલે મારા બળિદાનથી સોનાની મૂર્તિ આવશે અને સો ગામો પણ મળશે. વળી તમને સંતાનની ખોટ પણ નથી. ઇશ્વરકૃપાથી એક મોટો અને એક નાનો ભાઇ પણ મારે છે એટલે મારી ખોટ તમને લાગવાની નથી. માટે પ્રસન્નતા-

પૂર્વક તમે મને બળિદાન માટે રજા આપો.

પુત્રના આ વચનો સાંભળી માતાપિતાના શોકનો પાર ન રહ્યો. માતા આક્રંદ કરતી બોલી ઉઠી:-"બેટા! આ તું શું બોલે છે. તને આવી બુદ્ધિ કોણે આપી? આપણે ભલે ગરીબ રહ્યાં પરન્તુ સુખી તો છીએ ને? કરજ તો તમે કાલે મોટા થઇને ફેડી નાંખશો? ના-આવી વાત કરી તું મારો જીવ અકળાવ નહિ. હું તને મારી આંખ આગળથી જરાપણ દૂર રાખવાની નથી." એમ કહી તેણે એને પકડી લીધો અને પોતાની છાતી સરસો ચાંપ્યો.

પિતા પણ પુત્રના આ શબ્દો સાંભળી વ્યાકુળ બની ગયો. તેણે પણ તેને મના ફરમાવી.

બાળક બોલ્યો:- "માતા-પિતા! તમારા પ્રેમ માટે હું આભારી છું. પરંતુ સંતાન પ્રેમને લઇને તમે મારી વાત પર જરાય ધ્યાન આપ્યું નથી. આપ વિચાર કરો. આ શરીર તો ક્ષણભંગુર છે. મરણ તો દરેકને માથે ભમીજ રહ્યું છે. કોઇ વહેલો તો કોઇ મોડો પણ મરવાનો તો ખરો જ તો પછી શા માટે મરવાની ના પાડો છો. પારકાના હિતને માટે મરવું એજ જીવતરનું સાર્થક છે. વળી આપણી દરિદ્રતા પણ દુર થશે. આપને બીજાં બે સંતાન છે એટલે મારી ખોટ લાગશે નહિ. હા, તમને પ્રથમ શોક-દુઃખ થશે. પરંતુ સમયના વહેવા સાથે એ પણ વિસારે પડતું જશે. તમે મને આનંદથી રજા આપો. રજા ન આપશો તો પણ હું તો રાજા પાસે જવાનોજ. મારો આ નિશ્ચય છે."

પિતા—માતાએ તેમ ન કરવા માટે તેને ઘણું સમજાવ્યો. પરન્તુ પુત્ર એકનો બે ન થયો. તેણે પણ પોતાના મા-બાપને ઉપદેશી દ્રષ્ટાંતો આપીને પોતાના બળિદાન માટે રજા

આપવાની વિનંતિ કરી. આખરે માબાપે તે વાત કબૂલી. બાળક રાજાના સેવકો પાસે ગયો અને પોતે તૈયાર છે એમ કહ્યું.

સેવકોએ તેના પિતાને સોનાની મૂર્તિ તથા સો ગામ બદલનો દસ્તાવેજ આપ્યો. અને આવું રાજકાર્ય કરવા માટે તેને અભિનંદન આપ્યા. એ પછી તેઓ તે બ્રાહ્મણ પુત્રને લઇને ચિત્રકૂટમાં ગયા.

રાજા બ્રાહ્મણ પુત્રને જોઇને પ્રસન્ન થયો. બ્રહ્મરાક્ષસે જેવો ભોગ માગ્યો હતો તેવો જ એ હતો. રાજાની ચિંતા હવે સમૂળગી ટળી ગઇ.

સાતમે દિવસે બ્રહ્મરાક્ષસ પોતાનો ભોગ લેવા રાજાના મહેલમાં આવી પહોંચ્યો. રાજાએ બ્રાહ્મણ બાળકને તેની આગળ ધર્યો. બાળક તેજસ્વી, બધા ગુણો ધરાવનારો અને વસ્ત્રાલંકારો તથા ચંદનાદિ લેપથી પૂર્ણ હતો. બ્રહ્મરાક્ષસને પણ બાળક ગમી ગયો.

એ પછી તેના ભોગની વિધિ કરવામાં આવી. રાજાએ બાળકની ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય આદિથી પૂજા કરી. બાળકના માતાપિતા કે જેઓ પણ આ સમયે હાજર રહ્યા હતા તેમની પણ તેણે પૂજા કરી.

રાજાએ બ્રહ્મ બાળકને ભોગ આપવા માટે તૈયાર થવાની સૂચના આપી. બાળક તૈયાર જ હતો. તેણે ઇશ્વરને અન્તિમ પ્રાર્થના કરતાં કહ્યું:—"હે પ્રભુ! મારા આ પરોપકારના કાર્ય બદલ મારે સ્વર્ગ કે મોક્ષમાં જવાની ઇચ્છા નથી. પરન્તુ મારો આ દેહ ભવિષ્યના જન્મોમાં પણ આવી જ રીતે પરોપકારી થતો રહે તેવું હું ખાસ માંગુ છું. મારી એ માંગણી અવશ્ય પૂરી કરજે."

રાજાએ બાળકના પિતાને કહ્યું:—"તમે સ્વહસ્તે આ બાળ-

કને પકડી રાખો. હું તલવારથી તેનું ડોકું ઉડાવી દઉં છું. એટલે ભોગ પૂરો થાય"

પિતાએ પુત્રને પકડી રાખ્યો. રાજાએ પોતાની તલવાર હાથમાં લીધી અને તે જેવો તેના પર ચલાવવા જાય છે તેવો જ તે બાળક ખડખડાટ હસી પડયો. આવા સમયે બાળકને હસતો જોઈ બધા દિંગ્મૂઢ બની ગયા. રાજાના હાથમાંની તલવાર અટકી ગઈ. પિતાના હાથ છૂટી ગયા. અને બ્રહ્મરાક્ષસ પોતે પણ અવાચક બની ગયો.

થોડીક વાર પછી રાજા સ્વસ્થ થયો. પિતાએ પણ પુનઃ બાળકના હાથ પકડયા. રાજાની તલવાર બાળકના શિર પર ફરી વળી. ધડાક દેતું શિર નીચે તૂટી પડયું. બ્રહ્મરાક્ષસને બળિદાન દેવાયું. રાજાનું વચન પૂરૂં થયું.

રાજાનું આવું અપ્રતિમ સત્ય જોઇ બ્રહ્મરાક્ષસ પ્રસન્ન થયો. તેણે રાજાને કહ્યું:—"હું તારો આવો ટેક જોઇ રાજી થયો છું. તારી ઇચ્છામાં આવે તે વરદાન માંગી લે."

રાજાએ તરત જ કહ્યું:—"મારા પર આપ જો રાજી જ થયા હો તો આ બ્રાહ્મણ બાળકને આપ સજીવન કરો."

બ્રહ્મરાક્ષસે 'તથાસ્તુ' કર્યું. અને તે પછી તેના દેહ પર હાથ ફેરવ્યો. બ્રહ્મરાક્ષસનો હાથ ફરતાં જ બાળક આંખો ચોળતો ઊભો થયો અને રાજા, પિતા તથા ત્યાં હાજર રહેલાં બધાને પગે લાગ્યો.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળ બોલ્યો:—"બોલ રાજા, બ્રાહ્મણ બાળક મરણ પામવાના સમયે ખડખડાટ હસ્યો કેમ ? એવે સમયે તેને હસવા જેવું શું લાગ્યું ?"

વિક્રમે કહ્યું:–"એ તો સાચું જ છે કે બાળપણમાં બાળકનું રક્ષણ માતા કરે છે. બાળક જ્યારે મોટો થાય છે ત્યારે પિતા તેને પોતાની પાંખમાં લે છે અને તેને ખરો માનવી બનાવે છે. એને જ્યારે શત્રુનો, લૂંટફાટનો, કે બીજો એવો ભય આવી પડે છે ત્યારે રાજા તેનું રક્ષણ કરે છે. અને રાજા જ્યારે તેના પર રૂઠે છે ત્યારે તે દૈવને આશરે જાય છે. દુનિયાની આવી રીત પ્રચલિત છે છતાં બાળકને જ્યારે એમ લાગ્યું કે મારા સંબંધમાં તો આથી ઉલટું જ બની રહ્યું છે. પિતા–માતા ધન માટે મારો સંહાર કરાવી રહ્યા છે. મારૂં રક્ષણ કરનારો રાજા જ મને તલવારથી મારવા તત્પર બન્યો છે અને દૈવ કે જે બ્રહ્મરાક્ષસના રૂપમાં ત્યાં હતું તે મને સહાયભૂત થવાને બદલે મારો ભોગ ઇચ્છી રહ્યું છે ત્યારે તેને આશ્ચર્ય થયું. આમ પોતાના સંબંધમાં આવું વિચિત્ર બનતું જોઇ બાળકને હસવું આવી ગયું અને તે ખડખડાટ હસી પડયો."

વિક્રમના ખુલાસાથી વેતાળ સંતુષ્ઠ થયો. પરન્તુ રાજા નિયમને ચૂકી ગયેલો હોવાથી તે તેની ખાંધ પરથી ઉડી ગયો અને પોતાના મૂળ સ્થાનકે જઇ બેઠો.



# ચાર મૂર્ખ

[ ૨૦ ]

રાજા વિક્રમ પાછો શબને પકડવા ઝાડ પર ચઢયો. શબને નીચે ઊતાર્યું અને તેને પોતાની ખાંધ પર નાંખી ઝડપભેર ચાલવા લાગ્યો.

થોડેક દૂર ન ગયો ત્યાં તો વૈતાળ બોલી ઊઠયો :– "રાજા તારી આવી એકનિષ્ઠાથી હું અતિ પ્રસન્ન થયો છું. અને તારા ચિત્ત રંજન કરવા માટે એક સુંદર વાત કહું છું તે તું સાંભળ.

વૈતાળે વાર્તા કહેવા માંડી.

જળસ્થળ નામના શહેરમાં વિષ્ણુશર્મા નામનો એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણને ચાર પુત્રો હતા. પરન્તુ પુત્રો મોટા થાય, તેમને વિદ્યાભ્યાસ કરાવે તે પહેલાં તો વિષ્ણુશર્મા મરણ પામ્યો. સ્ત્રી પોતાના પતિની પાછળ સતી બની. આમ એ ચારે પુત્રો માતા–પિતા વગરના થઇ ગયા.

પિતાના મરણ બાદ પુત્રોની હાલત કફોડી બની ગઇ. જે કંઇ થોડું ઘણું દ્રવ્ય હતું તે ખરચાઇ ગયું. બીજું કેટલુંક કાકાએ લઇ લીધું. છોકરાઓ મહા મુશ્કેલીમાં આવી પડયા. ખાવાના પણ તેમને સાંસા પડવા લાગ્યા.

મોટો પુત્ર સમજુ અને વિચારવંત હતો. તેણે પોતાના ભાઇઓને કહ્યું:—"હવે આ ગામમાં રહેવાનું આપણે માટે સ્થાન નથી. કાકા નિર્દય બન્યા છે અને આપણું સર્વસ્વ લઇ લેવા ઇચ્છે છે. આજીવિકાનું સાધન રહ્યું નથી. આવી સ્થિતિમાં આપણે અહીં રહીએ તો ભવિષ્યમાં આપણને ભૂખે મરવાનો પણ સમય આવે. માટે આપણે આપણા મોસાળમાં જઇએ તો સારૂં."

બધાને આ વાત ગમી ગઇ, અને તેઓ પોતાને મોસાળ જવા નીકળ્યા. રસ્તામાં ભિક્ષા માંગતા માંગતા તેઓ ઘણે દિવસે પોતાને મોસાળ આવી પહોંચ્યા.

મામાએ ભાણજાઓનો સત્કાર કર્યો. ભાણજાઓ પણ દુઃખ અને માત–પિતા યાદ આવતાં મામા આગળ રડી પડયા. મામાએ તેમને સાન્તવન આપી પોતાના ઘરમાં આશ્રય આપ્યો.

મામાને ત્યાં ચારે ભાઇઓ રહી વેદાધ્યયન કરવા લાગ્યા. પ્રથમ તો મામાને ભાણજાઓ ભારે ન પડયા પરન્તુ તે પછી તેની બુધ્ધિ ફરી ગઇ. ખર્ચ પણ એ ન સહી શકયો. એટલે તેણે તેમનો તિરસ્કાર કરવા માંડયો અને અન્ન વસ્ત્ર માટે પણ આનાકાની કરવા માંડી.

મામાના મહેણાઓથી, ખરાબ વર્તનથી ચારે ભાઇઓ ત્રાસી ગયા. હવે શું કરવું તેની વિચારણામાં તેઓ પડયા.

મોટાએ કહ્યું:—'આપણે આવી જે હીન દશા ભોગવીએ છીએ તેનું કારણ આપણી અજ્ઞાનતા જ છે. આપણે જો ભણેલા

હોત, વિદ્વાન હોત, વિદ્યા આપણને સાધ્ય હોત તો આપણે સૌ કોઈને નમાવી શકયા હોત અને આપણને આપણું ગુજરાન ચલાવતાં જરા પણ મુશ્કેલી પડી ન હોત. માટે મારૂં કહેવું માનો તો આપણે એક એવી વિદ્યા શીખીએ કે જેથી લોકો આપણી વાહવાહ પોકારે અને આપણો ડંકો ચોમેર ગાજી ઊઠે."

મોટાભાઈની આ વાત બીજા ભાઇઓને ગમી ગઇ. પરન્તુ કઇ વિદ્યા શીખવી તેની વિમાસણમાં તેઓ પડ્યા.

એકે કહ્યું:—"આપણે મોટા પંડિત થઇએ. શાસ્ત્ર–પુરાણોમાં નિષ્ણાત બનીએ. એવા એવા નિર્ણયો કરીએ કે લોકો આપણી વિદ્વતા સામું જ જોઇ રહે. આપણાં જ ન્યાયનું–આપણી જ નીતિનું દરેક અનુકરણ કરે અને આપણું વચન એ શાસ્ત્ર મનાય."

બીજા ભાઇએ કહ્યું:—"મને આવા પંડિત થવામાં આનંદ આવતો નથી. આપણે કોઇ મોટા જ્યોતિષી થઇએ તો દરેકને આપણી જરૂર પડવાની જ. રાજાથી માંડીને તે રંક સુધીના આપણી સલાહ પૃછવાના અને આપણે આપણા સચોટ ભવિષ્ય કથનથી સારીય દુનિયાને ચકિત બનાવી દઇશું."

ત્રીજાએ કહ્યું:—"મને તો કોઈ જ વિદ્યા પસંદ નથી આવતી, સિવાય કે આપણે વૈદવિદ્યા શીખીએ. આ વિદ્યામાં પરોપકાર, લક્ષ્મી અને કીર્તિ એમ ત્રણેનો સુમેળ સધાયો છે. તમારી શું ઇચ્છા છે?"

આમ દરેક જુદી જુદી વિદ્યા પર પોતાની પસંદગી ઉતારવા લાગ્યા. આખરે જ્યારે તેઓ એકમત ન થઇ શકયા ત્યારે મોટાએ કહ્યું;—"આપણે શું શીખવું તેના પર ગંભીર વિચાર કરીએ અને ચારે જણા જ્યાંસુધી એકમત પર ન આવીએ ત્યાંસુધી ઊઠીયે જ નહિ."

પછી બધા વિચારમાં પડયા. જુદી જુદી વિદ્યાઓ પર તેમણે

વિચાર ચલાવ્યો. મનની શંકાઓનું સમાધાન કર્યું અને આખરે બધા એક વિદ્યા શીખવાના નિશ્ચય પર આવ્યા. એ વિદ્યા યોગવિદ્યા હતી.

મોટાએ કહ્યું:-"આપણે યોગવિદ્યા શીખી જગતને છક્ક કરી દઇએ. ન થાય એવી વસ્તુઓ સાધ્ય કરી બતાવીએ. અસંભવિતને સંભવિત બનાવી દઇએ, જગતના યશ અને સમૃદ્ધિ આપણી આ સિદ્ધિ આગળ નમી પડશે."

અને પછી એક અડગ નિશ્ચય સાથે ચારે ભાઇઓ ચાર દિશામાં વહેંચાઇ ગયા. વિદ્યા શીખીને બધાએ કયાં ભેગા મળવું તે પણ તેમણે નકકી કરી રાખ્યું.

આ વાતને ઘણાં દિવસ વીતી પણ ગયા. લાંબે સમયે તેઓ પાછા નક્કી કરેલી જગ્યાએ ભેગા થયા. સૌના મુખ વિદ્યાથી ઝળહળતાં હતાં. બધા વિદ્યાના અભિમાનમાં મસ્ત હતા.

ચારે ભાઇઓ ભેગા મળી પરસ્પરને પૂછવા લાગ્યા:-"ભાઇઓ તમે શું શીખ્યા ?"

એકે કહ્યું:-"હું એવી યોગ વિદ્યા શીખ્યો છું કે કોઈપણ પ્રાણીના હાડકાં મને આપવામાં આવે તો હું તરત જ માંસ જન્માવું છું."

તેનું આ બોલવું સાંભળી બીજા ભાઇએ કહ્યું:-"હું મારી યોગ સાધનાદ્વારા તે માંસ અને હાડકાં ભેગા કરી દઇ તેની ચામડી તથા તે પ્રાણીને લાયકના વાળ ઉત્પન્ન કરી શકું છું."

ત્રીજો બોલ્યો:-"તમારા આ સાધનોનો હું યોગ્ય ઉપયોગ કરી તેના અવયવો બરાબર નવા જેવા કરી આપી વ્યવસ્થિત ગોઠવી દઇશ. કે જેથી એ પ્રાણી કયું છે તે તમારાથી સ્પષ્ટ ઓળખાય."

ચોથાએ કહ્યું:-"તમારા બનાવેલા પ્રાણીમાં હું તેનો જીવ

મૂકી આપીશ.”

આમ ચારે ભાઇઓએ પોતપોતાની વિદ્યાનો પ્રભાવ જણાવ્યો. એ પછી તેમણે એની અજમાયશ લેવાનું નક્કી કર્યું.

આ માટે તેઓ એક જંગલમાં ગયા. અહીં દૈવયોગે તેમના હાથમાં એક સિંહનું હાડકું આવ્યું. આ શેનું હાડકું હતું તેની તેમણે તપાસ પણ ન કરી અને ઉત્સાહમાં ને ઉત્સાહમાં તેઓ એના પર પ્રયોગ કરવા તત્પર બની ગયા.

એક જણે તે હાડકાંને હાથમાં લીધું અને પોતાની યોગ સાધનાદ્વારા તેના પર માંસ ઉપજાવી કાઢયું. તે પછી હાડકાં અને માંસને તેણે સાંધી દીધું. બીજાએ એ સાંધેલા હાડકાં અને માંસ પર પોતાની વિદ્યાની કુશળતાથી ચામડી તથા રૂંવાટી ઉત્પન્ન કરી દીધી. ત્રીજાએ તેના શરીરને અનુકૂળ આવે તેવા અંગો બનાવી દીધા. આમ ત્રણે જણાની મહેનતથી એક નિર્જીવ સિંહનું પુતળું તૈયાર થઇ ગયું. ચોથો કે જે પોતાની વિદ્યાનો ચમત્કાર બતાવવા ખૂબજ અધીરો બની ગયો હતો તેણે એમાં તરત જ જીવ મૂકી દીધો.

સિંહમાં જીવ આવી ગયો એટલે તે તત્કાળ ઉછળ્યો. માનવ માંસથી તેની દાઢ સળવળી ઊઠી. તેણે તત્કાળ જ એ ચારે બ્રાહ્મણોને પોતાના વિકાળ પંજાથી મારી નાખ્યાં અને તેમનું ભક્ષણ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

આમ ચારે બ્રાહ્મણો કે જેઓ ભણ્યા હતાં પરંતુ ગણ્યા નહોતાં તેઓ પોતાના હાથે જ, પોતાની મૂર્ખતાને લઇને મોતને આધીન બન્યા.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળ બોલ્યોઃ–“ બોલ રાજા વિક્રમ ! આ ચારે બ્રાહ્મણોમાં વધુ મૂર્ખ કોણ ?”

રાજાએ કહ્યું:–"મને તો આ ચારમાં જીવ મૂકનારો બ્રાહ્મ-ણ જ વધુ મૂર્ખ લાગ્યો છે."

"કેવી રીતે ?"

"કારણ, બીજાઓને હાડકાં, માંસ, ચામડી કે રૂંવાટી ભેગી કરતાં ખબર નહોતી કે આ કઇ જાતનું પ્રાણી બને છે. પરન્તુ જ્યારે તેમની વિદ્યાના પ્રતાપથી આખું પ્રાણી તૈયાર થઇ ગયું ત્યારે જ સૌ જાણી શકયા કે આ તો સિંહ તૈયાર થયો છે."

સિંહ હિંસાખોર પ્રાણી છે. એ જો જીવતો થાય તો કોઇને પણ જીવતો ન છોડે. આવા હિંસાત્મક અને ઝનુની પ્રાણીને જીવતદાન આપવાની મૂર્ખાઇ જીવ મૂકનારા બ્રાહ્મણે કરી. તેણે પોતાની વિદ્યાનો પરચો બતાવવા માટે કંઇ પણ વિચાર્યા વગર એમાં જીવ મૂકી દીધો. પરિણામ એ આવ્યું કે તેણે પોતાના ત્રણ ભાઇઓની સાથે જાન ગૂમાવ્યો. આમ વિચાર વગર વિદ્યા વાપરતાં ચારે જણા મોતને શરણ બન્યા આ જીવહિંસા જીવમૂ-કનારના જ હાથે થયેલી હતી એટલે તે વધુ મૂર્ખ કહેવાય એમાં જરાપણ શંકા નથી."

વૈતાળને આ ખુલાસો યોગ્ય લાગ્યો. પરંતુ રાજા મૌનભંગ થયેલો હોવાથી તે તેના ખભા પરથી અદ્રષ્ય થઇ ગયો અને પાછો વૃક્ષે જઇ લટકવા લાગ્યો.



# ચતુર કોણ?

## [૨૧]

વિક્રમ પાછો શબને પકડવા ઝાડ પર ચઢયો. શબને નીચે ઊતાર્યું અને તેને ખાંધ પર નાંખી તેણે ચાલવા માંડયું.

થોડેક દૂર જતાં શબમાં પ્રવેશેલા વૈતાળે વાચા ઉઘાડી. એ બોલ્યો:–"તારા ચિત્તને પસંદ આવે એવી એક બીજી વાત હું તને કહું છું તે તું સાંભળ."

અને વૈતાળે વાર્તા કહેવા માંડી.

ધર્મપૂર નામના નગરમાં વિષ્ણુશર્મા નામનો એક વિદ્વાન અને તેજસ્વી બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણને ત્રણ પુત્રો હતા. ત્રણે ગુણ અને ટેવમાં એકએકથી ચઢી જાય એવા હતા.

એક સમયે વિષ્ણુશર્માને એક મોટો યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. આ માટે તેણે તૈયારીઓ પણ કરવા માંડી. દૂર દેશાવરોથી

પંડિતોને બોલાવવામાં આવ્યા. રાજાઓને પધારવા માટે આમં-ત્રણો મોકલાયા. જેજે વસ્તુઓની જરૂર પડે તે તે વસ્તુઓ–પદાર્થો મોકલવા માટે શાહુકારોને પણ તેણે સૂચના આપી દીધી હતી.

યજ્ઞની બધી તૈયારીઓ સંપૂર્ણ બની. યજ્ઞનો આરંભ પણ કરવામાં આવ્યો. યજ્ઞ ચાલુ હતો તે દરમ્યાન કાચબાની જરૂર પડી. વિષ્ણુશર્માએ પોતાના ત્રણ પુત્રોને બોલાવ્યા અને સમુદ્ર કિનારેથી એક મોટો કાચબો લઇ આવવાનું તેમને કહ્યું.

ત્રણે પુત્રો પિતાના હુકમને માથે ચઢાવી સમુદ્રકિનારે ગયા. નસીબ સંજોગે તરત જ એક સુંદર કાચબો તેમની નજરે પડયો. એ કિનારા પર જ ફરી રહ્યો હતો.

મોટાભાઇએ કહ્યું:–"આ કાચબો સુંદર છે. યજ્ઞને માટે સંપૂર્ણ લાયક છે. તમે બે જણ એને હાથથી પકડી લો. મને તો એની ગંધ આવે છે એટલે હું તે પકડી શકું એમ નથી!"

મોટાનું આ સાંભળી વચલો ભાઇ બોલી ઉઠયો:–"પિતા-જીને કાચબાની જરૂર છે તે તો અમે પણ જાણીએ છીએ. તમે પણ તે ઉંચકીને લઇ જઇ શકો છો! હા, પણ તમને તો તેની ગંધ આવે છે. એ તમને ચીકણો લાગે છે."

આ શબ્દો સાંભળી મોટો ભાઇ ક્રોધે ભરાઇ ગયો. તે બોલ્યો:– "તને મારા સ્વભાવની ખબર નથી? હું ભોજન ચતુર છું. એને હું પકડું તો મારા હાથમાં એની વાસ ચોંટી જાય અને પછી કોઇ અનાજ પણ મને ન ભાવે. માટે જ એ પકડી જવાનું હું તમને કહું છું."

નાનો બોલ્યો:– "તમે ભોજન ચતુર હશો તેની કોણ ના કહે છે. પરંતુ હું તે પકડી શકું એમ નથી. તમને જેવી એને પકડવાની સૂગ આવે છે તેવી મને પણ આવે છે. હું નારી ચતુર છું. ઉત્તમ પ્રકારની અને સર્વ શ્રેષ્ઠ સુંદરીઓને જ ભોગવવાની

કામના સેવું . મારાથી એ દુર્ગન્ધ મારતો કાચબો પકડાય એમ નથી."

વચલાનું બોલવું સાંભળી મોટાએ કહ્યું:–"ઠીક, આપણે બે ન પકડી શકીએ તો કંઇ નહિ. નાનો પકડી લે. પિતાજીનો યજ્ઞ ન અટકી રહે તે જ આપણે જોવાનું."

આ સાંભળી નાનો ભાઇ ચિડાઇ ગયો. તે બોલ્યો:–"તમે બન્નેએ તમારી ચતુરાઇની વાત કરી પણ મારી વાત તો સાંભળતા જાઓ. હું શય્યા ચતુર છું. સુંદર, નરમ અને સુંવાળી શય્યાઓ પર સુનારો છું. મારાથી આ ખરબચડો કાચબો પકડાય જ કેમ ?"

આમ ત્રણે ભાઇઓ પરસ્પર પોતાની ચતુરાઇ માટે વાદવિવાદે ચઢ્યા. વિવાદ વધી પડ્યો. કોઇ નમતું ન મૂકે. આખરે કાચબાને ત્યાં જ પડતો મૂકી ત્રણે પોતાનો ન્યાય મેળવવા માટે રાજાની દેવડીએ ગયા.

ત્રણે ભાઇઓએ રાજાની આગળ પોતાની વાત રજુ કરી. તેમણે કહ્યું:–"મહારાજ! અમારા ત્રણમાંથી વધુ સુઘડ અને ચતુર કોણ તેની તકરાર થઇ છે. આપ અમારી એ તકરારનો નિકાલ લાવી કોણ વધુ ચતુર અને સુઘડ તેનો ન્યાય કરો.

રાજાએ કહ્યું:–"ઠીક, મારે તમારી ત્રણેની જુદી જુદી પરીક્ષા લેવી પડશે. પરન્તુ હું જ્યાં સુધી તપાસ લઇ નિર્ણય ન આપું ત્યાં સુધી તમારે અહીં જ રહેવું જરૂરનું છે."

ત્રણેએ ત્યાં રહેવાની કબૂલાત આપી.

રાજાએ મોટાને કહ્યું:–"તું ભોજન ચતુર છે કેમ ખરું ને?"

"હા."

"તો તું તારો એ ગુણ બતાવ." એમ કહી રાજાએ પોતાના રસોઇયાને આજ્ઞા કરી કે, ઉત્તમ પ્રકારના ભાતભાતના પદાર્થો કરી આ બ્રાહ્મણને સંતોષ થાય એવી રીતે જમાડ. પદાર્થો એવા તો સુંદર બનાવ કે બ્રાહ્મણ તારી રસોઈ વખાણી વખાણીને જમે."

રસોઇયાએ તેમ કરી આપવાની ખાત્રી આપી. એ પછી તેણે એકએકથી ચઢી જાય એવા પદાર્થો બનાવ્યા અને જ્યારે આખી રસોઇ તૈયાર થઇ ગઇ ત્યારે તેણે બ્રાહ્મણ યુવાનને જમવા બેસાડયો.

પકવાન, ફરસાણ અને બીજાં પદાર્થોથી ભરેલો થાળ જોઇ બ્રાહ્મણ યુવાન પ્રસન્ન થયો. પરન્તુ હાથમાં એક કોળિયો લઇ એ જેવો તે પોતાના મુખમાં મૂકવા જાય છે તેવું જ તેણે મુખ બગાડી નાખ્યું. નાકનું ટીચકું ચઢાવ્યું અને કોળિયાને પાછો થાળીમાં નાંખી દીધો."

બ્રાહ્મણના આ વર્તનથી રાજા આશ્ચર્ય પામી ગયો. તે બોલ્યો :–"કેમ ભૂદેવ! આવો સુંદર થાળ સમીપ છે તો પણ જમતાં કેમ નથી?"

"મહારાજ! આ થાળ તમારી નજરે સુંદર અને મઘમઘતો જણાય છે. પરન્તુ મને તો આ પીરસેલા ભાતમાં દુર્ગન્ધ આવે છે. હું કંઇજ જમી શકીશ નહિ." બ્રાહ્મણ યુવાને કહ્યું.

"દુર્ગન્ધ! શેની? આવા સુંદર પદાર્થોમાં તે વાસ ક્યાંથી હોય? તમારા હાથ કદાચ વાસવાળા હશે." રાજાએ નવાઇ પામી શંકા બતાવી.

"ના. ના હું ભોજન ચતુર છું. આ ભાતમાં શબના ધૂમાડાની વાસ મને આવે છે. ખાત્રી કરવી હોય તો કરી શકો છો." કહી બ્રાહ્મણ યુવાન જમ્યા વગર જ ત્યાંથી ઊઠી ગયો.

રાજાએ પોતે ભાતને તપાસી જોયો તો તે ઉત્તમ પ્રકારના સુગંધીદાર અને શ્વેત ચોખાનો હતો. એમાંથી જરા પણ વાસ આવતી નહોતી. રાજાએ પોતાના દરબારીઓને પણ એ બતાવ્યો. પરન્તુ કોઇ તેમાં દુર્ગન્ધ છે એમ કહી શકયું નહિ. ઉલટું દરેક જણ તેને વખાણવા લાગ્યા.

બ્રાહ્મણ યુવાન પોતાના કથનમાં મક્કમ જ રહ્યો. તેણે કહ્યું:—"હું ભોજન ચતુર છું એની પરીક્ષામાં એટલો તો નિષ્ણાત છું કે મને કોઇ પહોંચી ન શકે. તમારે મારા શબ્દોની ખાત્રી કરાવવી હોય તો કરાવી લો."

રાજાએ પોતાના કોઠારીને બોલાવ્યો અને કહ્યું:—"આ ચોખા કયાંથી લાવ્યા છો ?"

કોઠારી બોલ્યો:—"મહારાજ! આપણા મોદીએ જ એ આપ્યા છે."

"મોદીને બોલાવીને પૂછો કે એ ક્યાંના છે ?"

મોદીને ત્યાં ને ત્યાં બોલાવવામાં આવ્યો. એણે કહ્યું:— "નામદાર! એ શિવપૂરના છે".

રાજાએ શિવપૂરના પટેલને તરતજ પોતાની સમક્ષ હાજર થવાનો હૂકમ છોડયો.

પટેલ હાજર થયો. રાજાએ તેને ચોખા બતાવ્યા અને પૂછયું—"આ ચોખા તમે મોદીને આપ્યા હતા એ કયા ખેતરના છે ?"

પટેલે કહ્યું:—"સ્મશાનઘાટની પાસેના એક ખેતરમાં પાકેલા છે."

રાજાએ સૌને પાછા વિદાય કર્યા. બ્રાહ્મણના કથનની તેને ખાત્રી થઇ. અને આવી સુંદર શક્તિ કેળવવા માટે તેને અભિનંદન આપ્યા.

એ પછી રાજાએ નારી ચતુરની પરીક્ષા લીધી. સાંજના સમયે વાળુ પાણી પતી ગયા બાદ રાજાએ નારી ચતુરને એક સુંદર ઓરડામાં રાત રહેવા માટે મોકલી આપ્યો. જે ઓરડામાં તેને મોકલ્યો હતો તે એક સુંદર શયનગૃહ હતું. આનંદ-પ્રમોદના અનેક સાધનો ત્યાં મોજુદ હતા. કામોત્તેજક પદાર્થોથી આખું શયનગૃહ શણગારવામાં આવ્યું હતું. અનેક પ્રકારના સુગંધી દ્રવ્યો, ધૂપ-દીપ, વિલાસી સાધનો ત્યાં હાજર હતા. નારી ચતુર બ્રાહ્મણ એ ઓરડામાં જઇ પલંગ પર આરામ લેવા પડયો.

થોડીકવાર ન થઇ ત્યાં તો એક સુંદર પરીસૂરત જેવી યુવતી એ ખંડમાં દાખલ થઇ. સુંદરી સર્વ અંગોમાં આકર્ષણ ઉપજાવે એવી ફુટડી અને શશીમુખી હતી. તેના દરેક અવયવો સપ્રમાણ અને રૂપ પણ જોઇએ એટલું જ પ્રમાણસર હતું. પદ્મિની સમાન એ ધીરે પગલે અને મલકતા મુખે અંદર પ્રવેશી નારી ચતુર પાસે આવી.

બારણા બંધ કરવામાં આવ્યા. નારી ચતુરે રૂપરૂપના અંબાર સમી એ પદ્મિની સ્ત્રીને પોતાની સમીપ ખેંચી અને તે જેવો એને ચુમ્બન કરવા જાય છે તેવોજ તે બે ડગલાં પાછળ ખસી ગયો અને બોલ્યો:-"અરે! આના શરીરમાંથી તો બકરાની વાસ આવે છે!"

રાજાની આજ્ઞાથી કેટલાક સેવકો એક ખુણામાં છૂપાઇ શું બને છે તે જોઇ રહ્યા હતા. બ્રાહ્મણ યુવાનને જ્યારે વાસ અસહ્ય થઇ પડી ત્યારે તે એકદમ બોલી ઊઠયો:-"અરે કોણ છે? આ સ્ત્રીને એકદમ જ મારી પાસેથી લઈ જાવ. એના શરીરમાંથી નીકળતી દુર્ગન્ધ હવે મારાથી સહેવાતી નથી."

સેવકો બહાર નીકળી આવ્યા. સ્ત્રીને ત્યાંથી લઇ જવામાં આવી. શું બન્યું તે સેવકોએ રાજાને જણાવ્યું.

તત્કાળ જ નારી ચતુરને બોલાવવામાં આવ્યો. રાજાએ તેને કહ્યું:–"રૂપરૂપના તેજ સમી, સૌન્દર્યની સોળે કળાએ ખીલેલી અને જેના શરીર પર સુગંધી પદાર્થો મર્દન કરેલાં હતાં એવી નવયૌવનાને તેં પાછી કેમ કાઢી? એનામાં તે તને શું ખોડ જણાઇ?"

નારી ચતુર બોલ્યો:–"મહારાજ! ક્ષમા કરજો. આપ જેને પદ્મિની સમી સુંદરી કહો છો તેના શરીરમાંથી દુર્ગન્ધ આવે છે. હું એ દુર્ગન્ધ સહી ન શક્યો એટલે મેં એને પાછી કાઢી."

"આવી ફુટડી, પરી જેવી, કાચના જેવા નરમ અને મુલાયમ અંગોવાળી, જોતાં જ જેનું મન લુબ્ધ બનાવે અને કામદેવને ઉત્તેજન આપે એવી સુંદરીમાં દુર્ગન્ધ? યુવાન તું શું બોલે છે તેનું તને ભાન છે ને?"

"જી, હા." યુવાને કહ્યું:–"એના શરીરમાંથી બકરાની વાસ આવે છે. આપને એની ખાત્રી કરવી હોય તો કરાવી લ્યો."

રાજા વિચારમાં પડી ગયો. એણે એ સ્ત્રીને પૂછયું:–"તારા માત–પિતા છે ખરાં?"

સ્ત્રીએ ના કહી તે બોલી:–"મારી મા બાલ્યાવસ્થામાં જ મને ધાવણી મૂકી મરણ પામી હતી. મારા પિતા પણ તે પછી એક અકસ્માતમાં મરણ પામ્યા. એટલે મારા એક દૂરના સંબંધીએ મને બકરીનું દૂધ પાઇને ઉછેરી હતી."

રાજા આ સાંભળી અજાયબીમાં પડી ગયો. આ નારી ચતુર તેની શકિતમાં પૂરો નીકળ્યો. રાજાએ તેને પ્રસન્ન થઇ વિદાય આપી.

એ પછી ત્રીજા યુવાનની પરીક્ષા લેવાઈ. રાજાએ એક સુંદર પલંગ પર સવા મણ રૂની બનેલી અતિ મુલાયમ, શ્વેત

અને મખમલ જેવી પોચી સાત તળાઇઓ પથરાવી. તે પછી તેના પર સ્વચ્છ અને ધોયેલી પિછોડી પાથરી. શય્યા ચતુર બ્રાહ્મણને આ પલંગ પર આરામથી નિંદ્રા લેવાની રાજાએ સૂચના કરી.

શય્યા ચતુર પલંગ પર સૂતો. પરન્તુ સૂતાને થોડીકવાર ન થઇ ત્યાં તો તે એકદમ ચીસ પાડી ઊઠયો, અને વેદનાથી પીડાતો, પોતાના બે પડખાંને દબાવતો પલંગ પરથી નીચે ઊતર્યો.

રાજાના સેવકો દોડી આવ્યા અને શું થયું તે તેને પૂછવા લાગ્યા. આ અરસામાં રાજા પણ ત્યાં આવી પહોંચ્યો.

શય્યા ચતુરે કહ્યું:-"આ તળાઇઓના રૂમાં એક કાંટા જેવો વાળ છૂપાયલો છે. જુવો મારો વાંસો એના કાપા પડવાથી લાલચોળ બની ગયો છે."

રાજાએ એનો વાંસો જોયો તો તેની વાત ખરી લાગી. તેણે સેવકોને હૂકમ કર્યો. "આ તળાઇઓમાં શું છે તે શોધી કાઢયો." એક પછી એક તળાઇઓ ઉકેલવામાં આવી પરન્તુ છ તળાઇમાંથી કંઇજ મળ્યું નહિ. સાતમી તળાઇ ખોલતાં તેની એકદમ નીચેથી એક નાનો બારીક વાળ મળ્યો. આ વાળ રાજાને બતાવવામાં આવ્યો.

રાજાએ શય્યા ચતુરના વાંસા પર પડેલા કાપા સાથે એ મેળવી જોયો તો એ એનોજ કાપો હોય એવું લાગ્યું. આ નરી આંખોએ જોયેલો બનાવ જોઇ રાજા દિંગ્મૂઢ બની ગયો. એ વિચારવા લાગ્યો-આ તે કેવો ચતુર અને સુકોમળ માનવી કે સાતમી તળાઇમાં છૂપાયલા વાળથી પણ તેના અંગ લાલ બની ગયા! રાજાએ તેને પણ પ્રસન્ન થઇ વિદાય આપી.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળ બોલ્યો:-"રાજા વિક્રમ આ

ત્રણે ચતુર યુવાનોમાં વધુ ચતુર અને સુઘડ કોણ?"

રાજાએ જવાબ આપ્યો–"શય્યા ચતુર જ."

"કેમ?"

"કારણ, તેના અંગમાંથી વાળનું પ્રત્યક્ષ પ્રમાણ જણાતું હતું એટલે એ ખરેખરો ચતુર જ હતો તે માની શકાય એવી વાત હતી. જ્યારે બીજાઓએ જે વાતો કરી હતી તે તો પ્રત્યક્ષ પ્રમાણવાળી નહોતી. ક્યાંકથી પ્રયત્ન કરી મેળવી હોય એવી તેને માટે શંકા પણ ઉપજી શકે. માટે ખરો ચતુર તો આજ યુવાનને કહી શકાય."

વૈતાળને આ ઉકેલ ગમી ગયો. પરન્તુ રાજાએ મૌન છોડેલું હોવાથી તે તેની ખાંધ પરથી અદૃશ્ય બની ગયો અને ઝાડ પર જઇ લટકવા લાગ્યો.



# પરકાયા પ્રવેશ

## [ ૨૨ ]

વિક્રમ પાછો ઝાડ પર ચઢ્યો અને શબને ખાંધ પર લટકાવી યોગી પાસે જવા લાગ્યો.

ચાર–છ ડગલાં પણ રાજાએ ન ભર્યાં હશે ત્યાં તો વૈતાળને વાચા આવી. એ બોલ્યોઃ–"રાજા અત્યાર સુધીની બધી વાતોનું રહસ્ય તેં ઉકેલ્યું છે પરન્તુ આ વાતનું રહસ્ય તું ઉકેલે તો ખરો." એમ કહી તેણે ફરીથી એક વાત કહેવા માંડી.

વૈતાળ બોલ્યોઃ—

કલિંગ દેશમાં યજ્ઞશર્મા નામનો એક અતિ વિદ્વાન અને ધર્મનિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણને યજ્ઞનારાયણ પર અતિ શ્રદ્ધા હતી અને એટલે એ નિત્ય યજ્ઞયાગ કરી પછી જ જમતો. પ્રતિવર્ષ એ મોટા–મોટા યજ્ઞો કરતો. દૂર દેશાવરોથી પંડિતોને બોલાવતો અને યજ્ઞનારાયણને આહૂતિઓ આપી તેને પ્રસન્ન કરતો. એનો આ કેટલાય વર્ષનો નિત્યનો ક્રમ થઈ પડ્યો.

યજ્ઞશર્મા બધી વાતે સુખી અને સંતોષી હતો. પરન્તુ તેને એક ખોટ હતી. એ ખોટ પુત્રની હતી. પોતાને યજ્ઞનારાયણ પર અતિ શ્રદ્ધા હતી અને તેની એ ખોટ એ મહા પ્રતાપી દેવ પૂરી કરશે જ એવો તેને દ્દઢ વિશ્વાસ પણ હતો.

પરન્તુ યજ્ઞશર્માની સ્ત્રી સોમદત્તાને આ ખોટ ખૂબ સાલતી અને તે પુત્ર માટે વારંવાર ઝંખના કર્યા કરતી. પતિ પત્નીને આશ્વાસન આપતો અને તેને જરા પણ ઓછું ન આણવા કહેતો.

કેટલેક વર્ષે ભગવાન યજ્ઞનારાયણે તેમની આ પ્રાર્થના સાંભળી. સોમદત્તાને ગર્ભ રહ્યો અને પૂરે માસે તેણે એક સુંદર, તેજસ્વી પુત્રને જન્મ પણ આપ્યો.

પતિ-પત્ની પુત્રને જોઈ પ્રસન્ન થઈ ગયા. તેમને જે ખોટ હતી તે પૂરી થઇ તે માટે તેમણે પ્રભુનો પાડ માન્યો. પુત્ર દેવ તરફથી જ પ્રાપ્ત થયો હોય એમ માની યજ્ઞશર્માએ તેનું નામ દેવશર્મા રાખ્યું. દેવશર્મા સંસ્કારી, વિદ્યા અને વિનયથી ઓપતો અને જે કોઇને જુવે તેને મોહ પમાડે એવો હતો.

દેવશર્મા મોટો થવા લાગ્યો. પાંચ વર્ષની વય થઇ કે તરત જ પિતાએ તેને શાસ્ત્રો ભણાવવા માંડયાં. બાળક બુદ્ધિમાં એટલો તો તેજ હતો કે એક વખત આપેલો પાઠ તેને ફરી પાછો આપવો પડતો નહિ. એ તેને કંઠે જ થઇ જતો. બાર વર્ષની વય થતામાં તો તેણે સકળ શાસ્ત્રોનો અભ્યાસ કરી મહાપંડિતની પદવી પણ મેળવી. રાજા પ્રજામાં દેવશર્માની કીર્તિ ફેલાઇ ગઇ. દૂરદૂરથી મોટા ધુરંધર પંડિતો પણ આ બાળકની વિદ્વતા ચકાસવા આવી ગયા. પરન્તુ બાળક પંડિતે તેમના બધા પ્રશ્નનો ઉત્તર આપી તેમને છક્ક કરી દીધા. દેવશર્માને પરાજીત બનાવી શકે એવો કોઇ પણ પંડિત ન નીકળ્યો. પિતા પુત્રની આ અજેય સિદ્ધિ જોઇ રાચવા લાગ્યા અને યજ્ઞ-

નારાયણની જ કૃપાનું આ ફળ છે એમ માનવા લાગ્યા.

દેવશર્મા ખરેખર દૈવી અંશવાળો જ હતો. જે કોઇ તેની સાથે વાત કરતું તેને તે પોતાની વિદ્વતા, નમ્રતા અને વિનયથી વશ બનાવી દેતો. શત્રુઓ પણ તેના મિત્રો બની ગયા. ઇર્ષ્યાથી બળતાં અનેક પંડિતો પણ તેની વાણીના વશીકરણથી મોહાઇ તેના શિષ્યો બની રહ્યા.

પણ દેવશર્માનું ભાગ્ય કંઇક જુદુ જ રચાયું હતું. એકાએક એ તાવમાં સપડાઇ ગયો. માંદગી ઉત્તરોત્તર વધતી ગઇ. અનેક ઇલાજો નિષ્ફળ નીવડ્યા. અને એ જીવલેણ પણ નીકળી. દેવશર્મા પોતાના ક્ષણભંગુર દેહને ત્યજી પરમ મોક્ષધામમાં ગયો.

પિતા માતા પુત્રના અવસાનથી બેબાકળા જેવા બની ગયા. આ શું બની ગયું તેની તેમને ખબર જ ન પડી. જેની તેમને સ્વપ્ને પણ કલ્પના નહોતી. જે બનાવની તેમણે આશા પણ રાખી નહોતી તે બનાવ આંખના પલકારામાં જ બની જતાં તેમના દુ:ખનો પાર ન રહ્યો. પુત્ર શોકથી તેઓ મહા દુ:ખી બની ગયા. પિતા પુત્રના શબ આગળ પછાડ ખાઇ વિલાપ કરવા લાગ્યો.

ગામના ઋષ્યોએ યજ્ઞશર્માને ખૂબ આશ્વાસન આપ્યું. તેને દિલાસો આપી બની ગયેલી વાતનો શોક ન કરવા માટે આગ્રહભરી વિનંતિઓ કરી. ગામની સ્ત્રીઓએ સોમદત્તાને પણ વિનવી. આખરે મહા પ્રયત્ને તેમનો શોક કાબુમાં આવ્યો.

પિતાએ પુત્રને સ્મશાનમાં લઇ જવાની તૈયારીઓ કરી. દેવશર્માના દેહને એક સુંદર પાલખીમાં સુવાડવામાં આવ્યો તેના શબ પર સુગંધી પુષ્પોની માળાઓ પહેરાવવામાં આવી. અનેક કિંમતી અને પવિત્ર પદાર્થોથી તેને શણગારવામાં આવ્યું. જ્યારે બધી તૈયારી પૂર્ણ થઇ ત્યારે તેના દેહને ઉંચકી, સ્મશાન ભૂમિમાં

અગ્નિદાહ માટે લઇ જવામાં આવ્યો.

ચિતાની તૈયારીમાં બધા પડી ગયા.

આ સ્મશાનમાં એક વૃધ્ધ યોગી ઝુંપડી બાંધીને રહેતો હતો. પોતે બધી વિદ્યાઓનો જાણકાર અને એક સિધ્ધ તપસ્વી હતો. તપશ્ચર્યામાં તેણે એટલો તો લાંબો સમય કાઢયો હતો કે તેનું શરીર પણ તેનાથી સૂકાઇ અત્યન્ત કૃશ બની ગયું હતું. દેહમાં માંસ જેવું તો રહ્યું જ નહોતું. માત્ર હાડકાંજ દેખાતાં હતાં. શરીર દુર્બળ હતું એટલે ચાલી શકાતું પણ નહોતું. આવી સ્થિતિ હોવા છતાં પણ તેણે પોતાની યોગ સાધનાના બળે દેહને ટકાવી રાખ્યો હતો.

તપસ્વીએ સ્મશાનમાં આવેલું દેવશર્માનું શબ જોયું. શબની અપૂર્વ કાન્તિ તથા તેનું પૂર્ણ યૌવનવાળું રૂપ જોઇ એ તેના પ્રતિ મુગ્ધ થઇ ગયો. તપસ્વીને ઇચ્છા થઇ. હું આ પૂર્ણ યુવાન એવા શબમાં પ્રવેશું અને મારા દેહને નવો-યૌવનથી-રૂપથી ભરેલો બનાવી દઉં તો ?

અને આ વિચાર આવતાંની સાથે જ યોગીની આંખોમાંથી પાણી નીકળ્યું. એનું મુખ વીલું બની ગયું. એ કોઇ અકથ્ય વેદનાથી રડવા લાગ્યો. એ પછી એકાએકજ તેના મુખ પર આનંદ ફેલાયો. એ હસ્યો અને મહાપરાણે ઊઠી જરા નાચ્યો-કૂદયો પણ ખરો. તે પછી પરકાયા વિદ્યાનું તેણે સ્મરણ કર્યું અને પોતાનો જીર્ણ દેહ એક બાજુએ મૂકી પેલા તરૂણ શબમાં એ પ્રવેશી ગયો.

શબને જ્યાં ચિતા પર મૂકવાનો વખત થયો ત્યાં તો એ સળવળ્યું. બાળક દેવશર્મા ઊઠીને બેઠો થયો. સૌના આશ્ચર્ય અને હર્ષનો પાર ન રહ્યો.

બધા આ વિચિત્ર ચમત્કાર અને કૌતુકથી અજાયબીમાં

પડી ગયા. યજ્ઞશર્માના ના આનંદનો પાર ન રહ્યો. સગાં સંબંધીઓમાં પણ આનંદ આનંદ છવાઇ ગયો. લોકો યજ્ઞશર્માને મહા ભાગ્યવાન ગણવા લાગ્યા.



અહીં વાર્તા પૂરી થઈ. વૈતાળે વિક્રમને પૂછ્યું:–"રાજા! વૃધ્ધ યોગી શબમાં પ્રવેશતાં પહેલાં રડ્યો અને તે પછી નાચ્યો કૂદયો કેમ? એને એકી સાથે આવા બે ભાવ કેવી રીતે આવ્યા? તું જાણવા છતાં પણ એનું રહસ્ય મને ન જણાવશે તો તને આકરા સોગંદ છે."

રાજા બોલ્યો:–"તું મને દર વખતે આવી રસદાયક વાતો કહી તેનું રહસ્ય સ્ફોટ કરવા લલચાવે છે એટલે મારે ન છૂટકે તેમ કરવું પડે છે. તારી વાતો બુધ્ધિશાળીને ગમે એવી અને ગમે તેવાને પણ આલ્હાદ પમાડે એવી છે. યોગી પ્રથમ એટલા માટે રડયો કે જ્યારે તેણે જાણ્યું, કે જીવને નવા દેહમાં પ્રવેશવાનો મોહ ઉત્પન્ન થયો છે અને આથી તેને પોતાનું જુનું ખોળીઉં ત્યજી દેવું પડશે એ વિચાર આવતાં જ તેની આંખમાંથી આંસુ નીકળ્યાં. આ જીર્ણ દેહે જ તેને અપૂર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરાવી હતી. આ મૂળ દેહને જ તેના માત-પિતાએ અપૂર્વ લાલન-પાલન કરી પાળ્યું પોષ્યું હતું. આ દેહને હવે ત્યજવું પડશે એ વિચારથી તે શોકમાં પડી ગયો અને એ શોક સહન ન થતાં તે રડી ઊઠયો હતો.

"પરન્તુ તે પછી એ હસ્યો કેમ?" વૈતાળે અધીરા બની પૂછ્યું.

"એના હસવાનું એક બીજું કારણ હતું." રાજાએ આગળ ચલાવ્યું–"જ્યારે એને નવા દેહમાં પ્રવેશી યૌવનનો આનંદ અનુભવવાનો વિચાર આવ્યો ત્યારે તેનો એ શોક ઉડી ગયો

તેના મુખ પર હાસ્ય ફરક્યું. નવું યૌવન મેળવીશ, અપૂર્વ કાન્તિ-વાળો દેહ પામીશ અને પછી સશક્ત દેહથી વધુ પ્રબળ યોગસાધના કરી બ્રહ્માન્ડને પણ ડોલાવીશ. આ વિચારથી એ એટલો તો પ્રફુલ્લિત બની ગયો કે તે પોતાના દેહને કાબુમાં ન રાખી શકયો અને તરત જ નાચી ઊઠયો."

શબમાં પ્રવેશેલા વૈતાળને આ ઉકેલથી સંતોષ થયો. પરન્તુ રાજા બોલ્યો હતો એટલે તે તેના ખભા પરથી અદ્રશ્ય થઇ ગયો.

રાજા પાછો શબને પકડવા વૃક્ષ તરફ જવા લાગ્યો.



નહોતો. લગ્નના કોડ પણ હજુ પૂરા થયા નહોતા ત્યાં તો પતિને પરદેશ જવાનું થયું. સ્ત્રીએ પતિને સમજાવ્યા. થોડાંક દિવસ બાદ મુસાફરી કરવાનું કહ્યું. પરન્તુ વ્યાપારની ધૂનમાં ને ધૂનમાં તેણે કંઇ જ સાંભળ્યું નહિ અને એ ચાલ્યો ગયો.

મદનમંજરી પોતાના પિતાને ત્યાં આવી. પરન્તુ પતિ વગરના તેના દિવસો મહા કષ્ટે જવા લાગ્યા. પ્રણયની વાતોએ, પતિ–પત્નીના દૈવી પ્રેમ–સ્વપ્નાઓએ તેના ચિત્તને ચંચળ બનાવવા માંડ્યું. જુવાન યુગલોને જ્યારે એ પોતાની અટારીએથી હસતાં–વિનોદ કરતાં પસાર થતી જોતી ત્યારે તેનો વિરહાગ્નિ બળી ઊઠતો. એ નિસાસાઓ નાંખતી. પોતાની યૌવનવેલને આમ અકાળે કરમાઇ જતી જોઇ પોતાના દુર્ભાગ્ય પર અને વધુ ગુસ્સો થતો તો તે પોતાના પતિ અને પિતા પર પણ કોપતી હતી.

વસંતના વેગીલા દિવસો પસાર થઇ ગયા. ગ્રીષ્મ ઋતુ આવી. સખત તાપ પડવા લાગ્યો. ઉકળાટભર્યું વાતાવરણ જામવા લાગ્યું. મદનમંજરી કામથી અને ગ્રીષ્મના તાપથી એમ બન્ને પ્રકારે બળવા લાગી.

આવા ઉનાળાના એક સમયે મદનમંજરી પોતાની હવેલીના ઝરૂખામાં બેસી રસ્તા પરથી પસાર થતાં લોકોને જોઇ રહી હતી. મદનમંજરીએ આ સમયે પોતાના આખા શરીરે સુગંધીદાર ચંદનનો લેપ કર્યો હતો. રેશમી મુલાયમ વસ્ત્રો પહેર્યાં હતા. મસ્તકમાં ખૂશ્બોદાર અને ઠંડક આપે એવું તેલ પણ સીંચેલું હતું. અનંગમંજરી આ બધા અંગરાગોને લઇને વધુ કાન્તિવાન અને આકર્ષણ ઉપજાવે એવી બની હતી.

એટલામાં રસ્તા પરથી એક યુવાન પસાર થયો. આ યુવાનનું નામ કમળાકર હતું અને તે રાજાના પુરોહિતનો પુત્ર હતો.

સુંદર દેખાવડો અને બાંકે સાવરીયાં જેવો એ શોભીતો હતો. શરીરના સ્નાયુઓ પણ કસાયલા અને મજબૂત હતા અને એટલે જ જે કોઇની નજર તેના પર પડતી તે ઠરી જ જતી.

મદનમંજરીએ આવા ફુટડા યુવાનને જોતાં પોતાની સુધબુધ વિસારી દીધી. પોતે કોણ છે, ક્યાં છે તેની તેણે દરકાર ન કરી અને તે એ યુવાનની સામે જ એકી ટશે જોઈ રહી. સહસા યુવાનની નજર પણ મદનમંજરી પર પડી. બન્નેની આંખો વચ્ચે તારા મૈત્રક રચાયું. બન્નેના હૃદયે અનેક વાતો કરી. મદનમંજરીએ સાક્ષાત્ કામદેવ નિહાળ્યો. કમળાકરે પણ સાક્ષાત્ રતિને જોઇ. કામ અને રતિનું મિલન થયું. બન્ને પ્રેમીઓએ અંતર અને આંખોથી ખૂબ વાતો કરી.

પણ એ મિલનમાં વિક્ષેપ થયો. કમળાકરની પોતાની અત્યન્ત અનિચ્છા હોવા છતાં પણ તેના પગે તેને બળજબરીથી ત્યાંથી ખસેડ્યો. બન્ને પ્રેમીઓ જ્યાં સુધી નજર પહોંચી ત્યાં સુધી એકબીજાને ડોક ઊંચી કરી કરીને નિરખી રહ્યા. અન્તે જ્યારે દેખાતા બંધ થયા ત્યારે જ તેઓની આંખો નીચી થઇ ગઇ અને તેમના જીવ હેઠે પડ્યા.

મદનમંજરી પોતાના પ્રેમીને જોઇ કામથી વિહવળ બની ગઇ. તેને સારાસારનો વિચાર ન રહ્યો. પોતે પરણેલી છે, કુળવાન પતિની પત્ની છે તે વાતની તેને શુદ્ધિ પણ ન રહી. પર પુરુષને તેણે પોતાનો પ્રિતમ માન્યો અને તેનો સહવાસ સેવવા, તેના અંગ સાથે પોતાનું અંગ મેળવવા અધીરી બની ગઇ.

મદનમંજરીએ કમળાકર સાથેના પ્રેમની વાત પોતાની એક પ્રિય સખીને કરી. તેની આ સખી અત્યન્ત વિશ્વાસુ હતી.

મદનમંજરીએ તેને કહ્યું:–"પ્રિય સખી! એ યુવાનનો વિયોગ મને હવે અસહ્ય થઇ પડયો છે. મારી કામ જ્વાળા મને વેદના પમાડી રહી છે. તું ગમે તેમ કરીને પણ મારા એ વહાલા સાથે મારો મેળાપ કરાવી આપ."

સખીએ કહ્યું:–"બહેન, ધીરજ ધર! હું તારો મેળાપ એ અલબેલા યુવાન સાથે જરૂર કરાવી આપીશ. પણ તું આમ છેક જ હતાશ અને નરમ ન બની જા."

સખીએ એ યુવાનની તપાસ કરાવી. પરન્તુ કયાંય તેનો પત્તો ન લાગ્યો. એ આખો દિવસ ઝરૂખાએ પણ બેસી રહી. એ આશાએ કે કદાચ તે યુવાન ત્યાંથી નીકળે ખરો. પરન્તુ તેની એ આશા ફોગટ ગઇ. કમળાકર તેને નજ મળ્યો.

આ દરમ્યાન મદનમંજરી વિરહવેદનાથી દુબળી અને નિસ્તેજ બની ગઇ. તેના રૂપની જ્યોતિ કરમાઈ ગઇ. યુવાનીના ચિન્હો અસ્ત થઇ ગયા અને તે પ્રૌઢ હોય એવી જણાવા લાગી. ખાવા–પીવાનું તેણે ત્યજી દીધું. પ્રિયતમની સ્મૃતિમાં જ તેણે પોતાનો સમય ગાળવા માંડયો. તેના મનમાં દ્રઢ થઇ ગયું કે આવો તરૂણ સુંદર યુવાન મળવો દુર્લભ છે અને તેના વગર જીવવું પણ વૃથા છે એટલે તેણે પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો.

રાત્રિ પડી. આકાશમાંથી ચન્દ્રનું તેજ ઝરવા લાગ્યું. મદનમંજરી જ્યાં સૂતી હતી ત્યાં બારી વાટે ચન્દ્રે પોતાના શિતળ કિરણો ફેંકવા માંડ્યા. કામના તાપથી બળતી મદનમંજરી વધુ બળી ઊઠી. ચાંદનીનો શિતળ અને આલ્હાદ ઉપજાવે એવો પ્રકાશ પણ તેને અગ્નિ જેવો આકરો લાગવા માંડયો. એ ઝડપથી પથારીમાંથી ઊઠી અને વેદનાથી વ્યાકુળ બની પોતાના પ્રાણ વિસર્જન કરવા બગીચામાં ગઈ.

સર્વત્ર નિર્જનતા વ્યાપી ગઇ હતી. ઘરનાં બધા માણસો આખા દિવસના પરિશ્રમ પછી ઘોર નિંદ્રામાં પડ્યા હતા. મદનમંજરી દબાતે પગલે બગીચામાં આવી એક ઝાડ પાસે અટકી ગઈ.

આ ઝાડની ડાળી જરા નીચી નમી રહી હતી. ડાળી મજબૂત અને ફાંસો ખાવા લાયક હતી. મદનમંજરીએ કંઇ પણ વધુ વિચાર કર્યા વગર પોતાની સાડી કાઢી. ડાળીએ મજબૂત ગાંઠ મારી તેની ફાંસી બનાવી અને પછી લટકીને મરી જવાની તૈયારી કરી.

ગળામાં ફાંસો નાંખતા પહેલાં તે પોતાના ઇષ્ટદેવની પ્રાર્થના કરતાં બોલી:–"હે ઇશ ! મારૂં ચિત્ત કમળાકરમાં ચોંટયું છે. એને હું આ જન્મમાં પામી શકી નથી અને એટલે જ તેના વિયોગને લઇને મરૂં છું. આવતા જન્મમાં મને તું મારો એજ પ્રિયતમ પતિ તરીકે આપજે. હું તારો ઉપકાર જન્મોજન્મ પણ નહિ ભૂલું."

આ બાજુ એની સખી કે જે મહેલમાં જ સૂતી હતી તેણે મદનમંજરીને તેની શય્યામાં જોઇ નહિ એટલે તે સફાળી જ ઊઠી અને તેની તપાસ કરતી કરતી બગીચામાં દોડી આવી. જોયું તો મદનમંજરી એક ઝાડ પાસે ઊભી રહી ગળામાં ફાંસો નાંખવાની તૈયારી કરી રહી હતી.

તે ગભરાઇને દોડી અને બૂમ પાડી ઊઠી:–"આ શું કરે છે ? ફાંસો છોડી દે."

મદનમંજરી ચોંકી ગઇ. પોતાની સખીને અહીં દોડી આવેલી જોઇને તે અચંબામાં પડી ગઇ.

સખીએ કહ્યું:–"આવી રીતે આત્મહત્યા કરવાની શી જરૂર છે ? તારા પર શું દુઃખ તૂટી પડયું છે. જે કંઇ પીડા હોય તે મને સત્વર કહે. હું તારી એ પીડા અવસ્ય દૂર કરીશ."

મદનમંજરીએ તેની આગળ પોતાના દુઃખની વાત કરી. એ બોલી:–"એ છબીલા યુવાનમાં મારૂં ચિત્ત ચોંટી ગયું છે. એના વગર મારાથી જીવાય એમ નથી. પરન્તુ હવે એના મળવાની આશા મને તૃણવત્ લાગે છે. હું માતાપિતાને આધીન બનેલી છું. મરણ સિવાય મને કયાંય સુખ મળે એમ નથી અને એટલે જ આ ઇલાજ અજમાવી આ દુઃખમાંથી હું મુકિત મેળવવા માંગતી હતી."

સખીએ તેને ધીરજ આપી અને કમળાકર સાથે મેળાપ કરાવી આપવાનું વચન આપ્યું.

મદનમંજરી બોલી:–"જો તું મારૂં શ્રેય ઇચ્છતી હોય તો અત્યારે જ મારા પ્રેમીને શોધી, બોલાવી લાવ."

"અત્યારે તે કંઇ જઇ શકાય? મધ્યરાત્રિ થઇ ગઇ છે. રસ્તો નિર્જન છે. આવે સમયે કોઇ પર પુરુષ સાથે મને કે તને જુવે તો કેવું લાગે? પણ કાલે હું જરૂર તેને શોધી તારી આગળ ખડો કરી દઇશ."

મદનમંજરી માની ગઇ. કાલે પ્રિયતમનો મેળાપ થશે. એ આશાએ તેના હૃદયમાં ઉત્સાહની લહરો ફરી વળી. પ્રસન્ન ભાવે તે બોલી "મારી પ્રિય સખી, તું જો મારૂં આ કામ કરી આપશે તો હું તારો ઉપકાર કદી પણ નહિ ભૂલું."

અને એ દબાતે પગલે પોતાની સખી સાથે શયનગૃહમાં ગઇ અને સુઇ ગઇ.

બીજે દિવસે સવારે મદનમંજરીની સખી કમળાકરની શોધમાં ગઇ. કમળાકરને ઘેર જઇ જોયું તો ત્યાં કોઇ નહોતું. તેના ઉદ્યાનમાં દષ્ટિ કરી તો કમળાકરએક વૃક્ષ નીચે ખાટલા ઉપર ચિત્તભ્રમ જેવી હાલતે સૂતેલો માલમ પડ્યો. તેની પાસે તેનો એક મિત્ર ઊભેલો હતો અને તે તેને પવન નાંખી રહ્યો હતો.

સખી દૂર ઊભી રહી શું બને છે તે જોવા લાગી.

કમળાકર કામના તાપથી બળી રહ્યો હતો. થોડીથોડી વારે તે નિસાસો નાંખી–બળું છું ! બળું છું ! એમ બોલ્યા કરતો હતો. તેનો મિત્ર તેને સાન્ત્વન આપતો અને તેને ઠંડક થાય એવા ઉપાયો યોજતો હતો. પરન્તુ કમળાકરનો કામાગ્નિ કોઇ પણ પ્રકારે બુઝાયો નહિ.

અન્તે દુઃખથી એ વ્યાકુળ બની બોલી ઊઠયોઃ–"પ્રિય મિત્ર ! હવે મારાથી આ વેદના સહન થતી નથી ? તું મને ઝેર આણી આપ કે જે લઇને હું મારી આ વેદનામાંથી મુકિત મેળવું."

મિત્રે કહ્યુંઃ–"જરા શાન્ત પડ, તારી પ્રેયસીના દર્શન તને અવશ્ય થશેજ. ઝેર ખાઇને આત્મહત્યા કરવાથી કંઇજ વળે એમ નથી. ઉલટું આત્મહત્યાનું ઘોર પાતક વહોરવું પડશે અને લોકો કાયરમાં ગણશે."

"તો પછી મારે શું કરવું ? મારૂં ચિત્ત જેણે ચોર્યું છે તેની પાસે તું મને કેમ લઇ જતો નથી ? જ્યાં સુધી હું મારી પ્રિયાને ભેટીશ નહિ ત્યા સુધી મને શાતા વળવાનીજ નથી."

સખી આ શબ્દો સાંભળી પ્રસન્ન થઇ. પોતાનું કામ હવે પૂર્ણ થશેજ એ આશાએ તેના હૃદયમાં હર્ષનો આવિર્ભાવ થયો. તે તરતજ કમળાકર જ્યાં સૂતો હતો ત્યાં દોડી ગઇ અને બોલી "તમે ચોર છો. તમને સજા કરવામાં આવશે. આમ ચોરી કરતાં તમને શરમ નથી આવતી ?"

કમળાકર અને તેનો મિત્ર એક અજાણી સ્ત્રીનાં આવા શબ્દો સાંભળી દિંગ્મૂઢ બની ગયા. મિત્ર અજાયબી પામતો બોલ્યોઃ–"અરે બાઇ ! આમ ગાભરી બની શું બોલે છે ? મારો મિત્ર તે ચોર હોઇ શકે ? તે તો આજે ત્રણ–ચાર દિવસ થયાં

દર્દથી પીડાય છે. ઘર છોડીને પણ તે બહાર ગયો નથી. તારો ચોર તો કોઇ બીજો જ હશે."

"ના, આ જ છે. હું તેને બરાબર ઓળખી ગઇ છું."

"એણે શું ચોર્યું છે?"

"જે ન ચોરી શકાય એવું. અને જો એ ચોરાય તો માણસનો જીવ પણ લઇ લે?"

"બાઇ! હું તારી આવી ભેદી વાતોમાં કંઇ સમજી શકતો નથી. જે કંઇ કહેવું હોય તે સ્પષ્ટ કહી દે. મારો મિત્ર ચોર નથી તેની હું તને ખાત્રી આપું છું."

"મારે ખાત્રી નથી જોઇતી. હું જે કહું છું તે સાચું જ કહું છું. શું કોઇ સુકોમળ સુંદરીનું હૃદય ચોરવામાં આવે તો તેને ચોર ન કહેવાય?"

"એ ચોર જ કહેવાય?" મિત્રે કહ્યું.

"તો પછી એ ચોર છે. એને સજા કરવી પડશે."

"પણ કોનું હૃદય ચોર્યું છે તે તો કહે?" મિત્રે આતુરતાથી કહ્યું.

કમળાકર પણ સ્ત્રી શું બોલે છે તે સાંભળવા અધીરો બની ગયો.

"એણે મારી સખીનું હૃદય ચોર્યું છે. બળાત્કારથી એણે એમાં પ્રવેશી તેને કામના બાણથી ઘાયલ બનાવી દીધી છે. આમ ચૂપચૂપ હૃદયને ચોરી જવું અને પછી તેની કંઇ જ ખબર ન રાખવી એ એમના જેવા લાયક માણસને શોભતું નથી."

"પણ તમારી સખીનો પરિચય તો આપો. તેનું નામ તો જણાવો. પછી જે કંઇ સજા કરવી હોય તે કરજો. હું તેને માટે તૈયાર છું."

"મારી સખીનું નામ મદનમંજરી છે. રૂપમાં તેના જેવો જોટો નથી. ત્રણેક દિવસ ઉપર તમે તેમના મકાન આગળથી પસાર થતાં હતાં ત્યારે તેણે તમને જોઇ હતી. જોતાં જ તે પોતાનું ચિત્ત ભૂલી ગઇ. તમારી જ મોહિની તેના મનમાં વસી ગઇ. રાત અને દિન તે તમારો જ જાપ કરવા લાગી. એટલે સુધી કે તમારો મેળાપ ન થશે એવું લાગવાથી તે આત્મહત્યા પણ કરવા જતી હતી. પણ અચાનક હું ત્યાં જઈ ચઢી અને તેને તેમ કરતાં રોકી દીધી. એ સૂતી નથી. ભોજન કરતી નથી. બહાવરી બની કામના તાપથી પીડાઇ આંસુઓ પાડી રહી છે. તમારી ફરજ છે કે હવે તેને તમારે જીવતદાન આપવું."

સ્ત્રીના આ શબ્દો સાંભળી કમળાકર મહા દુઃખ પામ્યો. જે સ્ત્રીની એ વ્યથા અનુભવી રહ્યો હતો તેજ એ સ્ત્રી હતી એમ તેને ચોકકસ લાગ્યું. એ સ્ત્રીની પણ પોતાનાજ જેવી દશા થઇ છે અને તે પણ કામના તાપથી બળી રહી છે એ જાણી તેને સંતોષ થયો. પરન્તુ તે પછી જ્યારે એને યાદ આવ્યું કે તેની સ્થિતિ ગંભીર છે અને તેને સમયસર બચાવી લેવામાં ન આવે તો દુઃખદ પરિણામ આવવાની વકી છે ત્યારે એ બોલ્યો:—"તું મને હમણાં જ તારી સખી પાસે લઇ જા. હું તેનો વિરહાગ્નિ શાન્ત પાડીશ. મારી પણ એવી જ દશા છે."

સ્ત્રીએ કહ્યું:—"અત્યારે તો દિવસ છે. એટલે એમ બની શકે એમ નથી. પરન્તુ આજે રાત્રિના તમે મદનમંજરીના બગીચાના બારણા આગળ ઊભા રહેજો. તે ત્યાં તમને મળશે. હવે હું જાઉં છું. અને તમે આવવાના છો એ શુભ સમાચાર મારી સખીને આપું છું." એમ કહી એ ચાલી ગઇ.

રાત્રિ પડી. મદનમંજરી પ્રિયતમને ભેટવા તલસાટ અનુભવી રહી. મનમાન્યો પ્રિયતમ આજે તેને ભેટશે. તેના વિરહા-

ગ્નિને બુઝાવશે એ આશાએ તેનો ઉત્સાહ અવર્ણનીય બની ગયો. તેના શરીરે પૂર્ણ યૌવનનો અનુભવ કર્યો. કૃશ થઇ ગયેલા દેહમાં નવયૌવનની લાલી પથરાઈ. અંગેઅંગમાં સ્ફૂર્તિ આવી અને ક્યારે તે પોતાના પ્રિયતમને ભેટી પડી તેના હૃદયમાં છૂપાઇ જાય તે તે માટે અધીરી બની ઉઠી.

સંકેત સમય આવી પહોંચ્યો. મદનમંજરી સોળે શણગારથી સજ્જ બના પ્રિયતમને ભેટવા તેની રાહ જોતી બગીચાના દ્વાર આગળ આવી ઊભી રહી.

સામેથી તેણે પોતાના દિલબરને આવતો જોયો. જે મન-મોહન મૂર્તિએ તેના ચિત્તને ચોર્યું હતું તે છેલછબીલો તેની સામેજ આવતો હતો. કામથી ઘેલી બનેલી મદનમંજરીએ લજ્જા મૂકી દીધી. તે તેની સામે દોડી ગઇ, અને એકદમ જ કામના આવેગથી-હર્ષના અતિ ઉલ્લાસથી તેને ભેટી પડી.

પણ એનો આ આવેગ તેને માટે પ્રાણઘાતક નીકળ્યો. એ એટલા બધા હર્ષમાં આવી ગઇ કે તેનો શ્વાસ પણ રૂંધાઇ ગયો. તે કંઇ બોલી શકી નહિ અને શ્વાસ અટકી જવાને લઇને ત્યાંજ પછડાઇ, જમીન પર તૂટી પડી મરણ પામી.

કમલાકર આ ઓચિંતા બનાવથી મૂઢ થઈ ગયો. પોતાની પ્રિયાને આવી રીતે પ્રેમોન્માદમાં મરણ પામેલી જોઇને તેને મહા વ્યથા થઇ. દુઃખથી વ્યાકુળ બની તેણે પોતાની પ્રિયાને ખોળામાં લીધી, અને તેને આલિંગન કરી ચુંબન કરવા લાગ્યો. આ સમયે તેની આંખમાંથી આંસુઓનો ધોધ વરસી રહ્યો હતો. "પ્રિયા આ તેં શું કર્યું ? શા માટે તેં પ્રાણ ત્યજી દીધા ? જો, હું આવી પહોંચ્યો છું ! ઉઠ ! અને મને અલિંગન આપી મારા હૃદયને શાન્ત કર !" આમ એ લવતો લવતો વિલાપ કરી રહ્યો હતો.

તેના વિલાપની-શોકની પરાકાષ્ઠા આવી પહોંચી. અત્યન્ત દુઃખ અને શોકથી તેણે પોતાના પ્રાણ પરનો કાબુ ગૂમાવી દીધો અને તત્કાળ જ તે મરણને શરણ થયો.

રાત્રિ પસાર થઈ ગઇ. પ્રાતઃકાળનો ઉદય થયો. બગીચાના રખેવાળે સૂર્યના પ્રકાશમાં પોતાના શેઠની પુત્રીને અને કોઇ તરુણને મરણ પામેલા જોયા ત્યારે તે આશ્ચર્ય પામ્યો. તરત જ તે શેઠ આગળ દોડી ગયો અને તેને આ સમાચાર કહ્યા.

મદનમંજરીના પિતા, તેની માતા વગેરે દોડી આવ્યા. જોયું તો મદનમંજરી પ્રાણ વિહોણી પડી છે. તેની પાસે જ પુરોહિતનો પુત્ર કમળાકર પણ તેની જ દશાને પામ્યો છે.

મદનમંજરીના પિતાને પુત્રીના વર્તન માટે શંકા આવી. ક્રોધ ઉપજ્યો. પરન્તુ તે સાથે સાથે તેમને શોક પણ થયો. પોતાની એકની એક પુત્રીના મરણથી તેમનું કાળજું કોરાઇ ગયું. માતા પણ અપાર શોક કરવા લાગી.

વાત બધે પ્રસરી ગઇ. જોતજોતામાં મદનમંજરીના સગાં-સંબંધીઓ ભેગા થઇ ગયા. બન્ને શબોને સ્મશાનમાં લઇ જવામાં આવ્યા અને ચિતા રચી અગ્નિદાહ પણ દેવાયો.

બરાબર આજ અરસામાં મદનમંજરીનો પતિ પરદેશથી ઘેર આવી પહોંચ્યો. તેને આ વિચિત્ર વર્તમાનની ખબર પડી. એટલે તે એકદમ જ શ્વાસભેર જ્યાં આગળ શબો બળી રહ્યાં હતાં ત્યાં દોડી આવ્યો.

પોતાની સ્ત્રીએ પરપુરુષના વિરહમાં પ્રાણ ગૂમાવી દીધો હતો અને એ પુરુષે પણ એક પરિણિત સ્ત્રીના પ્રેમમાં પડી બળિદાન આપ્યું હતું તે નજરે જોવા છતાં પણ ધનવંતને ક્રોધ ઉપજ્યો નહિ. પોતાની સ્ત્રીને એ અતિ સ્નેહથી ચાહતો હતો એટલે તેના વિયોગને એ સહી શક્યો નહિ. એણે તરતજ બળતી

ચિતામાં ઝંપલાવ્યું. ચિતાની જ્વાળાઓ તેના દેહ પર ફરી વળી. બન્ને શબોની સાથે તે પણ બળી મર્યો.

આ અદ્‌ભુત બનાવની વાત જોતજોતામાં સારાય શહેરમાં પ્રસરી ગઇ. લોકો આવા કદીય ન જોએલા એવા આશ્ચર્ય અને કૌતુકમય બનાવથી દિંગ્મૂઢ બની ગયા. લોકોના મન પર લાંબા સમય સુધી આ કિસ્સો ટળવળી રહ્યો.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળ બોલ્યો:–"રાજા વિક્રમ ! આ ત્રણે જણમાં વધારે પ્રેમી અને કામાતુર કોણ? મદનમંજરી, કે તેનો પ્રિતમ કમળાકર કે તેનો પતિ ધનવંત? આ પ્રશ્નનો તું યોગ્ય જવાબ ન આપશે, તો તારા મસ્તકનાં સેંકડો ટૂકડા થઇ જશે."

રાજા બોલ્યો:–"આ ત્રણેમાં વધારે પ્રેમી અને કામાતુર તો મને તેનો પતિ ધનવંત જ લાગે છે."

"કારણ?" વૈતાળે પૂછ્યું.

"પોતાની સ્ત્રી પરપુરુષમાં આસક્ત બનીને મરણ પામી છે, એ પોતાને બેવફા નીકળી છે એવું જોયા–જાણવા છતાંપણ તેણે તેના પર ક્રોધ ન કર્યો. ઉલટું તેના પ્રેમમાં એ વધુ આસક્ત બની ગયો અને એ વિયોગ ન સહેવાતાં તેણે કામનાં આવેશમાં આવી જઇ બળતી ચિતામાં ઝંપલાવી પોતાની પત્ની સાથે જ અગ્નિસમાધિ લીધી." રાજાએ ખુલાસો કર્યો.

વૈતાળ આ ખુલાસાથી પ્રસન્ન થયો. તેને રાજાની વિદ્વતા માટે માન ઉપજ્યું પરન્તુ રાજાએ વચનનો ભંગ કરેલો હોવાથી તે નિયમ મુજબ તેની ખાંધ પરથી અદ્રશ્ય બની ગયો અને વૃક્ષ પર જઇ લટકવા લાગ્યો.

રાજા ફરી પાછો એ ઘોર સ્મશાનમાં શબને પકડવા માટે દોડયો.



# માતા–પુત્રી કે સાસુ–વહુ ?

## [ ૨૪ ]

સાહસવીર વિક્રમે પાછું એ શબને પોતાની ખાંધ પર લટકાવ્યું અને તેને લઈ ઝડપથી સાધુ પાસે જવા માંડયું.

પરન્તુ એની મજલ હજુ લાંબી હતી. એ થોડેક દૂર ન ગયો ત્યાં તો શબને વાચા આવી. એ બોલ્યું:—

"વિક્રમ તારા આવા અપ્રતિમ સાહસથી હું ખૂશ થયો છું. મારા અનેક પ્રશ્નોના તેં યોગ્ય ઉત્તર વાળ્યા છે. વળી આવજાવ કરી તું અને હું થાકી ગયા છીએ હવે આ એક છેલ્લી વિલક્ષણ વાત હું તને કહું છું, તે તું સાંભળ."

વૈતાળે વાત કહેવા માંડી.

દક્ષિણ દિશાના એક ભાગમાં ધર્મપૂર નામનું એક નાનું સરખું રાજ્ય હતું. આ રાજ્યમાં મહાબળ નામનો રાજા રાજ્ય કરતો હતો. એ નામ પ્રમાણે જ પરાક્રમી અને શૂરવીર

હતો. પોતે ન્યાય અને નીતિને ચાહનારો હતો. લડાઇ–તકરારને દૂર જ રાખતો અને સલાહ–સંપથી રાજ્ય કરી પોતે જીવતો અને બીજાને પણ જીવવા દેતો હતો.

મહાબળને ચંદ્રાવતી નામની એક રૂપવાન સ્ત્રી હતી. ચંદ્રાવતીના રૂપ અને સૌન્દર્યની કોઇને પણ અદેખાઇ આવે એવું હતું. સ્ત્રી ધાર્મિકવૃત્તિવાળી, ગરીબ સ્વભાવની અને પતિપરાયણા હતી. થોડોક સમય વીતતાં તેણે એક કન્યાનો જન્મ આપ્યો. રાજા રાણીએ તેનું નામ લાવણ્યપ્રભા રાખ્યું. કન્યા માતાની જેમ જ લાવણ્યશ્રી ઓપતી અને સુંદર હતી.

લાવણ્યવતી જ્યારે લગ્નને લાયક બની ત્યારે રાજા રાણીએ તેના લગ્નની તૈયારી કરવા માંડી. પરન્તુ આજ અરસામાં રાજાના ભલા સ્વભાવનો ગેરલાભ લઇ કેટલાક અસંતોષી ભાયાતોએ બળવો પોકાર્યો. રાજ્યના માણસોને ફોડી તેમને રાજા સામે થવા શસ્ત્રો પકડાવ્યા. રાજા વીરતાપૂર્વક લડયો. પરન્તુ સૈન્ય ફરી બેસતાં તેની સ્થિતિ કફોડી બની ગઇ. એ પોતે એકલો શું કરે ? એ હાર્યો, અને રાજગાદી ત્યજી દઇ થોડુંક જરઝવેરાત લઇ પોતાની સ્ત્રી તથા પુત્રી સાથે નગરમાંથી નાસી ગયો.

દૂર જંગલમાં આવી તેણે માળવાનો રસ્તો લીધો. માળવામાં તેના શ્વસુરનું રાજ્ય હતું. એટલે આશ્રય તથા મદદ મળશે અને તે દ્વારા રાજ્ય પાછું કબજે પણ કરીશું એવી તેને આશા હતી.

પણ મનુષ્યની આશા કદી પણ પાર પડી છે ખરી ? એ હજારો ઉપાયો યોજે, અનેક આશાઓની ઇમારત ચણે તોપણ જે ધરણીધરે ધાર્યું હોય છે તેજ બને છે. ચાલતાં ચાલતાં રાજા એક મોટા જંગલમાં પ્રવેશ્યો. જંગલ મહા ભયંકર અને નિર્જન હતું. રાત્રિ પડી ચૂકી હતી. ભયાનકતા ખાવા ધાતી

હતી. વળી વરસાદ પણ વરસી રહ્યો હતો એટલે રાજાએ એક વૃક્ષ નીચે વાસો કર્યો. જેમ તેમ રાત્રિ પસાર કરી નાખી.

પ્રભાત ઉગ્યું. રાજાએ ચાલવા માંડયું. રાણી અને કન્યા થાકી ગયાં હતાં. ચાલતાં ચાલતાં પગે ઉઝરડા પણ પડી ગયાં તોપણ તેમણે કષ્ટ વેઠી રાજા સાથે પગ ઉપાડવા માંડયા. કરે પણ શું ? દૈવ કોપ્યો હતો નહિ તો આવી સુકોમળ અને ભૂમિ નીચે પગ ન મૂકનારી સુંદરીઓ અરણ્યમાં કાંટા, તાપ, પત્થર સહી ઉઘાડે પગે ચાલી શકે ખરી? દૈવ તમને આમ કરવાની ફરજ પાડતો હતો.

રાજા અને રાણી ચાલતાં ચાલતાં એક ગામ નજીક આવી પહોંચ્યા. આ ગામ ભીલોનું હતું. ભીલો શિકાર અને લૂંટ કરી જીવન ગુજારતા હતા. રાજા રાણી અને તેની સ્વરૂપવાન કન્યા પર તેઓની નજર પડી. રાણીના અલંકારો તથા તેનું રૂપ તેમની નજરમાં વસી ગયું. તેઓ રાજા પર તીરકામઠાં લઇ તૂટી પડયા.

રાજાએ પણ તેનો પ્રતિકાર કર્યો. પાછળ ખસતાં ખસતાં તે એક ગુફા નજીક આવી પહોંચ્યો. રાજાએ રાણીને કહ્યું:–"આ ભીલો મહાપાપી અને નિષ્ઠુર છે. તેઓ તમારી બન્નેની લાજ લૂંટશે. માટે તમે આ કોતરોમાં કયાંક છૂપાઈ જાવો. હું તેમને હરાવી પછી તમને મળીશ."

રાણી પોતાની પુત્રીને લઇને એક કોતરમાં છૂપાઇ ગઇ. અને શું બને છે તે ત્યાંથી જોવા લાગી. રાજા ભીલો સાથે ઝનૂનપૂર્વક યુદ્ધ કરવા લાગ્યો. તો પણ એ એકલો હતો. જ્યારે સામી બાજુએ અનેક ભીલો હતા. એટલે તે હાર્યો, અને જ્યાં નાસવા જતો હતો ત્યાં પાછળથી એક ભીલે આવી તીર દ્વારા તેનું ગળું ઉડાવી દીધું. રાજા શિર વિહોણો બની નીચે ગબડી પડયો. ભીલોએ માલમતા લૂંટી લીધી અને ત્યાંથી ચાલી ગયા.

રાણીએ પોતાના પ્રાણાધારને મરણ પામતો જોયો. તેને એમ થયું કે હમણાં જ હું તલવાર લઇ દુષ્ટ ભીલોને મારી નસાડું પરન્તુ તે પછી એને પોતાની સ્ત્રી દશા યાદ આવી. એના મને તેને આવું ગાંડું સાહસ કરવાની મના ફરમાવી. દુઃખને એણે દબાવી રાખ્યું અને પડ્યું સંકટ હિમ્મતપૂર્વક વેઠી લેવાનું નકકી કર્યું.

ભીલો જ્યારે ત્યાંથી ચાલી ગયા ત્યારે રાણી પોતાની પુત્રીને લઇને ઝડપભેર રસ્તો કાપવા લાગી. દિવસ ઉગતો ઉગતો માથા પર આવ્યો. મધ્યાન્હનો સમય થઇ ગયો. સૂર્ય પ્રખરપણે તપી રહ્યો હતો. ચન્દ્રાવતી અને લાવણ્યપ્રભા ચાલતાં ચાલતાં થાકી ગયાં એટલે એક વૃક્ષ નીચે વિસામો લેવા બેઠા.

આજ અરસામાં ચન્દ્રસેન નામનો રાજા પોતાના પુત્રની સાથે શિકાર રમતો રમતો તે જંગલમાં આવી ચઢયો. તેવામાં અકસ્માત જ રાજાની નજર ધૂળમાં પડેલાં સ્ત્રીનાં પગલાં તરફ ગઇ. આવા અરણ્યમાં સ્ત્રીનાં પગલાં કયાંથી ? રાજા આશ્ચર્ય પામી ગયો. તેણે આ વાત પોતાના પુત્રને કહી અને કહ્યું:–"બેટા ! જો આ પગલાં. કોઇ સ્ત્રીઓ અહીંથી પસાર થઇ હોય એમ જણાય છે."

પુત્રે પગલાં જોયા અને બોલ્યો:–"હા, એમજ લાગે છે. પરન્તુ સ્ત્રીઓ નાની અને મોટી એમ બે જણાય છે."

"હા. તેમજ છે. આ જમીન ઉપર જે પગલાં પડેલાં છે તે સ્ત્રીઓ પદ્મિની સ્વરૂપવાળી હોવી જોઇએ. પદ્મિનીના પગલાંમાં જે નિશાનીઓ હોય છે તેવીજ તેમનામાં પણ જણાય છે. ચાલ જોઇએ તો ખરાં કે એ સ્ત્રીઓ કોણ છે ? હમણાં જ એ અહીંથી પસાર થયેલી લાગે છે એટલે એને પકડતાં વાર લાગશે નહિ." પિતાએ કહ્યું.

બન્ને ચાલવા લાગ્યા. પિતા પગલાંને અવલોકી અવલોકીને ચાલતો હતો અને ખૂશ થતો હતો. એ બોલ્યો:–'આ સ્ત્રીઓ બન્ને ખૂબસુરત અને ઉમદા લક્ષણોવાળી જણાય છે. તને એમાંથી જે પસંદ આવે તેની સાથે તું પરણજે. પ્રભુએ સ્ત્રીની પસંદગી કરવા માટે અનાયાસે જ આ તક મેળવી આપી છે."

પુત્રે કહ્યું :–"સ્ત્રીઓ બે છે. મોટાં પગલાંવાળી સ્ત્રી વયમાં મોટી જણાય છે એટલે એને તમે સ્વીકારજો. નાના પગલાંવાળી નાની જણાય એટલે તેને હું પરણીશ." પુત્રે તોડ આણ્યો.

"અરે આ તું શું બોલે છે ? તારી માતા હજુ હાલમાં જ અવસાન પામી છે અને હું ફરી હમણાં જ પરણું ? લોકો શું કહેશે ? વરસ તો પૂરું પસાર થયું પણ નથી. અને ખરું કહું તો હવે મારે પરણવું જ નથી. પ્રભુએ તને આપ્યો છે એટલું જ મારે માટે બસ છે. તું જીવતો રહે, સંતાન સુખથી વૃદ્ધિ પામે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે !" રાજાએ નરમભાવે ઉચ્ચાર્યું. આ શબ્દો બોલતી વખતે તેને પત્ની વિયોગનું દુઃખ સ્પષ્ટ જણાતું હતું.

પિતાના આ શબ્દો સાંભળી પુત્ર અપ્રસન્ન થયો. તે બોલ્યો:– "પિતાજી ! તમે આ શું બોલો છો ? ઘરમાં સ્ત્રી તો હોવી જ જોઇએ. જે ઘરમાં સ્ત્રી નથી તે ઘર ઘર નથી. પુરુષનો વિસામો, તેનું સુખ, તેનું સર્વસ્વ એ સ્ત્રી જ છે. પેલો પ્રસિધ્ધ શ્લોક શું તમને યાદ નથી ?

यत्र घनस्तनजघना नास्ते मार्गावलोकिनी कांता ।
अजडः कस्तदानिगडं प्रविशति गृहसंज्ञकं दुर्गम् ॥

**ભાવાર્થ** : જે ઘરમાં પીન પયોધરવાળી અને ભરાઉ જાંઘવાળી સ્ત્રી નિત્ય પોતાના પતિની વાટ જોતી ઊભી ન રહેતી હોય

તેને ઘર નહિ પણ શૃંખલા વગરનું કારાગ્રહ જાણવું. અને તેવા કારાગ્રહમાં મૂર્ખ સિવાય બીજું કોણ પ્રવેશ કરે છે?"

માટે પિતાજી! તમારો નિર્ણય છોડી દો. ડાહ્યા પુરુષો જે માર્ગે ચાલતાં આવ્યા છે તેજ સ્વીકારો. સંસારની સફર મોટી છે. એકલાં એ ફેડાશે નહિ. સાથે કોઇ સાથી તો જોઇશે જ. માટે મોટાં પગલાંવાળી સ્ત્રીને આપ જ સ્વીકારી તેને રાણીપદે સ્થાપજો."

પિતાએ કહ્યું :–"બેટા! હવે આ વાત જવા દે. આવી હઠ કામની નહિ. મારા નસીબમાં જો સ્ત્રી સુખ લખ્યું જ હોત તો તારી માતા શા માટે સ્વર્ગવાસ પામી હોત!" રાજા આ બોલતાં બોલતાં ગળગળો થઇ ગયો.

પુત્રે કહ્યુઃ–'તમે જો મારૂં કહેલું માનશો નહિ, તો તમને મારા સોગંદ છે."

પિતા લાચાર બન્યો. પુત્રના સોગંદ આગળ તેનો નિર્ણય મીણની જેમ પીગળી ગયો. એણે તેમ કરવાનું સ્વીકાર્યું.

ઝડપભેર પગલાંની નિશાની નિશાનીએ બન્ને જણા ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં તેઓ ચન્દ્રાવતી અને લાવણ્યપ્રભા જે વૃક્ષ નીચે આરામ કરતાં હતાં તે વૃક્ષ આગળ આવી પહોંચ્યા.

રાજાએ વૃક્ષ નીચે બે પદ્મિની સમાન સ્ત્રીઓને બેઠેલી જોઇ. બન્નેમાં એક મોટી હતી અને બીજી નાની હતી. પરન્તુ સૌન્દર્યની દ્રષ્ટિએ બન્ને જ સરખી હતી. આકર્ષણ, રૂપ અને યૌવનમાં બન્ને એકબીજાની હરિફાઇ કરે એવી હતી. પિતા પુત્ર આ બન્ને સુન્દરીઓને જોઇને મુગ્ધ જડવત્ જેવા બની ગયા.

અજાણ્યા પુરુષોને જોઇને ચન્દ્રાવતી ચોંકી ગઇ. વળી આ કઇ આફત આવી એમ ધારી તે સફાળીજ ધ્રુજતી ધ્રુજતી ઊભી થઇ ગઇ.

લાવણ્યવતીએ જોયું કે આવનારાઓ કોઇ સાધારણ નથી પરન્તુ પ્રતાપી અને તેજસ્વી મુખમુદ્રાવાળા છે એટલે તે બોલીઃ– "માતા! ડરવાની જરૂર નથી. આ આવનારાઓ આપણને કંઇ ઇજા કરે એવા નથી. કોઇ ભદ્ર પુરૂષો લાગે છે."

રાજાએ લાવણ્યવતીનું આ બોલવું સાંભળ્યું. એ બોલ્યોઃ– "હા, અમે ચોર લુંટારાઓ નથી. અમારાથી શા માટે ગભરાવ છો? તમે કોણ છો? આવા ભયાનક જંગલમાં આ તાપના સમયે અહીં ક્યાંથી આવી ચઢયા છો? શું તમે દેવલોકની કોઇ અપ્સરાઓ છો. માર્ગ ભૂલિ અહીં પૃથ્વીલોકમાં આવી ચઢી છો કે પછી શ્રાપ પામેલી સ્વર્ગલોકની સુંદરીઓ છો! જે હોવ તે ભય પામ્યા વગર મને જણાવી દો. હું તમને અભયદાન આપું છું."

રાણીને આ શબ્દોથી આશ્વાસન મળ્યું. તેણે રાજા આગળ પોતાની બધી વાત સંકોચ વગર જણાવી દીધી.

રાજાએ ચન્દ્રાવતીને મધુર શબ્દોથી સમજાવી. પતિ શોક ત્યજી દેવાને જણાવ્યું અને દૈવ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિ અપનાવી લેવાનો આગ્રહ કર્યો. રાજાના મીઠા શબ્દોએ, તેના વિનયવાળા વર્તને રાણીનું મન માની ગયું અને તે પોતાની પુત્રીની સાથે રાજ્ય કુટુંબમાં રહેવા માટે સંમત થઇ.

રાજા ચન્દ્રાવતી અને લાવણ્યપ્રભાને લઇને પોતાના રાજ્યમાં આવ્યો. રાણી નવો વૈભવ–નવો વસવાટ જોઇ પોતાનું દુઃખ ભુલી ગઇ. તેનો શોક ધીરે ધીરે હળવો થવા લાગ્યો. પોતે સ્ત્રી હતી. વિપત્તિથી કાયર બની ગઇ હતી. દૈવને આવું જ રૂચતું હતું એમ વિચારી તે ફરીથી પરણવા કબૂલ થઇ. રાણી મોટી હતી પરન્તુ તેના પગ ટૂંકા હતા એટલે શરત મુજબ પુત્રને તેની

સાથે પરણવું પડયું. જ્યારે રાજા નાના પગલાંવાળી લાવણ્ય-પ્રભા સાથે પરણ્યો. આમ પુત્રી પિતા સાથે પરણી અને માતાએ પુત્ર સાથે લગ્ન કર્યાં! શરતનું આ કેવું વિચિત્ર અને ચોંકાવનારૂં પરિણામ!

સમય જતાં આ બન્નેને પુત્ર–પુત્રીઓ થયાં. અને તેમને પણ પ્રજાઓ થઈ. આ બધાનો સંસાર સુખથી ગુજરવા લાગ્યો.



અહીં વાર્તા પૂરી થઇ. વૈતાળ બોલ્યો:– "હે વિક્રમ રાજા! બોલ, પુત્રી અને માતાને જે સંતાનો થયાં તે પિતા–પુત્રની સંતતિ હતી, તો તેઓનાં છોકરાંઓનું સગપણ શું? તું એ સગપણનો સંબંધ બતાવશે નહિ, તો તારા મસ્તકના હજારો ટુકડા થઇ જશે અને તું કમોતે મરશે."

અનેક રહસ્યભર્યાં પ્રશ્નોના ઉત્તરો આપનારો રાજા આ અટપટા પ્રશ્નથી મુંઝાઇ ગયો. બન્નેની સંતતિ વચ્ચેનો સંબંધ તે દર્શાવી શકયો નહિ. અનેક વિચારો તેણે કર્યા. પોતાના મગજને ખૂબજ કસ્યું પરન્તુ તે એનો ઉકેલ શોધી શકયો નહિ. ઉકેલ ન મળતાં તે મૌનજ રહ્યો અને ચૂપચૂપ શબને ઉપાડી આગળ ચાલવા લાગ્યો.

વૈતાળે મનમાં જોયું કે રાજા પ્રશ્નનો ઉત્તર આપી શકતો નથી અને તે નક્કી મુંઝાયો છે ત્યારે તેને પોતાની બુધ્ધિ માટે ગૌરવ ઉપજ્યું. અનેક પ્રશ્નોના ઉકેલ શોધનારા રાજાને આખરે પોતે મહાત કર્યો છે તે વિચારે તેને આનંદ ઉપજ્યો. એ બોલ્યો:–"વિક્રમ આ પ્રશ્નનું રહસ્ય તું પામી શકયો નથી એમ તારા મૌન પરથી હું સમજું છું. પરન્તુ એમાં તારી બુદ્ધિનો વાંક નથી. આ પ્રશ્નનું રહસ્યજ અટપટું છે અને તેને કોઇ ઉકેલી શકયું નથી.

વૈતાળનું આ બોલવું વિક્રમ સાંભળીજ રહ્યો હતો. એણે કંઇ પણ જવાબ ન આપતાં આગળ જ ચાલવા માંડયું.

વૈતાળ બોલ્યો :–"રાજા! તારા સાહસ, પરાક્રમ અને તારી ધીરજ ઉપર હું પ્રસન્ન થયો છું. તેં જે ધૈર્ય રાખી આ ઘોર અંધારી રાત્રિમાં આવજાવ કરી દુઃખ વેઠયું છે તે માટે હું તારા તરફ હમદર્દી બતાવું છું. આવું કષ્ટ વેઠવાથી જ તું મારી સહાનુભૂતિ પ્રાપ્ત કરી શકયો છે. હવે હું જે કહું છું તે તું સાંભળ. તું જે દુષ્ટ સાધુ માટે આ શબ લઇ જાય છે તે મેલી સાધના કરી રહ્યો છે. આજે રાત્રિના તે આ મૃત શરીરમાં મારૂં આવાહન કરી મને બોલાવશે. મારૂં પૂજન કરશે. તેની ઇચ્છા તને મારી નાંખી પોતાના પૂર્વભવનું વેર લેવાની છે. વળી તેની સાધનામાં બત્રીશ લક્ષણા પુરુષનો ભોગ પણ જરૂરી છે. તું વીર છે, બત્રીસ લક્ષણોથી ઓપે છે એટલે તે તારો ભોગ લેવાની પણ ધારણા રાખે છે. આ માટે એ તને કહેશે–"રાજા! તમે આ શબને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરો! કે જેથી અપૂર્વ સુખની પ્રાપ્તિ થાય."

ત્યારે તું એને કહેજે:–"મહારાજ! સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કોને કહે છે તે હું સમજી શકતો નથી. આપ મને એ કેમ કરવા તે કરી બતાવો તો હું તે મુજબ પગે લાગું."

યોગી શાન્તશીલ તને પ્રણામ કરી બતાવવા જમીન ઉપર સૂઇ જશે. એ જેવો સૂઇ જાય કે તરતજ તું એના ઉપર તૂટી પડજે અને શસ્ત્ર દ્વારા તેનું શિર કાપી નાંખજે. આમ કરવાથી જે સિદ્ધિ મેળવવા તેણે આ સાધના–કરી હતી તેનું ફળ તને મળશે. તું વિદ્યાધરોના જેવું મહાસુખ પામીશ. તારો વૈભવ તારી સમૃદ્ધિ અને તારી કીર્તિ દશે દિશાઓમાં અમર થશે.

યોગીના કહેવા મુજબ તું વર્તશે તો તારો પ્રાણ જશે. આટલા દિવસ તારા આ કાર્યમાં મેં તને જે વિઘ્ન આપ્યું હતું તેનું કારણ આજ હતું. હવે તું તારે માર્ગે જા, અને યોગીનો પરાભવ કર! વિક્રમ! તારી જય હો.!"

આમ બોલી વૈતાળ શબમાંથી બહાર નીકળી ગયો.

રાજા વિક્રમ વૈતાળની આ વાત સાંભળી પ્રસન્ન થયો. તેણે વૈતાળની સૂચના મુજબ જ વર્તવાનો નિશ્ચય કર્યો, અને જે સ્થળે ક્ષાન્તશીલ તપશ્ચર્યા કરી રહ્યો હતો તે સ્થળે શબને લઈને ગયો.



## યોગીનો પરાભવ

[૨૫]

મહાપ્રતાપી વિક્રમ શબને ખાંધ પર નાંખી જ્યાં આગળ શાન્તશીલ ઘોર તપશ્ચર્યા આદરી રહ્યો હતો ત્યાં આગળ આવી પહોંચ્યો. રાજાએ શબને પોતાની ખાંધેથી ઉતાર્યું અને યોગીને આપતાં કહ્યુંઃ–"મહારાજ! લો આ શબ, મારૂં વચન પૂરૂં થયું છે."

શાન્તશીલ વિક્રમને આવેલો જોઇ પ્રસન્ન થયો. તે બોલ્યોઃ–"રાજા! તમે આ શબને લાવી મારા પર ખરેખર ઉપકાર જ કર્યો છે. આવું કામ કોઇ કરી શકે એમ નથી. તમારો દિગ્વિજય થાઓ! તમારો જય હો!"

તે પછી શાન્તશીલ યોગીએ અગ્નિ પ્રદીપ્ત કરી તેનું પૂજન અર્ચન કર્યું. કુમળા મસ્તકો, હાડકાંઓને અગ્નિમાં નાંખી તેનો હોમ કર્યો. તાજું રૂધિર લઇ દિશાઓમાં તેનો છંટકાવ કર્યો. તે બાદ મંત્ર ભણી પ્રેતને સજીવન કર્યું. પ્રેતમાં વૈતાળે પ્રવેશ કર્યો.

શબને સજીવન થયેલું જોઇ શાન્તશીલ પ્રસન્ન થયો. પોતાના મહાન કાર્યને હવે તેણે પૂર્ણ સ્વરૂપમાં નિહાળવા માંડયું. જે મહા તપશ્ચર્યા તેણે કરી હતી તે તપશ્ચર્યાનો અન્ત હવે સમીપ જ હતો અને આથી તેની પ્રસન્નતા નાચી ઊઠી હતી.

રાજાને તેણે કહ્યું:–"મહારાજ! આ શબમાં હવે મહા દેવતાનો પ્રવેશ થયો છે. જુવો, એ હાલે છે. એનામાં જીવનો સંચાર થયો છે. એ મહાદેવતાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તેમના આશીર્વાદ પ્રાપ્ત કરો. તમારી ઇચ્છા મુજબ તેઓ તમને વરદાન આપશે."

વૈતાળના કહેવા મુજબ જ શાન્તશીલ બોલી રહ્યો હતો એટલે રાજાનો વહેમ મજબૂત થયો. તેને વૈતાળની વાણી પર વિશ્વાસ આવ્યો. એ બોલ્યો:–"મહા યોગીજી! આપના દેવને પ્રણામ કેવી રીતે કરવા તે હું જાણતો નથી. મારા દેવ તો મારા ગમે તેવા પ્રણામથી પ્રસન્ન થઈ જાય છે પરન્તુ આ મહા દેવને કેવી રીતે રીઝવવા તેનાથી હું અજાણ્યો છું. આપ પોતે જ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કેવી રીતે કરવા તે મને બતાવો તો તે મુજબ હું તેમને પ્રણામ કરી તેમના આશીર્વાદ મેળવીશ."

શાન્તશીલે તરત જ જમીન પર લાંબા પડી પ્રણામ કરવાની રીત બતાવી. એ જેવો નીચે પડ્યો કે તરત જ રાજાએ પોતાની તલવાર કાઢી અને તેના શિર પર ફેરવી દીધી. ધડાક દેતું ધડ શિરથી છુટું પડી ગયું.

ચોમેરથી વિજયના નાદો થયા. ભૂતડાંઓ, ખોપરીઓ, ડાકણોએ હર્ષની ચીચીયારીઓ કરી. વૈતાળે શબમાંથી નીકળીને રાજાને પુષ્પહારોથી વધાવી લીધો અને તેના પર આશીર્વાદ વર્ષાવતાં કહ્યું:– "રાજા! તું આ પૃથ્વી પર અપૂર્વ સુખ પ્રાપ્ત કરી ચક્રવર્તીપણું ભોગવજે. જે સુખ શાન્તશીલ મેળવવા મથતો

હતો તે વિદ્યાધરોનું સુખ તું પોતે ભોગવ અને પ્રજાને સુખી કર. મેં તને માર્ગમાં ઘણું દુ:ખ દીધું છે. માટે એના બદલામાં તારે જે કંઇ ઇચ્છિત વરદાન મારી પાસેથી માંગવું હોય તે ખુશીથી માંગી લે."

રાજાએ કહ્યું:–"તું મારા પર રાજી થયો એજ મારે બસ છે. હવે મારે કશાની પણ ઇચ્છા નથી."

વૈતાળે કંઇપણ વરદાન માંગી લેવા આગ્રહ કર્યો.

રાજા બોલ્યો:–"જો વરદાન આપવાની તારી ઇચ્છા જ હોય તો હું ઇચ્છું છું કે, તારા પૂછેલા આ ચોવીશ પ્રશ્નોત્તર રૂપી વાર્તાઓ અને આ અન્ત ભાગની પચ્ચીસમી વાર્તા, આ જગતમાં પ્રસિદ્ધિ પામો."

"એમજ થશે." વૈતાળ બોલ્યો :–"જે કોઈ આ પચ્ચીસ વાર્તાઓ વાંચશે–સાંભળશે. તે પાપમાંથી મુક્ત થઇ જશે અને મહા સુખને પામશે. ભૂત–પ્રેતની પીડા આ વાર્તાઓના વાંચનારને, સાંભળનારને સતાવી શકશે નહિ."

અને આ બોલી વૈતાળ શબને ત્યજી બહાર ચાલી ગયો.



## ☆ નવાં પુસ્તકો ☆

| | |
|---|---|
| આમ્રપાલી ભા. ૧-૨ | ૬-૦-૦ |
| સંસ્કારલક્ષ્મી | ૬-૧૨-૦ |
| ઘરનીરાણી | ૬-૧૨-૦ |
| જીવન સખી | ૪-૪-૦ |
| ભાતભાતનું ભરતકામ | ૧-૦-૦ |
| વનિતા વિનોદ | ૩-૮-૦ |
| વ્રતોત્સવ | ૩-૧૨-૦ |
| મારું જીવનને કાર્યક્ષેત્ર | ૧-૧૨-૦ |
| નાનાફડનવીસ | ૧-૦-૦ |
| મોક્ષદા | ૩-૦-૦ |
| એને ચરણે | ૧-૪-૦ |
| રતની ને બીજી વાતો | ૧-૪-૦ |
| પ્રભાનો ભાઈ | ૩-૦-૦ |
| માનવ હૈયા | ૧-૮-૦ |
| મારું ભવિષ્ય ભા. ૧-૨ | ૮-૮-૦ |
| ભવિષ્યવાણી | ૬-૧૨-૦ |
| ભાગ્યોદય યાને વ્યાપારી ભવિષ્ય | ૫-૦-૦ |
| એક કદમ આગે | ૨-૮-૦ |
| આધુનિક વ્યાપારી મીત્ર | ૯-૦-૦ |
| પૈસા તમારા છે યાને વેચાણ કળા | ૫-૧૨-૦ |
| બીઝનેસ ગાઇડ | ૪-૪-૦ |
| કમાણીની કળા | ૩-૦-૦ |
| લગ્નનો આનંદ | ૩-૧૨-૦ |
| વાત્સ્યાયન કામસૂત્ર | ૬-૧૨-૦ |
| સ્ત્રી પુરૂષનો પ્રેમ વિલાસ | ૪-૪-૦ |
| બુધ્ધિધન બીરબલ | ૬-૧૨-૦ |
| ગૃહિણી મીત્ર | ૫-૦-૦ |
| ભગવાન બુધ્ધ | ૨-૮-૦ |
| વિક્રમની વાતો | ૪-૪-૦ |
| બુધ્ધિવિલાસ | ૫-૦-૦ |
| જવાહર—કમલા | ૩-૦-૦ |
| ચાણક્ય | ૨-૦-૦ |
| પટેલ પટલાણી ને બીજી વાતો | ૩-૮-૦ |
| જાદુઇ ચક્કી | ૩-૮-૦ |
| ચિત્રા | ૩-૮-૦ |
| ભારતજનની કસ્તુરબા | ૧-૮-૦ |
| સાધના | ૨-૦-૦ |
| ગાંધીજી ના જીવનપ્રસંગો | ૨-૪-૦ |
| ગાંધીજી ને જગવંદના | ૩-૦-૦ |
| ધર્મોનું મિલન | ૫-૦-૦ |
| પ્રભુતામાં પગલાં | ૩-૮-૦ |
| ચિત્રલેખા | ૩-૮-૦ |
| સુવર્ણ પિંજર | ૨-૮-૦ |
| ખાલી ખોળો | ૨-૮-૦ |
| સંગ્રામ | ૨-૮-૦ |
| ભારતી | ૨-૮-૦ |
| નર્તકી | ૫-૮-૦ |
| જર્મનીની આત્મકથા | ૪-૪-૦ |
| ઈશરદાન | ૪-૪-૦ |
| બલુનપ્રવાસ | ૩-૦-૦ |
| પ્રેમકન્યા | ૨-૦-૦ |
| હાસ્યમંઝીલ | ૩-૦-૦ |
| બાળકોનો બીરબલ | ૩-૦-૦ |





# મહાન વિક્રમ

★ તેના જીવનની જાહોજલાલી, તેની વીરતા અને તેના ઉદાર તથા સાહસિક સ્વભાવનો અભ્યાસપૂર્ણ પરિચય.

★ "હિંદીઓ પ્રખર પ્રશંસા અને ભારે ભક્તિસહ બહુજ થોડા રાજાઓનું સ્મરણ જાળવે છે. અને જેમનું તેઓ સ્મરણ જાળવે છે તે રાજવીઓ પોતાના ન્યાય, નીતિ અને શાસનમાં અજોડ હોય છે. આવા રાજાઓ પૈકી એક મહાન વિક્રમાદિત્ય પણ છે."

[ લેફ્ટેનન્ટ ન્યુરોટ ]

# મહાન વિક્રમ

स पिता पितृहीनानामबन्धूनां स बान्धवः ।
अनाथानां च नाथः स प्रजानां कः स नाभवत् ॥

—કથાસરિત્સાગર

વિક્રમાદિત્ય પોતાના ગુણો વડે મહાન બન્યા હતા. પોતાના સાહસ, ઉદારતા તેમજ બીજા સદ્‌ગુણોને લઇને તેઓ પૃથ્વીપતિ બની ગયા.

—પ્રબંધ ચિન્તામણિ

**પરાક્રમી વિક્રમ**

શકપ્રવર્તક સમ્રાટ વિક્રમાદિત્ય સાહસિક, પરાક્રમી અને વીર પુરુષ હતા. તેમના પરાક્રમને લગતી, તેમના યશ અને તેમની ઉદારતાને લગતી તથા તેમના પરોપકારી કાર્યોને લગતી અનેક કહાણીઓ આપણા જ નહિ પરન્તુ વિશ્વસાહિત્યના[1] ઇતિહાસમાં હજુ આજે પણ

---

૧—વિશ્વ સાહિત્યમાં સમ્રાટ વિક્રમાદિત્યનું સ્થાન ઘણું જ આગળ પડતું છે. વિક્રમચરિત્ર નામનું પુસ્તક લગભગ દુનિયાની અનેક ભાષાઓમાં અનુવાદિત થયેલું છે. જર્મન, ફ્રેન્ચ, અંગ્રેજી, ઉર્દૂ, હિંદી, ઇટાલીયન, ચિની, તિબેટી અને ફારસી ભાષાઓમાં પણ એ પ્રકાશિત થયું છે. જુઓ કીથ, વેબર, મેક્ષમુલરના સંસ્કૃત સાહિત્યના ઇતિહાસને લગતાં ગ્રન્થો.

અમર સ્થાન પ્રાપ્ત કરી રહી છે. ભારત પર જ્યારે વિદેશીઓનું આક્રમણ આવ્યું હતું. વિદેશીઓએ જ્યારે ભારતના અનેક દેશો પર પોતાનું સ્વામિત્વ સ્થાપ્યું હતું અને જ્યારે રાજાઓ, પ્રજાઓ ભય–પરાધિનતાથી ત્રાસી નિરાશ બની ગઇ હતી ત્યારે ઉજ્જયિનીમાંથી માત્ર અઢારજ[1] વર્ષનો એક બાલ રાજકુમાર હુમલો કરનારાઓની સામે ચઢી આવ્યો.[2] એણે પરદેશીઓને હરાવ્યા, તેમની સત્તાને નાબુદ કરી અને વિશ્વવિજયી ડંકો વગાડ્યો. કલિયુગના આગમન બાદ સમ્રાટ **વિક્રમ** એ માત્ર ભારતના જ નહિ પરન્તુ સારાય પૂર્વના એ સર્વ પ્રથમ ચક્રવર્તી સમ્રાટ હતા કે જેમણે વિશ્વ-વિજયનું બીડું ઉઠાવ્યું હતું. એમણેજ યૂનાન અને રોમ દેશો પર વિજય મેળવ્યો હતો. એમણે રૂમના **શક** રાજાને હરાવી તેને બળાત્કારે પકડી લાવી, ઉજ્જયિની આણ્યો હતો અને દયા લાવી છોડી મૂક્યો હતો.[3]

## સમ્રાટનું વિશાળ સૈન્ય અને અપૂર્વ સૈન્ય સામગ્રી

યુદ્ધ ક્ષેત્રોમાં સમ્રાટ પોતેજ લડવા માટે જતા હતા. અને શાન્તિના સમયમાં અધિકાંશ એકલાજ સ્વચ્છન્દ ભ્રમણ કર્યા કરતાં હતાં. જ્યોતિર્વિદાભરણના ૨૨ મા અધ્યાયમાં સમ્રાટ **વિક્રમની** સેનાનું વર્ણન મળી આવે છે. ગ્રન્થકારના કથન મુજબ સમ્રાટ પોતે ત્રણ કરોડનું પાયદળ, દશ કરોડ ઘોડેસવાર સૈનિકો, ચોવીસ હજાર

---

૧–જુઓ કાશ્મિર રાજ્યની સંશોધિત રાજ્ય વંશાવલી (The Revised chronology of Kashmir Kings. Journal of Indian Histories) નું પ્રથમ પુસ્તકનું પાનું ૫૮ મું.

૨-વિક્રમે શકાદિત્ય નામના બળવાન રાજાને માત્ર અઢારજ વર્ષની વયે હરાવી મારી નાંખ્યો હતો.

૩–જ્યોતિર્વિદાભરણકારે પોતાના ગ્રન્થમાં લખ્યું છે કે :-

यो रुम देशाधिपतिं शकेश्वरं जीत्वी गृहीत्वोज्जयिनी महाहवे ।

આ ગ્રન્થના લેખક કવિ કાલિદાસનેજ ગણવામાં આવે છે.

ત્રણસો હાથીઓ અને ચાર લાખ નૌકાઓ ધરાવતા હતા.૧ નિશ્ચય જ આ સંખ્યામાં જીતાયલા રાષ્ટ્રોની સેનાઓની ગણત્રી કરવામાં આવી નથી. જળ સેનાની વિશાળ સંખ્યા જોતાં નક્કી પણે જાણી શકાય છે કે એમણે સમસ્ત સંસાર પર વિજય મેળવવા માટે જ આટલી નૌકાઓ અને નાવિકો સેનામાં રાખ્યા હતા. આજ સમ્રાટે પંચાણુ શક રાજાઓને મારીને યુધિષ્ઠિર સંવતના યુગાંત પછી વિક્રમ સંવત નામનો પોતાનો નવો શક સંવત કલિયુગમાં સૌથી પ્રથમ ચલાવ્યો હતો. આ સંવત આજે પણ સમસ્ત ભારતમાં સર્વ માન્ય ગણાય છે.

સમ્રાટ વિક્રમ ન્યાય, નીતિ અને જ્ઞાનમાં અજોડ હતા. આ સમર્થ રાજવીને અંજલિ આપતાં 'હિન્દુસ્તાનના ઇતિહાસ' નામક પોતાના પુસ્તકમાં એલકઝાન્ડર ડૌન લખે છે કેઃ–" ભરતખંડના ઇતિહાસમાં વિક્રમાદિત્ય સૌથી સુવિખ્યાત રાજા છે. નીતિ, ન્યાય અને જ્ઞાનમાં તેની તુલનામાં આવે એવો બીજો કોઇ જ નથી. ( In Policy, Justice & Wisdom he had no equal. ) તેણે પ્રખર પરાક્રમથી શકોને હરાવ્યા અને ગુજરાત પર કબજો મેળવ્યો. આ રાજા એટલો તો સંયમી હતો કે ઐશ્વર્ય અને ભોગ

૧–વિક્રમની આ સૈન્ય સામગ્રી માટે ગુણાઢયની બૃહત્કથાની પણ સંમતિ મળે છે.

૨–વિક્રમને શકોના વિજયમાં માલવ પ્રજાનો મોટો સહકાર મળ્યો હશે. એટલે જ આ સંવતને ઇતિહાસમાં માલવ સંવતના નામથી પણ ઓળખવામાં આવે છે. (જુવો ગૌરીશંકર ઓઝા કૃત ભારતીય પ્રાચીન લિપિમાલા.) કેટલાક ઇતિહાસકારો માને છે કે વિક્રમે માલવોને હરાવી તેમના નામનો સંવત્સર બદલી નાખી પોતાના નામનો સંવત ચાલુ કર્યો હતો. પરન્તુ પ્રસિદ્ધ ઇતિહાસવેત્તાઓનો મત છે કે શકોને હરાવવામાં માલવોએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. અને આ માલવોના નેતા વિક્રમાદિત્ય હતા. એટલે એમણે જ એ સંવત શકોના પરાજયની ખુશાલીમાં ચાલુ કર્યો હતો. આ શકની શરૂઆત ઇ. સ. પૂર્વે ૫૭ થી શરૂ થઈ હતી એવો વિદ્વાનોનો મત છે.

વિલાસ તેનાથી આઘા જ રહેતાં. તે એક સાદડી પર સૂઇ રહેતો અને તેના ઓરડામાં માટીના ઘડામાં પાણી રહેતું. તેણે પ્રજા માટે ઉજ્જયિનીમાં મહાકાળેશ્વરનું પ્રસિદ્ધ મન્દિર બંધાવ્યું હતું. હિન્દુ જાતિ તેના ગુણો પર એટલી તો મુગ્ધ છે કે આજે પણ તેના નામનો સંવત્સર ચાલે છે."

એમની સાદાઇ તથા જાત મહેનત માટે લોકોની માન્યતા છે કે એઓ પોતાની જાત મહેનતથી જ ઉત્પન્ન થયેલું અન્ન જમતા, પોતાની મહેનતથી વસ્ત્રો વગેરે બનાવતા. એટલું જ નહિ પણ પોતે જાતે ક્ષિપ્રા નદીમાંથી પાણી લાવી તે પીતા.

આગળ જણાવ્યું તેમ સમ્રાટ **વિક્રમ**નો પ્રતાપ ચોદિશ ગાજ્યો હતો. **રોમ** દેશનો પ્રથમ રાજા **આગસ્ટસ સિઝર** તેમનો પરમ મિત્ર હતો. **વિક્રમે ગ્રીક** ભાષામાં એક પત્ર લખાવી તેની પાસે પોતાનો દૂત મોકલ્યો હતો. આ દૂતને સત્કારતાં **સિઝરે** કહ્યું હતું:–"પધારો ! મહાન શહેનશાહ **વિક્રમ**ના પ્રતિનિધિ ! !"

## વિદ્યાવિલાસી અને દાનશૂરો વિક્રમ

સમ્રાટ **વિક્રમ** વિદ્યા વ્યાસંગી હતા. વિદ્યાની વૃધ્ધિ માટે તેમણે અનેક પ્રયત્નો કરાવ્યા હતા. એમની દૃઢ માન્યતા હતી કે માત્ર યુધ્ધ સંબંધી શક્તિથી જ સામ્રાજ્ય સ્થાપી શકાય એમ નથી. એને માટે જ્ઞાનશક્તિનું પણ પ્રયોજન છે. જ્ઞાન વિના જે બળ પ્રકટ કરવામાં આવે છે તેને બુધ્ધિમાન લોકો પશુબળ કહે છે. પશુબળથી રાજ્ય જીતી શકાય છે. પરન્તુ તેને ટકાવી શકાતું નથી. તેને ઉન્નત બનાવવા માટે તો જ્ઞાનશકિતની જ જરૂર પડે છે. અને આજ માન્યતાથી સમ્રાટ **વિક્રમે** વિદ્વાનોનો આદર કરી વિદ્યા પ્રચારને માટે સ્વદેશવાસીઓને ઉત્તેજીત કર્યા હતા. પૌરાણિક સૃષ્ટિ પછી ભારતવર્ષના આ પહેલા જ આર્યસમ્રાટ હતો કે જેમને પંડિતોના મિત્ર કહેવામાં જેટલો આનંદ અને ગૌરવ ઉપજતો હતો એટલો નૃપતિઓના મિત્ર

કહેવામાં ઉપજતો નહોતો. એમની સભામાં અનેક વિદ્વાનો, આયુર્વેદાચાર્યો, જ્યોતિષીઓ, સુભટ્ટોનો સમાવેશ થયો હતો. આ બધામાં મુખ્ય ગણત્રી **શંકુ,**[1] **વરરુચિ, મણિ, અંશુદત્ત, જિષ્ણુ, ત્રિલોચનહરિ, ઘટખર્પર** અને **અમરસિંહ** આદિ કવિઓની તથા **સત્ય, વરાહમિહિર. શ્રુતસેન, બાદરાયણ, મણિત્થ** અને **કુમારસિંહ** આદિ જ્યોતિર્વિદોની થતી હતી. પરન્તુ ઇતિહાસકારોએ એમની સભાના જે નવરત્નોની યશગાથા ગાઇ છે તે નીચે મુજબનાં હતાં. આ માટેનો શ્લોક આ રહ્યોઃ—

धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशकुं
वेतालभट्टघटखर्परकालिदासा :।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

અર્થાત્—મહારાજા **વિક્રમ**ની રાજસભામાં **ધન્વન્તરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટખર્પર,** કાલિદાસ, **વરાહમિહિર, વરરુચિ** આઃ નવરત્નો હતા. આ રત્નોએ ૧૮ જુદી જુદી ભાષાઓમાં વિવિધ વિષયોને લગતાં ગ્રન્થો લખ્યા હતાં.[2] આ પંડિતોનાં ઘણાખરા ગ્રન્થો હજુ આજે પણ લભ્ય છે. જેઓના ગ્રન્થો મળતાં નથી તેઓના વચનો, ઉપદેશો તથા તેમના નામો પણ બીજા ગ્રન્થોમાં મળી આવે છે.

---

१ शंकुः सुवाग्वररुचिर्मणिरंशुदत्तो जिष्णुस्त्रिलोचनहरी घर्परारारव्यव। अन्येऽपि सन्ति कवयोऽमरसिंह पूर्वा यस्येव विक्रम नृपस्य सभा सदोऽमी॥

सत्यो वराहामीहिरः श्रुतसेन नामा, श्रीबादरायण मणिस्थ कुमार सिंहाः। श्री विक्रमार्क नृपसंसाद संति चैते श्रीकालतन्त्रकवयः सत्वपरे मदाद्याः॥

૨ —મી. વોર્ડ નવજ ભાષાઓનાં નામો આપી શકે છે. આ ભાષાઓનાં નામો—૧—સંસ્કૃત ૨—પ્રાકૃત ૩—નાગ ૪—પિશાચી ૫—ગાંધર્વ ૬—રાક્ષસ ૭—અર્ધમાગધી ૮—આપ (Apa) ૯—ગુહ્યક છે.

**વિક્રમના નવ રત્નો**

વિક્રમના નવરત્નોમાંના પ્રથમ રત્ન **ધન્વન્તરિએ** સુશ્રુત સંહિતા નામનો વૈદકનો અમર ગ્રન્થ સર્જ્યો હતો. **ક્ષપણકે**[1] પ્રાથમિક નીતિશાસ્ત્ર તથા આચાર વિચારને લગતાં ગ્રન્થો રચ્યા હતા. **અમરસિંહે** અમરકોષ નામનો સંસ્કૃત કોષ રચ્યો હતો. **શંકુ** એ એક વિદુષી સ્ત્રી હતી. તે નાટ્યશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રના પ્રાચીન ગ્રન્થોમાં પ્રમાણભૂત મનાઇ છે. **વેતાલ ભટ્ટ** સંગીત અને કાવ્યમાં નિપુણાત હતા. **ઘટખર્પરે** કાવ્યો રચ્યાં હતાં. **વરાહમિહિરે**[2] જ્યોતિષ શાસ્ત્રના અને ગણિતના આધાર ભૂત પુસ્તકો રચ્યાં હતાં. વરરુચિએ વ્યાકરણ પર ટીકાઓ લખી હતી. આ પંડિત રાજા **વિક્રમનો** રાજગુરુ પણ હતો. કાલિદાસે[3] અનેક જગપ્રસિદ્ધ સંસ્કૃત નાટકો રચ્યાં હતાં. આ બધા પંડિતોમાં કવિ **કાલિદાસ** મુખ્ય હતા. કવિ કાલિદાસની તુલના મહાકવિ **શેકસ**-પીયરની સાથે પણ પશ્ચિમના નાટકકારોએ કરી હતી. હિન્દના સૌથી વધુ વિદ્વાન કવિએ પશ્ચિમના જગતમાં કીર્તિ મેળવી હોય તો તે મહાકવિ **કાલિદાસ** જ હતા. એમના અનેક પુસ્તકોના અંગ્રેજીમાં અનુવાદો થયાં છે. આ બધામાં એમના બે અમર ગ્રન્થો ૧–**શાકુન્તલ** અને ૨–**વિક્રમોર્વશીય** મુખ્ય છે. આ બે ગ્રન્થોના અનુવાદો

---

૧–ડૉ. સતીશચન્દ્ર વિદ્યાભૂષણના કથન અનુસાર આ ક્ષપણક એજ સિદ્ધ-સેન દિવાકર નામના જૈન આચાર્ય હતા.

૨–વરાહમિહિરને કેટલાકો યૂનાની જ્યોતિષી માને છે. એ સ્વદેશ ત્યજીને ઉજ્જયિનીમાં રહેતો હતો.

૩–કુલગુરુ કવિ કાલિદાસ કે જેમણે અભિજ્ઞાન શાકુન્તલ વગેરે નાટકો લખ્યાં હતાં તેઓ આજ વિક્રમના રાજ્યમાં અને આજ નવરત્નોનાં સમયમાં થઇ ગયાં હતાં કે નહિ તે સંબંધમાં અનેક મતભેદ છે. આ સંબંધી કોઇએ નક્કર પ્રમાણ આપ્યું નથી. સૌ પોતપોતાના મંતવ્ય પર અનુમાનો કરી મુત બાંધ્યા કરે છે.

યૂરોપની અનેક ભાષાઓમાં થયા છે.૧ **અભિજ્ઞાન શાકુન્તલ સર વિલિયમ જોન્સે** ૧૭૮૯ માં અને તે પછી સંસ્કૃત સાહિત્યના પ્રખર અભ્યાસી અને જ્ઞાતા **મોનીયર વિલિયમ્સે** સને ૧૮૫૬ માં એનો અનુવાદ કર્યો હતો. આ અનુવાદ એટલો બધો લોકપ્રિય થઈ પડયો હતો કે તેની ફ રી આવૃત્તિ પણ સને ૧૮૯૪ સુધીમાં નીકળી ગઇ હતી. **વિક્રમોર્વશીયનો** અંગ્રેજી અનુવાદ પ્રોફેસર વિલ્સન સાહેબે કર્યો હતો.

મહાન પંડિત પ્રોફેસર **મેક્સ** મૂલરના મત મુજબ **વિક્રમનો** યુગ એ હિન્દુસ્તાનના કાવ્ય સાહિત્યનો સુવર્ણયુગ હતો.૨ એમના સમયમાં વિવિધ વિષયોને લગતું જેટલું સાહિત્ય પ્રકાશિત થયું હતું એટલું બીજા કોઇપણ રાજવીના શાસનકાળમાં રચાયું નહોતું.૩

---

૧--કવિ કાલિદાસના અનેક સંસ્કૃત નાટકો તથા કાવ્ય ગ્રન્થો યૂરોપિય ભાષાઓમાં અનુવાદિત થયા છે. શાકુન્તલનું ભાષાંતર જર્મન ભાષામાં પણ થયું છે. રૂકર્ટનું--લીપ્ઝિક ૧૮૭૬. ફિટઝે ૧૮૭૬ માં વગેરે ભાષાંતરો એમાં મુખ્ય છે. વિક્રમોર્વશીયના ભાષાંતર પણ જર્મન ભાષામાં થયાં છે. ફિટઝ, લીપ્ઝિક ૧૮૮૦. મેઘદૂતના ભાષાંતરોમાં પ્રો. વિલ્સન સાહેબનું, પ્રો. હલ્ટ્સ, (રો. એ. સોસાયટી લંડન) શુટ્ઝ, બીલફીલ્ડ, ફિટઝ, ચેમનિટ્ઝ ૧૮૭૯ આ મુખ્ય છે.

૨--જુઓ પ્રોફેસર મેકડૉનાલ્ડ કૃત History of Sanskrit Literature પ્રકરણ ૧૧ મું. મહાકાવ્યો.

૩--જુરોટ ફ્રેન્ચ મીશનરી હતો. એ સને ૧૬૫૫--૧૭૩૨ માં થઈ ગયો હતો. તેનું આખું નામ જીનવેનન્ટ હતું. આ ફ્રેન્ચ લેખકે હિંદી સાહિત્યમાંથી સંખ્યાબંધ વાર્તાઓનો અનુવાદ કરીને "લેટર્સ એડીફીઆટેસ એટ કયુરીએસીસ" એ નામનો એક ગ્રન્થ પ્રકટ કર્યો હતો. એ ગ્રન્થમાં તેણે વિક્રમના સાહસો વર્ણવતી દશ વાર્તાઓ પણ આપેલી છે. મદ્રાસમાં એનું મુખ્ય મથક હતું. આ વિદ્વાન હિંદી ભાષાનો જાણકાર અને હિંદી સાહિત્યનો અચ્છો અભ્યાસી હતો. એનો ઉપર કહેલો ગ્રન્થ યૂરોપમાં ખુબજ વખણાયો હતો. અને તેના અનેક ભાષાંતરો થયા હતા. પોતાના આ ગ્રન્થની પ્રસ્તાવનામાં તેણે લખ્યું હતું કે:--"હિંદીઓ પ્રખર પ્રશંસા અને ભારે ભક્તિસહ બહુ જ થોડા રાજાઓનું સ્મરણ જાળવે છે. આ રાજાઓ તેમના ન્યાય તોલવા માટે પ્રસિધ્ધ પામેલા છે. એ રાજાઓ પૈકી એક વિક્રમાર્ક પણ છે."

### વિક્રમ ગુણવર્ણન

ગુજરાતનો પ્રસિદ્ધ કવિ **સામળભટ્ટ વિક્રમની** યશોગાથા તથા તેના સાહસો વર્ણવતી વાર્તાઓ કહેવામાં ગુજરાતમાં સૌથી પ્રથમ હતો એમ કહીએ તો તે તદ્દન યોગ્ય જ છે. આજ કવિએ ગુજરાતના ઘરેઘરમાં બત્રીસપુતળીઓની મનોરંજક વાર્તાઓ દ્વારા રાજા **વિક્રમનું** નામ પ્રચલિત કરી દીધું હતું. આ મહાકવિએ રાજા **વિક્રમના** ગુણો તથા તેની વિદ્વતાને લગતાં જે કથનો ઉચ્ચાર્યાં છે તે પરથી એ રાજા કેટલો વિદ્વાન અને બહુશ્રુત હશે તેની કલ્પના બાંધી શકાય છે. **વિક્રમને** વર્ણવતાં કવિ કહે છેઃ—

**સુન્દર, સરસ, સુરૂપ ભૂપ સુભૂષણ અંગે**
**સકળ કળા ગુણ જાણ માન્ય રાખે અતિ રંગે**
**ચતુરવિદ્યા ચૌદે, લખ લક્ષણ બત્રીસે**
**શિલ્પશાસ્ત્ર છવ્વીસ, છ-તેગુણ રાયછત્રીસે**
**યોગ-ભોગ આસન ભેદ, વદે વ્યાકરણી વાણી**
**પિંગળ પાઠ-પુરાણ, જ્ઞાન જ્યોતિષ જુગ જાણી**
**દ્રુત દયા મહાધીર, વીર ધનુરધારી**
**ગોબ્રાહ્મણ પ્રતિપાળ, સહોદર જે પરનારી**
**પરદુઃખભંજન, સુખકરણ, સત જુગતે સામી જુઓ**
**શામળ કહે મહાધીર, વીર, અજીત વીર વિક્રમ હુઓ.**

### દાની વિક્રમ

**વિક્રમ** દાનશૂરા પણ હતા. તેમણે અનેક ખાનગી અને જાહેર સખાવતો કરી હતી. વિદ્વાન કવિઓ અને યાચકોને તેમણે છુટે હાથે નાણાં આપ્યા હતા. આવી જ રીતે ગરીબ યાચકો પણ તેમને બારણેથી રાજી થઈને જ પાછા ફરતાં હતાં. રાજા નિત્ય રાત્રિના નગર ચર્ચા જોવા જતા. આ સમયે જે કોઈ દુઃખી, ગરીબ કે પીડાતું મળી આવતું તેને તેઓ ધ્યાનમાં રાખતાં અને બીજે દિવસે તેને

જોઈતી મદદ પણ મોકલાવતાં.

સમ્રાટ **વિક્રમના** દાનને લગતી તથા તેમની ઉદારતાને લગતી અનેક વાતો પ્રસિધ્ધ છે. **વિક્રમે** પોતે જ પોતાના ભંડારીઓને આજ્ઞા કરી કહ્યું હતું કેઃ—

"કે પાધ્યક્ષો ! આપ્ત વર્ગનો કોઇ પુરુષ મારી નજરે પડે તો તેને એક હજાર નિષ્ક[1] આપવા. જેની સાથે હું સંભાષણ કરૂં તેને દશ હજાર આપવા. જેની વાણીથી મને હસવું આવે એને તમારે એકદમ એક લાખ નિષ્ક આપવા અને મને જે સંતોષ પમાડે તેને એક કરોડ નિષ્ક આપવા. આ મારી હંમેશ માટેની ચોક્કસ આજ્ઞા છે."[2]

**ચાર શ્લોકના દશ લાખ**

એક સમયે દ્વારપાલે આવીને સમ્રાટને કહ્યું:—"મહારાજ ! બહાર એક ગરીબ કવિ હાથમાં ચાર શ્લોક લઇ આવ્યો છે. એને દ્વાર પર ઊભો રાખવામાં આવ્યો છે. હવે તે આવે કે જાય ?"

રાજાએ જવાબ આપ્યો:—"એ ચાર શ્લોકવાળા ભિક્ષુને દશ લાખ રોકડા આપો અને ચૌદ શાસનો (દાનના લેખો) આપો. પછી તેની મરજી પ્રમાણે આવે કે જાય."

તત્કાળજ તેમ કરવામાં આવ્યું. યાચકના હર્ષનો પાર ન રહ્યો.

**બ્રાહ્મણ પત્ની અને રાજા**

બીજો એક પ્રસંગ છે. એક વખતે રાજા રાત્રિએ નગર ચર્ચા જોવા નીકળ્યા હતા. ફરતાં ફરતાં તેઓ એક દરિદ્ર બ્રાહ્મણની ઝુંપડી આગળ આવી પહોંચ્યા. ઝુંપડીમાં બ્રાહ્મણ જાગતો જ બેઠો હતો

---

૧—એક સુવર્ણનો સીક્કો.

૨—જુઓ મેરૂતુંગાચાર્ય કૃત પ્રબંધચિન્તામણિમાંનો વિક્રમાંક પ્રબંધ.

અને તે આકાશની સામું જોઇ કંઈ ગણત્રી કરી રહ્યો હતો. જ્યારે તેણે વ્યોમમાં શુક્ર તથા ગુરુ વડે પકડાતું ચન્દ્ર મંડળ જોયું ને તેનું ફળ વિચાર્યું ત્યારે તે ગભરાયો.

यदा जीवश्च शुक्रश्च, परितश्चन्द्रमण्डलम् ।
परिवेष्टयतस्तद्वै, राजा कष्टेन जीवति ॥

પોતાની સ્ત્રી કે જે બાજુમાં સૂઇ રહી હતી, તેને તેણે ઉઠાડી અને કહ્યું:–"વ્યોમમાં શુક્ર અને ગુરૂનું ચન્દ્ર મંડળ થયું છે અને તેથી રાજા કષ્ટમાં આવી પડશે. માટે આપણે તેની શાન્તિ કરવી જોઇએ."

સ્ત્રીને એક વાતનો અસંતોષ હતો. તેથી તે બોલી:–"રાજા આખી દુનિયાને અનૃણી કરે છે. પણ આપણી સાત પુત્રીઓ મોટી થઇ પરણવા યોગ્ય બની છે તેને માટે કંઇ જ કરતો નથી તો આપણે શા માટે તેની શાન્તિ ઇચ્છવી જોઇએ."

રાજાએ ઝુંપડાની ઓથે ભરાઇને આ વાર્તાલાપ સાંભળ્યો. બીજે દિવસે તેમણે એ દંપતિને પોતાના દરબારમાં બોલાવી મ્હોં માગ્યું દાન આપ્યું.

**વિક્રમની ઉદારતા માટે કવિઓની પ્રશસ્તિઓ.**

વિક્રમની ઉદારતા માટે અનેક કથાઓ ઇતિહાસને ચોપડે નોંધાયલી છે. ખુદ કવિઓ અને યાચકોએ પણ તેમની પ્રશસ્તિ તેમની સમક્ષ જ કરી છે. એક કવિએ વ્યંગથી તેમની વીરતા અને જિતેન્દ્રિયતાની પ્રશંસા કરતાં કહ્યું હતું કે:—

"હે રાજન! પંડિત લોકો કહે છે કે હમેશા તમે બધું આપો છે એ ખોટું છે? કારણ કે શત્રુઓને તમે પીઠ આપતા નથી અને પરસ્ત્રીઓને છાતી આપતા નથી."

એક કવિએ એમના હિમ્મતવ્યાપી યશનું વર્ણન કરતાં કહ્યું:–

"હે રાજા! તમારા મુખમાં સરસ્વતી રહી છે, અને કરકમળમાં

લક્ષ્મી રહી છે તો શું કીર્તિને કંઇ ક્રોધ ચડ્યો છે કે એ પરદેશ ગઈ?"

બીજા એક કવિએ વ્યંગમાં રાજાને કહ્યું :–

"હે રાજન! માર્ગણનો[1] સમૂહ તમારી પાસે આવે છે અને ગુણ દિગંતમાં જાય છે એવી આ અપૂર્વ ધનુર્વિદ્યા તમે ક્યાંથી શીખ્યા?"

વિક્રમના સંબંધમાં એક કવિએ કહ્યું હતું કે :–

"વિક્રમાદિત્ય મહારાજે જે વાતો કરી બતાવી છે તે કોઇથી પણ થઇ શકે એવી નથી. એણે એવા દાનો કર્યાં છે કે જે કોઇ આપી પણ ન શકે. અને એવા કાર્યો સિદ્ધ કર્યાં છે કે જે કોઇ સિદ્ધ પણ ન કરી શકે."

## તેલીનો સંદેશો

એક દિવસે રાજા ઉજ્જયિનીમાં ઘૂમી રહ્યા હતા. એ સમયે એક તેલી પોતાની ચક્કીના બળદ હાંકતાં પ્રાકૃતમાં બોલી રહ્યો હતો:–

"**અમ્હણિ઼ં એો સન્દેસડઓ તારય કન્હ કહિજ્જ**" અર્થાતઃ–અમારો સંદેશો એ તારક કૃષ્ણને કહેજો. (અહીં તારક કૃષ્ણ એટલે **વિક્રમ**. સંસાર સમુદ્રમાંથી તારનારા એવા **વિક્રમને** મારો આ સંદેશો કહેજો.)

એનો સંદેશો શું હતો તે જાણવા વિક્રમે પ્રયત્ન કર્યો. પરન્તુ તેઓ તેલીના દોહાનો ઉત્તરાર્ધ સાંભળી ન શક્યા. રાજાને એ સંદેશાની ચિન્તા રહી ગઇ અને તેઓ પોતાના મહેલમાં ગયા.

---

૧–માર્ગણ–બાણ, પણ અહીં એનો અર્થ ગુણ છે. ધનુષ્ય ચઢાવતી વખતે દોરી ખેંચાઇને ધનુષ્ય ધરનારની નજીક જાય છે અને ફેંકવામાં આવેલું બાણ દૂર જાય છે. અહીં માર્ગણ એટલે બાણ તથા માગણ અને ગુણ એટલે દોરી તથા ગુણો એ રીતે એ બે શબ્દોના અર્થનો લાભ લઈને રાજાની પ્રશંસા કરી છે. જુઓ–પ્રબંધ ચિન્તામણિ ગુ. ટીકા. પાનુ ૧૪.

બીજે દિવસે પ્રભાત થતાં જ તેમણે એ તેલીને બોલાવી મંગાવ્યો અને પૂછ્યું:–"ગઇ રાત્રિના ચક્કી ચલાવતી વખતે તું એક સંદેશો રાજાને આપવાનું જણાવી રહયો હતો. એ સંદેશો કયો છે? તારે રાજાને શું કહેવું છે?"

તેલી આ પ્રશ્નથી ગભરાયો. પરન્તુ રાજાએ તેને અભયદાન આપ્યું એટલે એ દુહાનો ઉત્તરાર્ધ કહેતાં બોલ્યો:

**" જગ દાલિદ્દિહિ કુબ્બિવઉં બલિ બન્ધણુ હ મુઈજ્જ "**

અર્થાત્–"જગત દરિદ્રતામાં શા માટે ડૂબતું રહે છે અને બલિ જેવા દાની રાજાના બંધનો હજુ કેમ છૂટયાં નથી."

રાજા આ દોહાનો અભિપ્રાય સમજી ગયા અને તેલીનું દેવી ચૂકવી તેની દરિદ્રતા દૂર કરી દીધી. આ દેવાને અંગેજ ગરીબ તેલી સંદેશા સૂચક દુહો વારંવાર ગાઇ રહ્યો હતો.

**'દારિદ્રપુત્ર'ની કહાણી**

એક સમયે એક દરિદ્ર માણુસ લોઢાનું પુતળું બનાવી તેનું **'દારિદ્ર પુત્ર'** એવું નામ રાખી વિક્રમના રાજ્યમાં તે વેચવા માટે આવ્યો. આવા લોઢાના પુતળાને અને વળી દારિદ્ર સૂચક નામવાળા પુતળાને કોણ ખરીદે? માણુસ ખૂબ રખડ્યો, ભમ્યો પરન્તુ કોઇએ પણ તેના એ પુતળાને ખરીદ્યું નહિ. આથી એ નિરાશ અને ભગ્ન થઇ રાજા પાસે આવ્યો. રાજાને કહ્યું:–"આપની નગરીમાં સર્વ વસ્તુનો ક્રયવિક્રય થાય છે, એ સાંભળી આ લોહનું પુતળું વેચવાને હું અહીં આવ્યો છું. પરન્તુ એ કોઇ ખરીદતું નથી."

રાજા દરિદ્ર માણુસના આશયને સમજી ગયા. તેમણે તરત જ એક લાખ સુવર્ણ મુદ્રા આપી તે ખરીદી લીધું; અને એ પુતળાને પોતાના મહેલમાં મૂકાવ્યું.

રાજાએ દરિદ્રતા વસાવેલી હોવાથી તેના રાજ્યની અધિષ્ઠાત્રી,

દેવતા અને લક્ષ્મી એક એક પ્રહર રાતે ચાલ્યા ગયા. ચોથે પ્રહરે સત્વ પણ જવા લાગ્યું. રાજાએ આ જોયું અને તેને રોકીને કહ્યું-"કયાં જાય છે? ઊભું રહે."

સત્વે કહ્યું:-"આપે દરિદ્રતાસૂચક પુતળું વસાવ્યું છે એટલે અધિષ્ઠાત્રી, દેવતા ને લક્ષ્મી પોતાને વાસ હવે અહીં નકામો છે એમ જાણી એક-એક પ્રહરે ચાલ્યા ગયા છે. એમના વગર હું પણ હવે અહીં રહી શકું એમ નથી એટલે જાઉં છું. મને જવાની રજા આપો."

રાજા આ સાંભળી મુંઝાયા. તેઓ તલવાર કાઢી આત્મહત્યા કરવા તત્પર બન્યા, અને બોલ્યા :-

अर्थास्तावद गणास्तावात्, तावत्कीर्ति : समुज्ज्वला ।
यावत् खेंलसि सत्व ! त्वं, चित्तपत्तनमध्यग : ॥
राज्यं यातु श्रीयो यान्तु, यातु श्लोकोऽपि लोकत: ।
न ते गमनमाजीव — मनुमन्यामहे वयम् ॥

આ સાંભળી સત્વ રોકાઇ ગયું. સત્વ રોકાયું એટલે ચાલ્યા ગયેલાં અધિષ્ઠાત્રી, દેવતા અને લક્ષ્મી પણ પાછા આવ્યા.



# પરદુઃખભંજક અને સાહસિક વિક્રમ

સમ્રાટ વિક્રમ પરોપકારી અને સાહસિક હતા. તેમણે પરોપકાર કરી પોતાની કાયાને પણ કરમાવી દીધી[1] હતી. પ્રજા સુખી થાય એ માટે તેમણે અનેક પ્રયત્નો કર્યાં હતાં. પ્રજાને સુખી કરવા માટે પોતાને ભોગ આપવો પડે તો તે આપવાની તત્પરતા પણ આ સમ્રાટમાં હતી. આ રાજવીએ અનેક દુઃખી, ગરીબો અને પીડિતોના દુઃખો કાપ્યા હતા, તેમને છૂપી મદદો કરી હતી. લોકોને સુખી કરવા માટે તથા વચન પાલન માટે પોતે જાતે અનેક સાહસો કરી,[2] પોતાના પ્રાણ ભયમાં મૂકી તેમની માગી વસ્તુઓ આપી હતી. રાજા આવા પરોપકારી કાર્યોને લઇને જ **પરદુઃખભંજન વિક્રમ** એ નામથી આજે જગતભરમાં ઓળખાય છે.

---

૧-એક પ્રસંગે રાજા વિક્રમે પોતાના એક કવિને પ્રશ્ન કર્યો--'શું તમને મારી પહેલાંની ને હમણાંની કાયામાં કંઈ ફેર લાગતો નથી?" કવિએ કહ્યું--"હા, ફેર લાગે છે. આપની કાયા પરોપકાર કરી કરીને અત્યંત કૃશ થઇ ગઈ છે."

૨-વેતાળ પચ્ચીસીનો આખો પ્રસંગ વચન પાલનમાંથીજ ઉપસ્થિત થયો હતો.

**ક્ષમાશીલ વિક્રમ**

રાજા **વિક્રમે** પોતાના દુશ્મનો પર, પોતાનું નિકંદન કાઢવાની ઇચ્છા ધરાવનારાઓ પર પણ ઉપકાર કર્યો હતો. દુશ્મનો–શત્રુઓ પ્રત્યેનું તેમનું વર્તન સદા ઉપકારી જ રહેતું. આ સંબંધમાં **ચન્દ્રમા** જેવું તેમનું વર્તન હતું :–

> निर्गुणेष्वपि सत्त्वेषु दयां कुर्वन्ति साधव : ।
> न हि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मनि ॥

**અર્થાત્**

સાધુ પુરુષો નિર્ગુણ પ્રાણીઓ ઉપર દયા કરે છે. ચંડાલના ઘર આગળથી ચન્દ્ર પોતાનો પ્રકાશ કદી પણ લઇ લેતો નથી.[૧]

આવી જ રીતે વેર લેવાના વિચારો પણ રાજામાં કદી પ્રવેશતાં નહિ. વૈરવૃત્તિ સંબંધી તેઓ કહેતાં :–

"જેમણે આપણી ઉપર ઉપકાર કર્યા હોય તેના તરફ સાધુવૃત્તિ રાખીએ એમાં શું? જેમણે આપણા ઉપર અપકાર કર્યા હોય તેના તરફ જે સાધુવૃત્તિ રાખે તેજ ખરો સાધુ પુરૂષ કહેવાય છે."

એમના પરોપકાર અને સાહસને લગતી જે યશગાથાઓ પ્રચલિત છે તેમાંથી કેટલીક અહીં આપવામાં આવે છે:—



**બ્રાહ્મણ દંપતિને ડૂબતાં બચાવ્યું**

એક પ્રસંગે સમ્રાટ **વિક્રમ** સાધુનો વેશ ધારણ કરી પૃથ્વી પરિક્રમા કરવા નીકળ્યા. પ્રવાસ કરતાં કરતાં તેઓ એક દિવસે એક શહેરમાં આવી પહોંચ્યા. આ શહેરના કિલ્લા સમીપ એક નદી હતી

---

૧ હિતોપદેશ–મિત્રલાભ શ્લોક ૧૦૯ મો.

અને તેને કાંઠે એક મહાદેવનું અતિ પ્રાચીન પણ ભવ્ય મંદિર હતું.

રાજા મંદિરમાં પ્રવેશ્યા. આ સમયે ત્યાં કથા થઈ રહી હતી. પંડિત પોતાની વિદ્વતાભરી ઢબે કથા–વાર્તા કહી રહ્યો હતો. અનેક લોકો એ શ્રવણ કરી રહ્યા હતા.

પંડિત કહી રહ્યો હતો:—

"આપણો દેહ ક્ષણભંગુર છે. આપણી સંપત્તિ શાશ્વત નથી અને મૃત્યુ સદા આપણા પડખામાં જ રહે છે. માટે પુણ્ય કરો. ધર્મ અને નીતિથી વર્તન કરો."

"ન્યાય ગ્રન્થોમાં નિયત થયેલા ધર્મનો સર્વસાર શું છે તે જાણો છો? સાર એ છે કે સદ્‌ગુણ બીજાઓનું શ્રેય કરે છે અને દુષ્ટતા બીજાઓનું દમન કરે છે."

"બીજા પ્રાણીઓને દુ:ખી થતાં જોઈ જે દુ:ખી થાય છે અને એમને પ્રસન્ન થતાં જોઇ જે આનંદ અને સુખ અનુભવે છે એજ માનવી ધર્મનું અન્તિમ જાણે છે. ધર્મનો જ્ઞાતા એ જ છે."

"જીવતાં પ્રાણીઓની સેવા માટે જો આ દેહને ન વાપરવામાં આવે, તો માણસો શા માટે હંમેશા એની સંભાળ રાખતાં હશે?"

"જે મનુષ્ય આ જગતમાં બીજાઓને સહાય કરવા સદા તત્પર રહે છે તેજ મનુષ્ય ઉચ્ચ ભોગો અને સમૃધ્ધિ પામી મહાપદને પામે છે. જગત આવા જ સાહસિકો અને પરદુ:ખભંજકોને પૂજે છે."

બરાબર આજ અરસામાં એક બ્રાહ્મણ અને તેની પત્ની નદી ઓળંગવા જતાં હતાં ત્યાં તેઓ ભારે પૂર પ્રવાહમાં તણાઇ ગયા. નદી કિનારેના શિવ મંદિરમાં કથા સાંભળવા મળેલાં લોકો સાંભળે તેમ તેણે મદદ માટે બૂમો મારવા માંડી. એ બોલ્યો:—"અરેરે! ભલા માણસો, દોડો! દોડો! હું વૃધ્ધ છું. મારી પત્ની સાથે હું આ પૂરમાં તણાઇ જાઉં છું! મારી રક્ષા કરો, અમને બચાવો."

આ બૂમ સાંભળતાંજ બધા ચિન્તામાં પડયા. લોકો એક બીજાનું મુખ જોવા લાગ્યા. તેમની આંખો કહી રહી હતી. 'તું જા, તું જા' 'હું જઇ શકું એમ નથી.' થોડીકજ ક્ષણો પહેલાં સાંભળેલો કથાનો ઉપદેશ તેઓ ભૂલી ગયા. પ્રાણ તેમને વહાલો લાગ્યો અને કુતૂહળભરી રીતે હવે શું થાય છે તે તેઓ જોવા લાગ્યા.

આ બાજુ વૃદ્ધ બ્રાહ્મણની હૃદયવિદારક ચીસો આવ્યાજ કરતી હતી.

રાજા **વિક્રમ** કે જેઓ ત્યાં જ ઊભા હતાં તેમને લોકોની આવી વૃત્તિ જોઇ અત્યન્ત ક્રોધ થયો. તેમણે બૂમ મારી કહ્યું:—

"ગભરાશો નહિ. હું મદદે આવી પહોંચ્યું છું" અને રાજાએ પોતાના ધોતિયાનો કચ્છો માર્યો અને પૂર જોશથી તેઓ પ્રવાહવાળા પાણીમાં કૂદી પડ્યા.

આંખના પલકારામાં રાજાએ એ દંપતિને પકડી પાડયા અને તેમને ડૂબતાં બચાવી કાંઠા પર લઇ આવ્યા. બ્રાહ્મણે તેમને આશીર્વાદ આપ્યો.

મંદિરમાં કથા કરી રહેલા પંડિતે આ જોયું અને બોલ્યો:— "ધન્ય છે વીર! ધન્ય છે! તું જ ખરો પરદુ:ખભંજન અને પરાક્રમી છે."

**દેવીનું વરદાન મેળવી બલિદાન બંધ કરાવ્યું**

બીજો એક પ્રસંગ છે:—

એક સમયે એક અજાણી વ્યકિતએ આવીને સમ્રાટને કહ્યું:— પૂર્વના પ્રદેશમાં **શોણિતપુર** નામનું એક શહેર છે. આ શહેરમાં એક દેવીનું મંદિર છે. આ દેવીને રોજ માંસનો ભોગ આપવામાં આવે છે. મનુષ્ય બલિદાન આ મંદિરમાં નિત્યનું થઇ પડયું છે.

આ શબ્દો સાંભળી રાજા તે શહેરના પ્રવાસે ઉપડ્યા. શહેરમાં

આવી જ્યાં એ મંદિર હતું ત્યાં એઓ પહોંચી ગયા.

જોયું તો દેવીને બલિદાન આપવાને માટેની તૈયારીઓ થઇ રહી હતી. એક દુબળા સુકાયલા માણસને પકડી લાવીને દેવીના અનુચરો તેને ધકેલતા હતા. ગરીબ બિચારો માનવી અનિચ્છાએ પોતાના જીવનનું સમર્પણ કરવા જઇ રહ્યો હતો.

રાજાએ આ જોયું અને તેમને કમકમાં આવી ગયા. તેમણે કહ્યું:–"સજ્જનો! દેવીને આવા શુષ્ક અને દુર્બળ માનવીનું બળિદાન શોભે ખરૂં? એને માટે તો કોઇ સશક્ત અને પરાક્રમી જ માનવી જોઇએ."

ટોળાંએ કહ્યું:–"હા, પણ લઇ આવો એવો માનવી! ક્યાં છે એ?"

"હું પોતે જ છું. એને મુકત કરો. હું મારી ઇચ્છાથી જ દેવીને મારૂં બલિદાન ચઢાવવા તૈયાર બનું છું."

લોકો સ્થંભી ગયા. આવો પરાક્રમી અને સાહસિક માનવી કોણ છે? તેઓ તેની સામે જ જોઇ રહ્યા.

પૂજારીઓ રાજાને પકડી ગયા. અને કહ્યું:–"ચાલ, દેવીને તારૂં બલિદાન આપ."

અને તેમણે પેલા દુબળા–પાતળા માનવીને મુક્ત કર્યો. મુકત થતાંની સાથેજ એ માનવીની આંખોમાંથી અમૃત વરસ્યું. આ અમૃતે રાજા પર અનેક આશીર્વાદો વરસાવ્યા.

બલિદાનની જગ્યાએ રાજાને લઇ જવામાં આવ્યા. પૂજારીઓએ તલવાર લઇ એમના શિર પર ઉગામવા માંડી, ત્યાં તો રાજા બોલી ઊઠ્યા;–"હાં! હાં! આ શું કરો છો? હું કાયર નથી. વીર છું. સ્વહસ્તેજ એ તલવાર મારા શિર પર ચલાવીશ."

અને આમ કહી રાજાએ તલવારને પોતાના હાથમાં લઇ લીધી. ઉંચી કરી એ જેવી તે પોતાના શિર પર ચલાવવા જાય છે ત્યાં તો

દેવીએ દર્શન આપી તેમનો હાથ પકડી લીધો અને બોલ્યાઃ-

"માગ, માગ જે જોઇએ તે આપું!"

**વિક્રમાદિત્યે** કહ્યું:-"આપ પ્રસન્ન થયા હો તો આ ઘોર માનવ બલિદાન બંધ કરાવો."

દેવીએ તેમ કરવાનું વચન આપ્યું. રાજા સંતોષ પામી રાજધાનીમાં પાછો ફર્યા.

**આગિયા વૈતાળને[1] વિક્રમે કેવી રીતે વશ કર્યો?**

સમ્રાટ **વિક્રમાદિત્ય** જે સમયે સમ્રાટ નહોતા અને એક સાધારણ ગરીબ માનવી હતા તે સમયની આ વાત છે. **અવન્તીના[2]** રાજાઓ અધિક દિવસો સુધી રાજ્ય કરી શકતાં નહોતાં કારણ એક વૈતાળ તેમને મારી નાખતો હતો. નગરીને નિત્ય નવા નવા રાજાની જરૂર પડતી. આ માટે શહેરમાંથી કે પછી બહારથી આવેલા કોઇને રાજ્યગાદી પર બેસાડવામાં આવતો પરન્તુ બીજેજ દિવસે તેનું અવસાન થતું એટલે પાછી રાજાની જરૂર પડતી. વૈતાળના આ ત્રાસથી પ્રજા તથા કર્મચારીઓ કંટાળી ગયા. દેશ ઉજ્જડ થતો ગયો અને પ્રજા રાજા વગરની સૂની રહી.

એક દિવસે દેશાંતર કરતાં કરતાં **વિક્રમ** આ નગરીમાં આવી ચઢયા. નાનપણથી જ પોતે સાહસિક વૃત્તિના હોવાથી અને નવા સાહસોમાં તેમને આનંદ આવતો હોવાથી જ્યારે તેમણે આ અદ્દભૂત વાત સાંભળી ત્યારે તરતજ તેનો અનુભવ લેવાનો તેમણે નિશ્ચય કર્યો. રાજ્યના કર્મચારીઓ આગળ જઇ તેમણે કહ્યું:-"મારે રાજા થવું છે. મારો રાજ્યપદે અભિષેક કરો."

---

૧-અગ્નિ વૈતાળ એનું શુધ્ધ નામ છે. આવાજ પ્રકારની એક કથા કવિ ક્ષેમંકરે બનાવેલી જૈન સિંહાસન દ્વાત્રિંશિકામાં પણ વર્ણવેલી છે.

૨-અવન્તી એટલે ઉજ્જયિની. ઉજ્જયિનીના અનેક નામો છે. ઉજ્જૈન, વિશાલા, કુશસ્થાન, પદ્માવતી, કનકશૃંગા, કુમુદવતી, અમરાવતી વિગેરે. હાલ આ પ્રદેશ માળવાના નામથી ઓળખાય છે.

કર્મચારીઓ એક યુવાન પણ તેજસ્વી બાળકને આ મુજબ કહેતાં જોઇ આશ્ચર્ય પામી ગયા. તેમને રાજાની જરૂર જ હતી એટલે તેમણે **વિક્રમ**ની આ માંગણી સ્વીકારી લીધી.

લોકવાયકા હતી કે વૈતાળ નિત્ય એક રાજાનું બલિદાન લેતો હતો. જેનો રાજ્યાભિષેક કરવામાં આવતો તે રાજાને વૈતાળ સમક્ષ હાજર થવું પડતું. વૈતાળ રાત્રિના જ તેને મારી નાંખતો. અને પ્રાતઃકાળે પુનઃ અવન્તી રાજા વિહોણી બની જતી. આ ક્રમ કેટલાય દિવસથી ચાલતો આવ્યો હતો.

**વિક્રમ**ને મંત્રીઓએ માત્ર એક જ રાતને માટે સિંહાસનારૂઢ કર્યા હતા. સિંહાસન પર બેસાડતી વખતે મંત્રીઓએ રાજાને કહ્યું:—"આજની રાત જો તમે જીવતા રહો અને પ્રાતઃકાળે તમે ખૂશખૂશાલ દેખાવ તો પછી આ રાજ્ય તમારૂં જ છે."

**વિક્રમે** કહ્યું:—હું વૈતાળને વશ કરીશ, હું જ એનો કાળ બનીશ કે પછી તે મારો કાળ બનશે. પરન્તુ આ જીવહિંસાને અટકાવવાનો ભગીરથ પ્રયત્ન તો કરીશ જ."

જ્યારે સન્ધ્યા સમય થયો ત્યારે **વિક્રમે** વિવિધ પ્રકારના ઉત્તમોત્તમ ભોજનો કરાવ્યા. ભાતભાતના પકવાન, ફરસાણ આદિ તૈયાર કરાવ્યું અને જ્યાં આગળ બલિદાન દેવાતું હતું ત્યાં આ બધી સામગ્રી મૂકાવી.

રાત્રિનો સમય થતો ગયો. રાજાએ પોતાના સશસ્ત્ર અંગરક્ષકોને આખા મહેલમાં ગોઠવી દીધા અને જરૂર પડે ત્યારે તરત જ પોતાની સમીપ આવવાની તેમને સૂચના પણ આપી દીધી. તે પછી તેમણે હાથમાં તલવાર લીધી અને સાવધાની તથા સાહસની સાથે દીવાની છાયામાં તેઓ ઊભા રહી વૈતાળની રાહ જોવા લાગ્યા.

મધ્યરાત્રિ થઇ અને બારીમાંથી પ્રથમ ધુમાડો, પછી જ્વાળા અને અન્તમાં સાક્ષાત્ યમરાજા જેવા ભયંકર વૈતાળને આવતા

રાજાએ જોયો.

રાજા ભય ન પામતાં પોતાની જગ્યાએ જ ઊભો રહયા અને શું બને છે તે જોવા લાગ્યા.

વૈતાળે આવી પોતાને માટે રાખેલા પદાર્થો ખાવા માંડ્યાં. ભોજનનો ડુંગર ખડકાયો હતો. વૈતાલે ચપોચપ પદાર્થો ઉંચકીને પોતાના મુખમાં સ્વાહા કરવા માંડયા. એ ધરાઇ ગયો.

વૈતાળને એ દિવસના સ્વાદિષ્ટ પદાર્થોથી અપૂર્વ સંતોષ થયો. તેણે કહ્યું:–"મને આવી રીતે સંતોષ આપનાર કોણ છે? હું એને અભયદાન આપું છું."

વિક્રમ તલવાર સાથે પ્રકટ થઇ ગયા.

વૈતાળે પૂછયું:–"આ ભોજનની વ્યવસ્થા તેં કરી હતી?"

"જી, હા."

"હું એથી સંતોષ પામ્યો છું અને તારૂં કલ્યાણ ઇચ્છું છું."

વિક્રમે આ તક ઝડપી લીધી. તેઓ બોલ્યાઃ–તમે મારા પર પ્રસન્ન થયા હો તો મને વરદાન આપો."

"તારે શું જોઇએ છે?"

"હું જે માગું તે તમે આપશો?"

"મેં કોઇ દિવસ વચનભંગ કર્યોજ નથી. તારે જે જોઇએ તે ખૂશીથી માગી લે. હું વૈતાળ કોઇને ના પાડતો જ નથી."

વિક્રમે કહ્યું:–"હવેથી આ જીવહિંસા આપ બંધ કરી દો. અવન્તીના રાજકર્તાઓને અભયદાન આપો અને તેમને શાન્તિથી રાજ્ય કરવા દો."

"તારી ઇચ્છા હું મંજુર કરૂં છું. માનવબલિનો આજથીજ હું ત્યાગ કરૂં. હવે તું નિષ્કંટક રાજય કર. પણ અલ્યા છોકરા, તું મને ઓળખે છે?"

"હા, એટલું જાણું છું કે આપ વૈતાળ છો."

"હા, હું વૈતાળ છું. મારૂં નામ અગિયો વૈતાળ. સુરપતિ ઇન્દ્ર મહારાજનો હું પ્રતિહારી છું. મારા નામ માત્રથી જ દુશ્મનો-વિરોધીઓ કંપી ઊઠે છે."

"આપની શી આજ્ઞા છે?" રાજાએ નમ્રતાથી કહ્યું.

વૈતાળ આવી નમ્ર વાણીથી પ્રસન્ન થઇ ગયો. તેને આ છોકરા પર મમતા બંધાઇ. તે બોલ્યો:–"તું મને રોજ આ પ્રકારના ભોજન પદાર્થોથી પ્રસન્ન કરતો રહે. હું તારૂં કલ્યાણ ઇચ્છીશ."

"આપની આજ્ઞા સ્વીકાર્ય છે. હું રોજ આપને માટે આવા ભોજન તૈયાર રાખીશ."

અને એ દિવસથી વિક્રમ અને વૈતાળ વચ્ચે મિત્રાચારી બંધાઇ.

એક દિવસે રાજાએ વૈતાળને પોતાનું આયુષ્ય પૂછ્યું.

વૈતાળે કહ્યું:–"હું એ જાણતો નથી. પરન્તુ ઈન્દ્ર મહારાજને પૂછીને કાલે તને એ જણાવીશ."

બીજે દિવસે વૈતાળ આવ્યો. વિક્રમને તેણે કહ્યું:–"તારૂં આયુષ્ય હું ઇન્દ્ર મહારાજને પૂછીને આવ્યો છું. પૂરા સો વર્ષ તું જીવશે."

વિક્રમે કહ્યું:–"વૈતાળજી આપ ઈન્દ્ર રાજાને પૂછો કે કોઇ પણ પ્રકારે મારા આયુષ્યમાંનું એક વર્ષ ઓછું થઇ શકશે ખરૂં?"

બીજે દિવસે વૈતાળ પૂછીને રાજા સમક્ષ હાજર થયો. તેણે કહ્યું:–"ઈન્દ્રે કહ્યું છે–કે તારા આયુષ્યમાંનો એક દિવસ પણ કોઇ ઓછો કરી શકે એમ નથી."

આ સાંભળી બીજે દિવસે રાજાએ વૈતાળ માટે બલિદાનની એક પણ સામગ્રી મૂકી નહિ. ભોજનો પણ ન બનાવ્યા, અને પોતે તેની સાથે લડવા માટે તૈયાર થઇ ગયો.

રાત્રિના વૈતાળ આવ્યો. બધું સૂમસામ જોઇ તેના ગુસ્સાનો

પાર ન રહ્યો. એના ક્રોધનો પારો એકદમ ઊંચો ચઢી ગયો. ખાંઉ ખાંઉ કરતો એ **વિક્રમના** દેહ પર ધસી ગયો.

રાજા સાવચેત જ હતા. **વૈ**તાળના ધસારાને તેમણે ખાળી દીધો.

**વૈ**તાળે ક્રોધભર્યા શબ્દોમાં પૂછ્યુ:–"મારૂં ભોજન ક્યાં છે?"

રાજાએ હિંમતપૂર્વક કહ્યું:–"હવે ભોજન મળશે નહિ. મને મારીને ખાઇ જાવ. હું તમારી સાથે લડવા તૈયાર છું."

એમ બોલી રાજાએ **વૈ**તાળ પર તલવાર વીંઝી. **વૈ**તાળે ખસી જઇને એ ઘા ચૂકવી દીધો.

બન્ને વચ્ચે મહાઘોર સંગ્રામ મચી ગયો. **વૈ**તાળની ચીસો, રાજાની તલવારના અવાજોથી સારૂંય વાતાવરણ હચમચી ઉઠ્યું.

**વિક્રમ વૈ**તાળ પર તલવારના ઘા કર્યા જ કરતા હતા પણ **વૈ**તાળ તે કુશળતાપૂર્વક ચૂકવી દેતો.

એક સમયે **વૈ**તાળ જરા નીચો નમ્યો. રાજાએ તરતજ તે તક ઝડપી લીધી. એમણે ઉછળીને તલવારનો ઘા તેના હાથ પર કર્યો.

**વૈ**તાળ જખ્મી થયો. તેના હાંજા ગગડી ગયા. પોતાની સામે આવો પ્રતિકાર કરનાર આ પ્રથમજ માનવ પુરુષ તેણે પોતાના કાળના રૂપમાં જોયો.

વિક્રમે એને નીચે પાડી નાંખ્યો. તે પછી એની છાતી પર એઓ ચઢી ગયા અને બોલ્યા:–"બોલ **વૈ**તાળ! હવે તું તારા ઈષ્ટનું સ્મરણ કરી લે! હું હમણાંજ તને મારી નાખું છું."

મરણ ભયથી **વૈ**તાળ વ્યાકુળ બની ગયો. એ બોલ્યો:–"મહારાજ! મને મારશો નહિ. હું તમારે વશ બનું છું. તમારૂં આવું **અપ્રતિમ સાહસ** તથા **પરાક્રમ** જોઇ હું **પ્રસન્ન** થયો છું. આજથી હું તમારો સેવક છું. જ્યારે તમે મને યાદ કરશો ત્યારે હું તમારી પાસે આવી હાજર થઇ જઈશ."

**વિક્રમે** તેને મુક્ત કર્યો. એ દિવસથી **આગિયો વૈ**તાળ અને **વિક્રમ** વચ્ચે દ્રઢ મિત્રતા બંધાઇ. **વૈ**તાળ તેને સિદ્ધ થયો. એની

સહાયથી **વિક્રમે** અનેક પરાક્રમો કરી પોતાની કીર્તિનો ડંકો વગાડયો હતો.

**પેટમાં છૂપાયલું સામુદ્રિક લક્ષણ.**

એક પ્રસંગે **વિક્રમ** રાજા સભા ભરી પોતાના દરબારમાં બેઠા હતા ત્યાં એક સામુદ્રિકશાસ્ત્રી પરદેશથી આવી ચઢયો.

રાજાએ તેને પૂછ્યું:—"પંડિતજી શું જાણો છો? શેમાં તમે નિષ્ણાત છો?"

સામુદ્રિકવેત્તાએ કહ્યું:—"હું શરીરશાસ્ત્રનો જ્ઞાતા છું. માનવના દેહ પરથી તેનું ભૂત—ભવિષ્ય અને વર્તમાન કહી બતાવું છું."

"તો મારૂં ભવિષ્ય જુવો?" રાજા બોલી ઉઠયો.

પંડિતે માથું ધુણાવ્યું.

"કેમ? શું તમને મારામાં કંઇજ જાણવા જેવું મળતું નથી?"

"ના, એમ નથી. તમે બધા અપલક્ષણોથી ભરપૂર છો છતાં જ્યાં છન્નુ દેશોની સામ્રાજ્ય લક્ષ્મી તમે ભોગવો છો એ જોઇને મને સામુદ્રિકશાસ્ત્ર પર અશ્રદ્ધા થાય છે."

રાજાએ કહ્યું:—"પંડિતજી! કયાંક તમારી ભૂલ થતી લાગે છે."

આ સાંભળી જ્યોતિષી ચીડાયો. તે બોલ્યો:—"મહારાજ! જેના પ્રભાવથી તમે આ વૈભવભર્યું રાજ્ય ચલાવી રહયાં છો એવું એક પણ સામુદ્રિક ચિન્હ હું તમારામાં જોતો નથી."

રાજા આ સાંભળી ક્રોધે ભરાયા. પરન્તુ તેમણે પોતાનો તે ક્રોધ બતાવ્યો નહિ. તલવાર ખેંચી તેમણે એ પોતાના પેટમાં મારવા માટે ઉગામી. ત્યાં તો સામુદ્રિકશાસ્ત્રી બોલી ઉઠયો:—"રાજન! આ શું કરો છો!"

સમ્રાટે કહયું:—"મારૂં પેટ ચીરીને તમને એવું એક વિચિત્ર ચિન્હ બતાવું છું કે જેના બળે હું રાજ્ય કરી રહયો છું."

પંડિત રાજાના આ શબ્દો અને તેમનું આવું સાહસ જોઇ છક્ક થઇ ગયો. તેને પોતાના ઉતાવળીયા વર્તન માટે લજ્જા ઉપજી. તે બોલ્યો:—"મહારાજ! બત્રીશ લક્ષણોથી પણ અધિક પ્રભાવવાળું આ

તમારૂં સત્વરૂપ લક્ષણ મારા જાણવામાં નહોતું."

રાજાએ તેના પર પ્રસન્નતા દર્શાવી અને તેને ઇનામ આપ્યું.

**પરકાયા પ્રવેશનો પ્રયોગ.**

એક સમયે રાજા **વિક્રમ**ને પરકાયા પ્રવેશની વિદ્યા શીખવાની ઇચ્છા થઇ. આ વિદ્યા મેળવવા માટે તેમણે પોતાનું રાજ્ય ત્યજી એક યોગીનો સહવાસ સેવ્યો. જે યોગીની તેમણે સાધના કરવા માંડી હતી તે યોગી મહા ચમત્કારિક અને દૈવી સિદ્ધિવાળા હતા. આ યોગીની પાસે **વિક્રમ** સિવાય એક બીજો બ્રાહ્મણ શિષ્ય પણ હતો. આ બ્રાહ્મણ પણ તેની સેવા કરી પરકાયા પ્રવેશની વિદ્યા શીખવાની ઇચ્છા રાખતો હતો.

પેલા બ્રાહ્મણે **વિક્રમ** સાથે મિત્રાચારી બાંધી લીધી અને તેની પાસેથી વચન મેળવી લીધું કે:—"તમારે મને મૂકીને ગુરૂ પાસેથી આ વિદ્યા ન લેવી."

રાજાએ આ વાત કબૂલી.

થોડાંક દિવસ પછી ગુરુ રાજા ઉપર પ્રસન્ન થયાં અને તેને વિદ્યા આપવા તૈયાર બન્યા.

રાજાએ કહ્યું:—"મહારાજ! પ્રથમ આ બ્રાહ્મણને વિદ્યા આપો તે પછી હું લઇશ."

ગુરૂ બોલ્યા:—"આ બ્રાહ્મણ એ વિદ્યાને લાયક જ નથી એટલે એને એ નહિ મળે."

રાજાએ આગ્રહ કર્યો:—"એને આપ આપો જ."

ગુરૂએ પાછી ના કહી. આખરે રાજાના અતિ આગ્રહને લઇને ગુરૂ પેલા બ્રાહ્મણને વિદ્યા આપવા તૈયાર થયા પણ રાજાને ચેતવતાં તેમણે કહ્યું:—"આ બ્રાહ્મણને હું વિદ્યા તારા કહેવાથી આપું છું. પરન્તુ આ માણસ તનેજ હેરાન કરી સંકટમાં મૂકી દેશે."

અને ગુરૂએ તેને વિદ્યા આપી. તે પછી રાજા પણ એ વિદ્યા શીખ્યા.

બન્ને ગુરૂ પાસેથી નીકળી ઉજ્જયિની આવ્યા. રાજાએ બ્રાહ્મ-

ણને પોતાને ત્યાં જ રહેવાનો આગ્રહ કર્યો.

એક દિવસે એક રાત્રે વિચિત્ર બનાવ બન્યો. રાજાનો મુખ્ય હાથી મરણ પામ્યો. આ હાથી ઐરાવત જેવો અને સુંદર હતો. એના મરણથી પ્રજામાં શોક ફેલાઇ ગયો. રાજાએ આ જોયું એટલે પોતાની વિદ્યાનું પારખું જોવા તથા જરા ગમ્મત કરવાનું તેમને મન થયું. તેમણે એ મૃત હાથીના શરીરમાં પ્રવેશ કર્યો.

રાજાએ હાથીના શબમાં પ્રવેશ કરતી વખતે પોતાનું ખોળીયુ બ્રાહ્મણને સોંપી કહયું હતું:–"એને જાળવી રાખજે. હું હમણાં જ આવું છું."

બ્રાહ્મણની દાનત ચળી ગઇ. રાજ્ય લોભ તેની નજર સમક્ષ તરવા લાગ્યો. તેને થયું, લાવ હું પણ આ રાજાના ખોળીયામાં પ્રવેશી પરકાયા વિદ્યાનો અનુભવ મેળવું. અને આ વિચાર પ્રવેશતાંની સાથે જ તે પોતાના મન ઉપર કાબુ રાખી શકયો નહિ. તેણે કોઇ ન જાણે તેમ રાજાના ખોળીયામાં પ્રવેશ કર્યો.

લોકોને તો આ બનાવની કંઇ જ ખબર ન પડી. એટલે બ્રાહ્મણે આનંદપૂર્વક રાજવૈભવ અને રાજરાણીઓને ભોગવ વા માંડી.

હાથીના શરીરમાં પ્રવેશેલા રાજાએ આ જોયું. તે આશ્ચર્યમાં ડૂબી ગયા. મિત્રદ્રોહથી તેમનું હૃદય દુઃખ અનુભવવા લાગ્યું પરન્તુ હવે શું થઇ શકે? તેમણે બ્રાહ્મણને સજા કરી પોતાનું ખોળીયું પાછું હાથમાં લેવાનો પ્રયત્ન કરવા માંડયો.

પરન્તુ આ કાર્ય સહેલું નહોતું. બ્રાહ્મણ જાણતો જ હતો કે રાજા પ્રયત્ન કરી મને લલચાવશે. એટલે તે પણ સાવધાનીપૂર્વક રહેવા લાગ્યો.

રાણીએ એક સુંદર પોપટ પાળ્યો હતો. આ પોપટ રાણીને અતિ વહાલો હતો. એનો વિયોગ રાણી વેઠી શકે એમ નહોતું. એક દિવસે રાજા વિક્રમે એ પોપટના દેહમાં પ્રવેશ કર્યો અને રાણીની સન્મુખ રહી આનન્દ અનુભવવા માંડયો.

આ અરસામાં મરણ પામેલી એક ઘરોળી રાજાના જોવામાં આવી. રાજાએ પોપટનું ખોળીયું ત્યજી તેમાં પ્રવેશ કરી દીધો. રાજાએ પોતાના પ્રાણ ઘરોળીમાં મૂકેલા હોવાથી પોપટ મરણ પામ્યો.

પોતાના પ્રિય પોપટને મરણ પામેલો જોઇ રાણીના શોકનો પાર ન રહયો. એ અપાર કલ્પાંત કરવા લાગી.

બ્રાહ્મણને પણ આટલા દિવસના ઉપભોગ પછી રાણી પર પ્રીતિ જન્મી હતી. તે રાણીનો આ કલ્પાંત જોઇ શકયો નહિ. રાણીને આશ્ચર્યમાં નાખી દેવાના હેતુથી તેણે એ પોપટના દેહમાં પોતાનો પ્રાણ મૂકયો અને રાજાના મૃત શરીરને છોડી દીધું.

રાજા તો આવી તકજ જોઇ રહયો હતો અને એ મેળવવા માટેજ તેણે આ પ્રયત્નો કર્યા હતાં. જેવી એ તક તેના હાથમાં આવી તેવી જ રાજાએ તે ઝડપી લીધી. બ્રાહ્મણે ખોળીયું ત્યજી દીધું એટલે તરતજ રાજા પોતાના ખાલી પડેલા ખોળીયામાં પ્રવેશી ગયો.

જયારે બ્રાહ્મણે આ જોયું ત્યારે તે ગભરાઇ ગયો અને રાજા પોતાને પ્રાણદંડ આપશે તે ભયે થોડાંક દિવસ બાદ ત્યાંથી ચાલી ગયો.

**સુવર્ણ પુરૂષની પ્રાપ્તિ**

રાજાએ સુવર્ણ પુરૂષ કેવી રીતે મેળવી પોતાના ધનભંડારમાં સમૃદ્ધિ કરાવી તેને લગતી એક રોમાંચક વાત પણ પ્રબંધ ચિન્તા-મણિકારે કહી છે.

એક સમયે ઉજ્જયિનીમાં એક શ્રીમન્ત વ્યાપારીએ એક મોટો મહાલય બાંધ્યો. મહાલયની કારીગરી તથા તેની બનાવટ બેનમૂન બની હતી.

ઘર બંધાઇ રહેતાં શ્રીમન્ત વ્યાપારી પોતાના કુટુંબ સાથે એ મહાલયમાં રહેવા ગયો. પરંતુ થોડાક જ દિવસોમાં ત્યાં નિત્યના થતાં એક ભેદી બનાવથી એ ભય પામી ગયો અને મહેલ છોડી પોતાના એક બીજા મકાનમાં રહેવા ગયો.

તેણે રાજાના દરબારમાં આવી ફરિયાદ કરી:—"મહારાજ! મેં

શુભ મુહૂર્તમાં એક મહેલ તૈયાર કરાવ્યો છે. તેનું વાસ્તુકર્મ કરી હું મારા કુટુમ્બ સાથે તેમાં રહેવા ગયો હતો. પરન્તુ એજ રાત્રિના હું અર્ધ નિદ્રામાં હતો ત્યારે એક મોટો અવાજ થયો. હું એ અવાજથી ચમકી ગયો.

કોઇ ઉપરથી બોલી રહ્યું હતું:–"पतामि–पतामि" "હું પડું છું! હું પડું છું."

હું આથી ભય પામી ગયો અને તરત જ બોલી ઉઠયો:–"ના, તું પડતો નહિ." અને એમ કહી એ ઓરડો હું ત્યજી ગયો.

તે પછી બીજે દિવસે હું બીજા ખંડમાં સૂતો. તો ત્યાં પણ મને આજ અનુભવ થયો. આવા નિત્યના અનુભવથી ત્રાસીને હું હાલ બીજા ઘરમાં રહ્યો છું. મહારાજ! આ ભેદી બનાવનું કારણ શું હશે?"

રાજાને પણ આ બનાવથી આશ્ચર્ય થયું. તેણે એનો ભેદ જાણવા એ મહાલય ત્રણ લાખ મુદ્રાઓ આપી ખરીદી લીધો.

રાત્રિના રાજા એ મહાલયમાં એકલો સૂવા ગયો. મધ્યરાત્રિ થઇ એટલે વ્યાપારીએ કહયું હતું તેવોજ ભેદી અવાજ આવવા લાગ્યો:– "पतामि! पतामि! હું પડું છું! હું પડું છું!"

રાજાએ આ કોણ બોલી રહયું છે તે જોવા આગળ ઉપર નજર કરી પરન્તુ કોઈજ જણાયું નહિ.

પાછો અવાજ આવ્યો:–"पतामि! पतामि!"

રાજા તરત જ બોલી ઉઠયો:–"पत पत" "પડ—પડ."

અને તે પછી ભાગ્ય વધારનારો, સિદ્ધિ આપનારો એક દૈવી સુવર્ણ પુરુષ ત્યાં પડયો.

રાજાએ આ અપૂર્વ સિદ્ધિને આવકારી લીધી અને તેને પોતાના મહાલયમાં રાખી.

**વિક્રમની જહોજલાલી**

આવા અનેક સાહસિક અને પરોપકારી કાર્યોને લઇને **વિક્રમ**

મહાન બની જવા પામ્યા હતા. **વિક્રમને** પશ્ચિમના લેખકો રાજા આર્થરની સાથે સરખાવે છે. રાજા આર્થર અતિ શૂરવીર, દાની અને પરાક્રમી હતો. કેટલાક લેખકો તેમની તુલના **હારૂન અલ રશીદ** ની સાથે પણ કરે છે.

એટલું તો સ્પષ્ટ જ છે કે **સમ્રાટ વિક્રમ** પૂર્ણ જાહોજલાલી-ભર્યું અને ગૌરવભેર જીવ્યા હતા. એમના સમયમાં પ્રજા સુખી હતી. શિક્ષણ, વ્યાપાર, સમૃદ્ધિ અને વિદ્યાથી દેશ રાચતો હતો. એમના કુશળ રાજવહીવટની પ્રશંસા તો **વિન્સેન્ટ સ્મીથ** જેવા વિદેશી ઇતિહાસકારોને પણ કરવી પડી છે. એક ચિનાઇ પ્રવાસી તો એમનો રાજવૈભવ અને સમૃદ્ધિ જોઇ છક્કજ બની ગયો હતો. તેણે પોતાની સગી આંખોએ સેંકડો શિક્ષણ સંસ્થાઓ નિહાળી હતી. સૈન્યને તાલીમ આપવા માટેની સૈનિકશાળાઓ, શસ્ત્રો બનાવવા માટેના કારખાનાઓ વગેરે જોઇ તે મહા આશ્ચર્યમાં ડૂબી ગયો હતો.

**મહાન, શકારિ અદ્‌ભૂત વિક્રમાદિત્ય**

**મહાભારતના** યુગ પછી **વિક્રમ** જેવો સકળ ગુણ નિધાન કોઇ રાજા થયોજ નથી એવો સ્પષ્ટ મત પ્રસિધ્ધ ઇતિહાસકાર મી. **જોન્સ માર્ડી**એ પોતાના એક લેખમાં રજુ કર્યો છે. **માર્ડી**ના કથન મુજબ **વિક્રમજ** એક એવા વીર પુરુષ હતા કે જેમને સમ્રાટ, શહેનશાહોના પણ શહેનશાહ અને મહાન પ્રતાપીપણાનું બિરુદ આપી શકાય.

**વિક્રમાદિત્ય** માટેનો એક **સંસ્કૃત** શ્લોક અતિ પ્રસિદ્ધ છેઃ–

तत्कृतं यन्न केनापि तद्दत्तं यन्नकेनचित् ।
तत्साधितमसाध्यं यद्विक्रमार्केण साधितम ॥

અર્થાત્–**વિક્રમાદિત્યે** એવા કામો કર્યાં હતાં કે જે આજ સુધીમાં કોઇએ પણ કર્યાં નથી. **એમણે** એવા દાનો આપ્યા હતા કે તેવા દાનો અત્યાર સુધીમાં કોઇએ આપ્યા નથી. એમણે એવી અસાધ્ય

સાધનાઓ કરી હતી કે જેવી આજ સુધી કોઇએ પણ સિધ્ધ કરી બતાવી નથી.

**વિક્રમનો** પ્રતાપ, સૂર્યની જેમ અખંડ ભૂમંડલમાં ચોતરફ છવાઇ ગયો હતો. આ માટેજ તેઓ '**વિક્રમાદિત્ય**' યા '**વિક્રમાર્ક**' તરીકે ઇતિહાસમાં પ્રસિધ્ધ બન્યા હતા. તેમણે પ્રચન્ડ પરાક્રમવાળા **શકોનો** સંહાર કર્યો હતો અને પ્રજાને તેમના ત્રાસથી નિર્ભય બનાવી હતી. આ માટે જનતાએ તેમને '**શકારિ**' બિરુદથી પણ નવાજ્યા હતા.

**મહાન વિક્રમને વંદન હો!**

" ભારતીય સંસ્કૃતિના રક્ષણકર્તા વિદેશી દુશ્મનોના હલ્લામાંથી ભારતવર્ષને નિર્ભય બનાવનારા અને સમસ્ત ભારતવર્ષનો ડંકો સારીય દુનિયામાં ચોદિશ વગાડનારા એવા મહાન પ્રતાપી **વિક્રમને** અમે નમસ્કાર કરીએ છીએ. **વિક્રમ** શૈવમાર્ગી હતા, જૈની હતા, ચુસ્ત હિંદુ હતા કે ગમે તે જાતિના હતા તેની સાથે આજના નવજુવાન ભારતને કંઇ લેવા દેવા નથી. એ તો મહાન પરાક્રમી **વિક્રમને** તેમના અપૂર્વ સાહસો, તેમની અપ્રતિમ બુદ્ધિમતા, તેમના નિર્ભય કાર્યો, તેમની નિષ્પક્ષપાત ભરી રાજ્યનીતિ અને રાજા, શ્રીમન્ત, ગરીબ અને યાચકના ભેદભાવ ભૂલાવી બધાને જ સમાન નીતિને ધોરણે રાખી તેવીજ રીતે ન્યાય ચૂકવનારા, કર્તવ્યપરાયણ દીનબંધુ **વિક્રમને** પૂજે છે. **વિક્રમ સંવત્સરનો** ઉદય એજ તેમની અપ્રતિમ લોકપ્રિયતાનો અચૂક પૂરાવો છે. **વિક્રમ** એટલે સંસ્કૃતિ અને સંસ્કૃતિ એટલે પ્રજાની જાગતી જ્યોત. ભારતના એ મહાન અવતારી પુરુષને આપણા વંદન હો!

**સંપૂર્ણ**



# વિક્રમની વાતો વિશે કંઈક

"વિક્રમ જેટલો વીર અને પરાક્રમી હતો તેટલોજ તે વિદ્વાન અને વિદ્યાવિલાસી પણ હતો. એ જેટલો સાહસિક અને હિમ્મતવાન હતો તેટલો જ તે શૂરો અને પરદુઃખભંજક પણ હતો. વિક્રમ જેવો સમ્રાટ હિન્દના હવે પછીના ઇતિહાસમાં થશે કે નહિ તે પણ શંકાસ્પદ છે."

—ઈ. એડગર્ટન

"વિક્રમની શૂરાતન ભરી સહાસકથાઓની પ્રેરણાથીજ એશિયા અને પશ્ચિમની કેટલીક લોકપ્રિય કથાઓ અસ્તિત્વમાં આવી છે."

—ટૉની

કથાસરિત્સાગરના અંગ્રેજી અનુવાદક ટૉનીનું ઉપલું કથન તદ્દન વ્યાજબી અને સચ્ચાઇનો નિર્દેશ કરાવનારૂં છે. વીર વિક્રમ જેટલા પ્રતાપી, શૂરવીર હતા તેટલા જ તેઓ સાહસિક અને ઉદ્યમી પણ હતા. એમની યશગાથા પાછળ એમનું ભારોભાર શૂરાતન અને સાહસ પથરાયલું છે. એમના સાહસોની, એમના દાન અને ઉદારતાની, એમના વિદ્યા વ્યાસંગની અને એમના પરદુઃખભંજન

પણાની અનેક વાતો આજે દુનિયામાં વહેતી થઇ છે. આ વાર્તાઓ પાછળ ભલે કલ્પનાનો રંગ હોય, ભલે એની પાછળ અતિશ્યોકિતભરી કિંવદંતિઓ હોય તોપણ એટલું તો નક્કીજ છે કે એ કથાઓએ—એ વાર્તાઓએ તેમને મહાન અને યશસ્વી બનાવ્યા છે. એમની શૌર્ય-ભરી કહાણીઓએ તેમને પશ્ચિમમાં પંકાવ્યા છે. વૈતાળ સાથેના તેમના પરાક્રમોએ હિન્દુસ્તાનના આબાલવૃદ્ધ સૌને દિંગ્મૂઢ બનાવ્યા છે. એમની વૈતાળ પચ્ચીસી અને સિંહાસન બત્રીસીની વાર્તાઓએ—કરોડો હિન્દીઓનાંજ નહિ પરન્તુ વિદેશીઓના હૃદય પણ પુલકિત, આશ્ચર્યભર્યાં અને નીતિવાળા બનાવ્યા છે. વિક્રમનો આ વિજય મહાન અને અપૂર્વ ગણી શકાય.

વિક્રમની યશોગાથાં રૂપ ત્રણ ગ્રન્થોને ગણાવી શકાય. ૧. વિક્રમચરિત્ર ૨. સિંહાસન દ્વાત્રિંશિકા (સિંહાસન બત્રીસી) ૩—વૈતાળ પંચવિંશતી. કેટલાકો સિંહાસન[૧] બત્રીસીને જ વિક્રમચરિત નામથી સંબોધે છે. પરંતુ આ બરાબર નથી. સિંહાસન બત્રીસી અને વિક્રમચરિત્ર એ અલગ જ ગ્રન્થો છે. આ ત્રણ પુસ્તકોએ વિક્રમને જગતભરમાં પ્રસિદ્ધિએ ચઢાવ્યા છે. પંચતંત્ર, હિતોપદેશ, ઇસપનીતિ, અલફલૈલા અને એરેબીયન નાઇટ્સની બરોબરી કરી શકે એવી આ ગ્રન્થોની રચના છે. પશ્ચિમના વાર્તાકારોનું તો કથન છે કે—એરેબીયન નાઇટ્સ, Golden Ass of Apuleius, Boccacio's 'Decamerone', The Pentamerone અને બીજા એવા જ ચમત્કૃતિ, આશ્ચર્ય અને આનંદ આપનારા વાર્તાસંગ્રહો આ પુસ્તકોની જ રંગભરી કલ્પનાઓથી પ્રકાશ પામ્યા છે.

વિક્રમચરિત્રના અનેક અનુવાદો જગતભરની ભાષાઓમાં થયા છે. પંદરસો વર્ષ પહેલાં નૌશીરવાન પાદશાહના સમયમાં આ ગ્રન્થનો ફારસી અનુવાદ તૈયાર થયો હતો. એનો ફ્રેન્ચમાં, અરબીમાં, ઈટા-

૧ જુઓ—મેકડોનાલ્ડ કૃત સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (વાર્તાઓ અને કહાણીઓવાળું પ્રકરણ.)

લીશન, ચીની અને તિબેટી ભાષાઓમાં પણ અનુવાદ થયો છે. મહાકવી ગેટેએ વિક્રમના જીવનમાં ઊંડો રસ લઇ પોતાના બે કાવ્યોની પ્રેરણા પણ એમાંથી જ લીધી હતી.

જર્મન ભાષામાં વિક્રમચરિત્રનો અનુવાદ આઇકાનેએ કર્યો હતો. પોતાનો આ ગ્રન્થ મહાકવિ ગેટેએ વાંચ્યો હતો એવી નોંધ તેના લેખકે એની પ્રસ્તાવનામાં કરી છે. સને ૧૬૭૨ની સાલમાં વીન-સેન્ટીયસ મેરીઆએ 'વિક્રમાડીનુ ડેડીબ્મીની' નામનું એક પુસ્તક પ્રકાશિત કર્યું હતું. આ પણ વિક્રમચરિત્રનોજ અનુવાદ હતો. શેક્સપીયર પણ વિક્રમની વાતો અને તેના સાહસોથી મુગ્ધ પામ્યા હતા અને તેમણે ૧૮૧૯ ની સાલમાં પ્રકટ કરેલા પોતાના 'હિન્દુસ્તાની સીલેક્શન્સ'માં પણ તેમાંની ઘણી વાતો લીધી હતી. મહાકવિ બિલ્હણે પણ વિક્રમાંકચરિત ૧૮ સર્ગોમાં લખી સને ૧૦૮૫ માં પ્રકટ કર્યું હતું. તેના આ ગ્રન્થની વેબરે ભારોભાર પ્રશંસા કરી છે. અંગ્રેજીમાં આ ગ્રન્થનો અનુવાદ બુલ્હરે કર્યો છે.

સિંહાસન બત્રીસીના પણ અનેક અનુવાદો દેશી તથા પરદેશી ભાષાઓમાં પ્રકટ થયાં છે. અંગ્રેજીમાં હાવર્ડ ઓરીએન્ટલ સિરિઝમાં સિંહાસન બત્રીસીના ચાર રૂપાન્તર ઉત્તમ ઢંગથી સાનુવાદ પ્રકાશિત કરવામાં આવ્યા છે. આ સિવાય ઈ. એડગર્ટને Adventures of King Vikram એ નામનો એક સુંદર ગ્રન્થ બે મોટા ભાગોમાં રચી પ્રકાશિત કરાવ્યો છે. આ ગ્રન્થની શરૂઆતમાં તેણે રાજા વિક્રમ વિષયમાં એક અભ્યાસપૂર્ણ પ્રવેશક પણ લખ્યો છે. સિંહાસન બત્રીસીના અનેક સંસ્કૃત તથા પ્રાકૃત અનુવાદો પણ બહાર પડ્યા છે. આજ ગ્રન્થના જર્મન, ફ્રેન્ચ અને ઇટાલિયન અનુવાદો પણ થયા છે.

ત્રીજો ગ્રન્થ વૈતાલ પચ્ચીસીનો છે. અને એ ગ્રન્થ ઉપરથી જ આ પુસ્તક 'વિક્રમની વાતો' યોજાયલું હોવાથી તેની ચર્ચા જરા વિસ્તૃત

કરીશું તો તે યોગ્યજ થઇ પડશે. આ વૈતાલ પચ્ચીસીનું સંસ્કૃત નામ वेतालपंचविंशाति છે. એમાં વૈતાળે રાજા વિક્રમને કહેલી ૨૫ વાર્તાઓ છે. પ્રસિદ્ધ યૂરોપીય વિદ્વાન પંડિત મેકડૉનાલ્ડ આ પુસ્તકને પૂર્વની કલ્પનાના રંગથી સારી રીતે રંગાયલો એવો સુન્દર અને ચતુરાઇભરી વાર્તાઓવાળો ઓળખાવે છે.૧ તેઓ કહે છે કે:–"દરેક વાર્તા એવી રીતે રચવામાં આવી છે કે તેને છેડે અમુક ગુંચવણ ભરેલો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અને આ પ્રશ્નનો ઉત્તર રાજા પાસેથી માગવામાં આવે છે. રાજા કુશળતાપૂર્વક તેનો ઉકેલ બતાવે છે."

બીજા એક યૂરોપીય વિદ્વાન પંડિત વેબરે 'વૈતાલ પચ્ચીસીને પરીકથાઓ તરીકે વર્ણવી તેની વાતોને મનોરંજન કરનારી ગણી છે. આજ લેખક બીજા એક સ્થળે આ પુસ્તકની પ્રશંસા કરતાં તેની વાર્તાઓને મહાભેદી તત્વોવાળી, રસિક અને ચમત્કારિક ગણી છે. એ કહે છે કે એમાં વિક્રમના સાહસો છે અને તેની સાથે સાથે તેનું અપ્રતિમ બુદ્ધિકૌશલ પણ છે.

સિંહાસન બત્રીસીના અંગ્રેજી લેખક અને જાણીતા વાર્તાકાર ઈ. એડગર્ટને પણ વતાલ પચ્ચીસીની વાર્તાઓને રસિક, અજાયબી તત્ત્વોભરી અને ડહાપણભરી વર્ણવી છે. આજ લેખક કહે છે કે–'વૈતાળ પચ્ચીસીની વાર્તાઓએ કહાણી સાહિત્યમાં એક નવીજ દિશા ઉઘાડી છે એમ કહીએ તો પણ ચાલે.'

રાજા વિક્રમના સાહસો વર્ણવતો આ ગ્રન્થ છે અને તેણે પૂર્વના તથા પશ્ચિમના લેખકોની ભારોભાર પ્રશંસા મેળવેલી છે. વૈતાળ પચ્ચીસીનું મૂળ મહાકવિ સોમદેવ ભટ્ટ કૃત કથાસરિત્સાગરમાં છે. આ કથાસરિત્સાગરની મૂળ રચના કવિ ગુણાઢ્યે ભૂતભાષામાં સાતલાખ

---

૧–જુઓ–સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસઃ વાર્તાઓ અને કહાણીઓ વાળું પ્રકરણ.

૨–વેબર કૃત History of Indian Literature

શ્લોકોમાં કરી હતી અને તે બૃહત્કથા ના નામથી ઓળખાતી હતી. પરન્તુ આ બૃહત્કથાનું હાલ અસ્તિત્વ નથી. એ બૃહત્કથા ઉપરથી બે ગ્રન્થો લખાયા ૧. કવિ ક્ષેમેન્દ્ર કૃત બૃહત્કથા મંજરી અને ૨.– સોમદેવ ભટ્ટ કૃત કથાસરિત્સાગર. કવિ ક્ષેમેન્દ્રનો ગ્રન્થ ટૂંકો છે.– જ્યારે સોમદેવ ભટ્ટનો ગ્રન્થ વિસ્તૃત અને લગભગ ૨૪ હજાર શ્લોકોનો બનેલો છે. આ બંને ગ્રન્થોની રચના પાછળ એક રસિક ઇતિહાસ છે.

કાશ્મીર દેશના અનંગ દેવ રાજાને સૂર્યવતી નામની એક રાણી હતી. આ રાણી વિદ્યાવિલાસી અને વાર્તા–કથાઓની અપૂર્વ રસીલી હતી. પોતાના આ શોખને પૂરો કરવા માટે તથા પોતાનું મન પ્રસન્ન થાય તે માટે તેણે પોતાના દરબારમાં વસતા કવિ ક્ષેમેન્દ્ર અને કવિ સોમદેવ ભટ્ટને ટૂંકી વાર્તાઓનો એક ગ્રન્થ રચી લાવવાની આજ્ઞા કરી. આ આજ્ઞા અનુસાર કવિ ક્ષેમેન્દ્રે બૃહત્કથા મંજરી અને સોમદેવ ભટ્ટે કથાસરિત્સાગરની રચના કરી. રાણીને ક્ષેમેન્દ્રનો ગ્રન્થ નાપસંદ પડયો. જ્યારે સોમદેવનો ગ્રન્થ તેને ખૂબજ ગમી ગયો. આમ આ બન્ને ગ્રન્થો પ્રકાશમાં આવ્યા.

સોમદેવ ભટ્ટ કૃત કથાસરિત્સાગરમાં વેતાલ પંચવિંશતિની જે વાર્તાઓ આવે છે તેનો નાયક રાજા ત્રિવિક્રમસેન કહેલો છે. આ ત્રિવિક્રમસેન એ વિક્રમસેનનો પુત્ર જ છે. યૂરોપીય વિદ્વાનોના મત મુજબ ત્રિવિક્રમસેન અને વિક્રમાદિત્ય એ બન્ને એક જ છે.[૧]

વેતાલ પચ્ચીસીની વાર્તાઓ ત્રણ મુખ્ય ગ્રન્થોમાં મળી આવે છે ૧–બુધસ્વામી વિરચિત બૃહત્કથાશ્લોક સંગ્રહ (૧૧ મી શતાબ્દી) ૨–ક્ષેમેન્દ્ર રચિત કથા મંજરી (૧૦૫૦ ઇ. સ.) ૩–સોમદેવ રચિત કથાસરિત્સાગર. (ઇ. સ. ૧૦૭૦) પરન્તુ આ ત્રણેના આધારરૂપ

---

૧ જુઓ–કથાસરિત્સાગરના ટોનીએ કરેલા અંગ્રેજી ભાષાંતર Penzer ની નવી આવૃત્તિ—The Ocean of Story Vol VI p. 228.

મૂળભૂત પુસ્તક તો ગુણાઢ્ય રચિત બૃહત્કથાસંગ્રહ[1]જ છે. પૈશાચી ભાષાનો આ મહાગ્રંથ આજે લુપ્ત થઇ ગયેલો છે.

વૈતાલ પચ્ચીસીની વાર્તાઓના અનેક અનુવાદો દુનિયાભરની ભાષાઓમાં થયા છે. આ ગ્રન્થને પશ્ચિમના લેખકોએ ખૂબજ વખાણી 'એક ચમત્કૃતિભરી વાર્તાઓનો સંગ્રહ' એવું ઉપનામ પણ આપ્યું છે. આ ગ્રન્થના રૂપાંતર સૂચક 'સિધ્ધિકરની વાર્તાઓ' એ નામનો એક ગ્રન્થ યૂરોપમાં સને ૧૮૬૬ માં લીપઝીકમાં છપાયો હતો. અંગોલિયન ભાષામાં પણ આ ગ્રન્થની ઘણી ખરી વાર્તાઓ પુસ્તક રૂપે પ્રકાશિત થઇ ગઇ છે. પ્રસિધ્ધ જર્મન વિદ્વાન ઓએસ્ટરલીએ પણ વૈતાલ પચ્ચીસીનું જર્મન ભાષાંતર પ્રકટ કરાવ્યું હતું. ફોર્ટ વિલિયમમાં ગીલ ક્રાઇસ્ટે કોલેજ ઓફ ઑરીએન્ટલ લેંગ્વેજ શરૂ કરી ત્યારે તેણે એના હિન્દી, ઉર્દુ અને અંગ્રેજી અનુવાદો પણ પ્રકટ કરાવ્યા હતા. બેબીંગ્ટન નામના એક આંગ્લ લેખકે વૈતાળ પચ્ચીસીની વાર્તાઓનો અનુવાદ મૂળ સંસ્કૃતમાંથી ન કરતાં તામીલ ભાષામાંથી કરી તેને અંગ્રેજીમાં Vetal Cadai એ નામથી પ્રકાશિત કરાવ્યો હતો.

હવે વૈતાલ પચ્ચીસી ઉપરથી આધુનિક સમયમાં અંગ્રેજીમાં કયા કયા ગ્રન્થો તૈયાર થયાં છે તે તપાસીએ તો તેમાંના મુખ્ય નીચે મુજબનાં તરી આવે છેઃ—

1 VIKRAM & The VAMPIRE or the Tales of Hindu Deribery. Adopted By Captain Sir Richard Burton. 2nd. Edn. Published in August 18th 1893.

આ અંગ્રેજી ગ્રન્થની પહેલી આવૃત્તિ સને

---

૧ આ બૃહત્કથામાંથી કવિ દંડીએ પોતાના ગ્રન્થોની રચના કરી હતી. આજ પુસ્તકનું નામ બાણે પણ કાદંબરીમાં આપ્યું છે. પ્રસિધ્ધ પંડિત બુલ્હરના અભિપ્રાય મુજબ આ ગ્રંથ ઇસ્વીસનના પહેલા અથવા બીજા સૈકામાં લખાયો હોવો જોઇએ.

૧૮૭૦ માં પ્રકટ થઇ હતી. આ પુસ્તકમાં માત્ર અગિયાર વાર્તાઓ છે. એમાં ૩૩ ચિત્રો પણ છે. એ હિન્દી ભાષા ઉપરથી અનુવાદિત કરવામાં આવી છે.

૨ VETAL PACHICI એ નામની એક પુસ્તિકા મુંબાઇથી દેવારે એન્ડ કંપની તરફથી પ્રકટ થઇ હતી. પ્રકટ થયાની સાલ લગભગ ૧૮૮૦–૯૦ ની છે. આ પુસ્તકની જીર્ણ પ્રત જોવામાં આવી હતી અને તેમાં ટૂંકી વાર્તાઓ સાદી અને સરળ ભાષામાં હતી. એના અનુવાદ કે પ્રસ્તાવનામાં એ શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયેલી હતી એવો ઉલ્લેખ પણ કરેલો છે.

૩ BAITA'L PACHISI–FIFTEEN TALES એ નામથી બીજો એક સંગ્રહ પ્રકટ થયો છે. એના કર્તા નેસફીલ્ડ છે. આ પુસ્તક ખાસ કરીને બાળકો માટે જ અનુવાદિત કરાયલું છે. એટલે એમાં મૂળની ખૂબીઓ નથી અને તે અતિ સંક્ષિપ્તમાં છે. એ સચિત્ર પણ છે.

૪ TALES of KING VIKRAM એ નામનું એક પુસ્તક પ્રકાશિત થયું છે. એમાં **વિક્રમની** ૨૫ વાર્તાઓ ઉપરાંત The End of King Vikram એ નામની એક બીજી પણ વાત છે. આ વાત **સિંહાસન બત્રીસીની** છે. એના કર્તા **સી. એ. કીંકેડ** છે. અને તે મૂખ **મરાઠી** ઉપરથી અનુવાદિત કરવામાં આવી છે. એમાં પ્રસિદ્ધ **હિંદી** ચિત્રકાર શ્રી **ધુરંધરના** ૬ ચિત્રો પણ છે.

વૈતાલ પચ્ચીસીના સ્વતંત્ર સંસ્કૃત ગ્રન્થોમાં પંડિત શિવદાસનું પુસ્તક ખાસ ધ્યાન ખેંચે એવું છે. આ પુસ્તકની એક પ્રાચીન પ્રતિ બીકાનેર સ્ટેટની લાયબ્રેરીમાં છે. પ્રો. કીથ, વેબર વગેરેએ પંડિત શિવદાસના જ ગ્રન્થનો ઉલ્લેખ પોતાના પુસ્તકોમાં કર્યો છે. આ સિવાય પંડિત જંભલદત્ત નામના એક બંગાળી વિદ્વાને પણ એ ગ્રન્થ સંસ્કૃતમાં રચી જીવાનંદ દ્વારા પ્રકાશિત કરાવ્યો હતો. વલ્લભ નામના એક વિદ્વાને પણ સંસ્કૃતમાં એની રચના કર્યાનો ઉલ્લેખ મળે છે. સંસ્કૃત કથાર્ણવમાં પણ વૈતાલ પચ્ચીસીનો સમાવેશ કરવામાં આવ્યો છે.

વૈતાળ પચ્ચીસીના હિન્દી અનુવાદો પણ પુષ્કળ પ્રમાણમાં પ્રકટ થયાં છે. પંડિત ગંગાધર, ભવાનીશંકર, દેવદત્ત, શંભુનાથ ત્રિપાઠી, ભવાનીસહાય, સૂરત મિશ્ર, લલ્લુલાટન, ભોલાનાથ ચૌબે, આદિ કર્તાઓનાં ગ્રન્થો મળી આવે છે.

વૈતાળ પચ્ચીસીના મરાઠી–કેનેરી–બંગાળી અને તામીલ અનુવાદો પણ સારી સંખ્યામાં બહાર પડ્યા છે. ગુજરાતી અનુવાદોમાં કવિ શામળ ભટ્ટ કૃત બડા પચ્ચીસી ખાસ ધ્યાન ખેંચે છે. પરન્તુ આ ગ્રન્થ પદ્યમાં છે. કવિ શામળે પોતાની ચમત્કારિક ભાષામાં એની રચના કરી છે. કવિ શામળની વાર્તાઓમાં અને વૈતાળ પચ્ચીસીની વાતોમાં ઘણો તફાવત માલમ પડી આવે છે. એમાં નામ, વર્ણન, પાત્રો, રચના વગેરેમાં પણ ભેદ જોવામાં આવે છે.

વૈતાળ પચ્ચીસીનો મૂળ સંસ્કૃત ગ્રન્થ કેવી રીતે બીજી ભાષાઓમાં ઉતર્યો તેને લગતી એક રસિક વાત પણ છે. અને આ વાત દેશી ભાષાઓના ગ્રન્થોમાં અગ્રભાગે કહેવાઈ પણ છે.

"દિલ્હી શહેરમાં મહમ્મદશાહ બાદશાહનું રાજ્ય હતું. આ બાદશાહનો એક આશ્રિત રાજા જયસિંહ સવાઇ નામનો હતો. આ જયસિંહના દરબારમાં સોરઠ નામનો એક કવિ હતો. એક પ્રસંગે

વાર્તાલાપ દરમ્યાન આ કવિએ રાજાને કહ્યું:–"વિક્રમના સાહસે: વર્ણવતી એક અદ્દભૂત વાર્તાઓનો સંગ્રહ છે. પરન્તુ તે સંસ્કૃતમાં છે."

રાજાએ એ ગ્રન્થ સાંભળવાની ઇચ્છા કરી. કવિએ આખો સંસ્કૃત ગ્રન્થ રાજાને વાંચી સંભળાવ્યો રાજા પ્રસન્ન થયો. તેણે કવિને કહ્યું :– "આ ગ્રન્થ સંસ્કૃતમાં છે એટલે તેનો સાધારણ જન-સમાજમાં પ્રચાર થવો અશક્ય છે માટે તમે એનો સરળ વ્રજ-ભાષામાં અનુવાદ કરો. કવિએ લાલિત્યભરી શૈલીમાં એનો અનુવાદ વ્રજભાષામાં તૈયાર કર્યો. રાજાને એ ખૂબજ ગમી ગયો અને તેણે પોતાના રાજ્યમાં એનો છૂટથી પ્રચાર કરાવ્યો.

એ પછી હિન્દના વાઇસરોય માર્કિવસ વેલીસ્લી સાહેબના અમલ દરમ્યાન કલકત્તાના એક વિદ્યાવિલાસી આંગ્લ ગૃહસ્થ ગીલ ક્રાઇસ્ટની મદદથી લલ્લુલાલ નામના એક હિન્દી કવિએ એનો હિન્દી અનુવાદ તૈયાર કર્યો. આ અનુવાદ પણ સારો વખણાયો હતો. તે બાદ કેપ્ટન માટેના હુકમથી પંડિત તારિનીચરણ મિત્રે પણ હિન્દી અનુવાદ તૈયાર કર્યો હતો. અને આ અનુવાદ બંગાળાની સ્કુલો–પાઠશાળાઓ વગેરેમાં મંજૂર પણ થયો હતો. વૈતાળ પચ્ચીસીનો એક મરાઠી અનુવાદ સને ૧૮૩૦ માં શ્રી સદાશિવ ચિત્રે નામના લેખકે પણ કર્યો હતો. એનું અંગ્રેજી ભાષાંતર ક્રીંકેડે કર્યું છે.

પ્રસ્તુત પુસ્તક 'વિક્રમની વાતો'માં વૈતાલ પચ્ચીસીની પૂરી ૨૫ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવે છે. ઉપરાંત એમાં પૂર્વકથા તરીકે સમ્રાટ વિક્રમાદિત્યના જીવનને લગતાં પ્રસંગો પણ આપવામાં આવ્યા છે. વિક્રમ શા માટે વૈતાળને સિધ્ધ કરવા માટે ગયા હતા તેનું આખું રહસ્ય આ પ્રકરણમાં છે. વૈતાળ પચ્ચીસીની ઉત્પત્તિ સૂચક જ આ કથા છે. પુસ્તકનો બીજો ભાગ મહાન વિક્રમ એ નામનો છે. એમાં વિક્રમાદિત્યના જીવનની, તેમના ઉત્તમ ગુણોની તથા તેમના, રાજ્યની જાહોજલાલીનો પરિચય કરાવવામાં આવ્યો છે.

પ્રસ્તુત પુસ્તક તૈયાર કરવા માટે અનેક ભાષાઓના પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે. મૂળ વાર્તાના સ્વરૂપને એમનું એમ જ રાખી તેનો કલેવર દેહ રસિક અને રમ્ય બને, આધુનિક વાર્તા શોખીનોને તે વાંચવી ગમે એવો કરવાનો નમ્ર પ્રયત્ન કરવામાં આવ્યો છે. પોતાના આ પ્રયત્નમાં પ્રયોજકને કેટલી સફળતા મળી છે તે તો વાંચકો જ નક્કી કરી શકશે, તો પણ અહીં એટલું તો કહેવું આવશ્યક છે કે **વિક્રમ**ની વાર્તાઓ, તેની સાહસકથાઓ, તથા તેના જીવન પ્રસંગો આટલા વિસ્તૃત સ્વરૂપમાં આલેખતું આ સૌથી પ્રથમ જ પ્રકાશન છે. અને તેવી તક આપવા માટે હું શ્રી **શારદા**નો ઉપકારી છું.

આશા છે કે મહાન **વિક્ર**માદિત્યની વાર્તાઓના આ પુસ્તકને ગુજરાત તેની દ્વિસહસ્રાબ્દિના અવસરે સત્કારશે.

**આનંદકુમાર ભટ્ટ**



જેવા અનેક નરરત્નોએ રૂ... પ, શૌર્ય ... આત્મત્યાગથી સર્જ્યો હતો. આ ...નું કે આ મહાપુરૂષને અનુલક્ષીને લખાયેલું ઘણુંયે સાહિત્ય અત્યારે પણ વાર્તાઓ રૂપે વિદ્યમાન છે અને વાર્તાઓ એટલે જીવનના ઘડતરમાં અમૂલ્ય હિસ્સો આપનારૂં સરલ અને સહજ સાધન. જે કાલમાં શાળા, પાઠ-શાળાઓ મર્યાદિત હતી એ કાળમાં વડીલો કે માબાપોને મોઢે વાર્તાઓ સાંભળી ઘણાંએ બાલકોનાં જીવન સંસ્કારી થયાં છે. અત્યારે પણ બાલ-માનસને વાર્તાઓ સાંભળવી ગમે છે એટલે વાર્તાઓનું સ્થાન જીવનમાં જેવું તેવું નથી. મહારાજ વિક્રમની આવી ઘણીયે વાતો ગુજરાતના મહાકવિ શામળભટ્ટે પ્રાકૃત અને પદ્યમાં ઉતારી લોકજીભાએ રમતી કરી પણ અત્યારની પલટાતી રસવૃત્તિને આ વાર્તાઓ સરળ ભાષામાં જોઈતી હોય તો ભાઈ આનન્દકુમાર ભટ્ટ એ જરૂરીઆત પૂરી પાડે છે.

મહારાજ વિક્રમાદિત્યની જીવન-કથા, એમની જાહોજલાલ અને એમની પ્રતિભા પાછળ સંકળાયેલી અનેક વાર્તાઓ અને અનેક ભાષાઓમાં થયેલા એના ભાષાન્તરો વિષેપણ આ પુસ્તકના લેખકે વિસ્તારથી લખ્યું છે એમાં ચર્ચાને સ્થાન ... હોય પણ પ્રયોજક અને પ્રકાશકના આ ઉત્સાહને હું જરૂર અભિનંદન આપું.

---



# શ્રી ગૃહસંસ્કાર ગ્રંથાવલિ

